: પ્રકાશક :
નવિનચન્દ્ર મોહનલાલ મહેતા
નવયુગ પુસ્તક ભંડાર
નવા નાકા રોડ, ૧ લે માળે
રાજકોટ-૩૬૦૦૦૧ : [સૌરાષ્ટ્ર]







પુનઃ મુદ્રણ ત્રીજું
[૧૯૭૯]



કિંમત
રૂા. ૨૦-૦૦



: મુદ્રક :
નાનાલાલ સોમાલાલ શાહ
સર્વોદય મુદ્રણાલય
મુ : સાદરા - ૩૮૨૩૨૦
સ્ટે : ડભોડા [એ. પી. રેલ્વે]



ચી. શ્રી. જશવંતલાલ અમૃતલાલ ઝવેરી

તથા

અ. સૌ. બેન મિનાક્ષી ઝવેરીને

અંતરના આશિર્વાદ સાથે-

મોહનલાલ ધામી

કાન્તાગૌરી ધામી

## વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી રચિત પુસ્તકો

| | |
|---|---|
| ૧૩–૭૫ બાલદાન | ૧૬–૫૦ ભાવડ શાહ |
| ૧૮–૦૦ સંસાર ચાલ્યો જાય છે | ૧૬–૫૦ દેદા શાહ |
| ૨૦–૦૦ ભવબંધન : મલયસુંદરી | ૧૨–૦૦ સુદર્શન શેઠ |
| ૨૦–૦૦ ભવબંધન : મહાબલકુમાર | ૧૫–૦૦ ચંદ્રવદના |
| ૨૦–૦૦ નિષધપતિ | ૧૧–૫૦ સાત સવાલ |
| ૧૮–૦૦ સંસાર એક સ્વપ્ન | ૧૦–૨૫ નાથ અનાથ |
| ૧૬–૫૦ રાજનંદિની | ૧૦–૦૦ આર્ય લલિતાંગ |
| ૧૮–૦૦ સૌભાગ્ય કંકણ | ૧૦–૦૦ ચર સમ્રાટ |
| ૧૮–૦૦ રજની રંગભરી | ૯–૭૫ પર્વાધિરાજ |
| ૧૫–૦૦ પુણ્યપ્રભાવ ૧ લો | ૮–૦૦ સ્નેહપ્રિયા |
| ૧૫–૦૦ પુણ્ય પ્રભાવ ૨ જો | ૧૧–૭૫ વાસવદત્તા |
| ૧૩–૫૦ તરંગલોલા | ૧૨–૨૫ વૈતાલ ભટ્ટ |
| ૧૭–૦૦ વેળા વેળાની વાદળી | ૩–૦૦ ધુમસના પડછાયા |
| ૧૪–૫૦ અલખ નિરંજન | ૧૧–૫૦ રાજદુલારી |
| ૮–૨૫ કુલવધૂ | ૩–૦૦ પરણ્યા પહેલાં |
| ૧૦–૫૦ અંજના સુંદરી | ૧૦–૦૦ રંગ રાગ વિરાગ |
| ૨૬–૦૦ વેરનાં વિષ | ૨૦–૦૦ જિણહા શેઠ |
| ૧૫–૦૦ તિલક મંજરી | ૧૩–૫૦ જાવડ શેઠ |

**નવયુગ પુસ્તક ભંડાર :** નવા નાકા રોડ : રાજકોટ
૩૬૦૦૦૧ (સૌરાષ્ટ્ર)

## ખાસ કંઈ કહેવાનું નથી

પરતાવના કે બે બોલ જણાવવાની એક સનાતન પ્રથાનો ત્યાગ કરવાનું જેમ મન થતું નથી તેમ આ કથા અંગે ખાસ કંઈ કહેવાનુ પણ નથી. ઘણા ટૂંક સમયમાં આ કથા બીજી આવૃત્તિને પામે છે, એજ વાચકોની મમતાનું દર્શન છે.

ભવબંધનનો બીજો ભાગ આજે બીજી આવૃત્તિ રૂપે બહાર પડે છે અને જયહિંદના હજારો વાચકોએ બિરદાવેલી આ સુંદર કથા સંપૂર્ણ બની જાય છે.

કથાનું મૂળ તો જૈન કથાનુયોગ જ છે અને હું એને સંપૂર્ણ વફાદાર રહ્યો છું.

કથાને લડાવવા ખાતર કલ્પનાની પીંછી વડે જે રંગ પુરવા જોઈએ તે રંગ પૂર્યા સિવાય પ્રસંગોમાં મેં કોઈ પરિવર્તન કર્યું નથી.

૨૦૨૪
અષાઢ–સુ–૧
રાજકોટ

વૈદ્ય મોહનલાલ ચુ. ધામી

## ત્રીજી આવૃત્તિ વેળાએ...

ભવબંધનના બીજા ભાગની તૃતિય આવૃત્તિ પ્રગટ થાય છે તે મારા માટે ગૌરવ ભરી વાત છે. આપ સૌ વાચકોનો પ્રેમ, સ્નેહ અને આવકાર મારા માટે આશીર્વાદ સમા છે.

ભવબંધન 'મહાબલકુમાર' બીજો ભાગ અત્યંત રોમાંચક અને સાહસ, શૌર્યથી પૂર્ણ છે. મારી અન્ય કથાઓની માફક આ કથાને પણ આપનો પ્રેમભર્યો આવકાર મળશે તેવી મારા અંતરમાં શ્રદ્ધા ભરી છે.

કરણપરા, ધામીનિવાસ<br>રાજકોટ–૩૬૦૦૦૧<br>મહાશુ. ૮ : ૨૦૩૫

– વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી

# અનુક્રમ


૧ શ્રમનો ચમત્કાર ૧
૨ વિપત્તિની વાદળી ! ૧૦
૩ આમાં સાચું શું ? ૨૦
૪ અણુધારી ઘટના ૩૦
૫ આતુરતા ! ૩૮
૬ વિપત્તિનું વાદળ વેરાયું ! ૪૭
૭ મિલન યામિની ! ૫૬
૮ વેરનો અગ્નિ ! ૬૫
૯ હૈયાનો ડંખ ! ૭૫
૧૦ ઘોર અરણ્યમાં... ૮૫
૧૧ તૃણ રોયા ! ૯૪
૧૨ ઘટસ્ફોટ ! ૧૦૪
૧૩ દર્દનો અગ્નિ ! ૧૧૪
૧૪ પુત્ર જન્મ ! ૧૨૩
૧૫ અણધારી વિપત્તિ ! ૧૩૨
૧૬ સાગરતિલક નગરમાં ૧૪૩
૧૭ અલગારનો અભિનય ! ૧૫૨
૧૮ 'ખબરદાર છંછેડાયો !' ૧૬૨
૧૯ તમાચો ! ૧૭૨
૨૦ સાગરપ્રવાસની ભૂમિકા ૧૮૧
૨૧ ઉર્મિલાનું છળ ! ૧૯૦
૨૨ શિયળની કસોટી ૨૦૦
૨૩ મૃત્યુના મુખમાં ૨૧૦
૨૪ ભીલમાંથી ચૂલમાં ૨૨૦
૨૫ આમ્રફળ...! ૨૩૦
૨૬ વીંઝાતો કોરડો ! ૨૪૦
૨૭ છેલ્લો વિસામો ! ૨૫૦
૨૮ વિષધર ! ૨૬૦
૨૯ વિષમુક્તિ ! ૨૭૦
૩૦ ચિતાની રાખ ! ૨૮૦
૩૧ મોતનો કૂદકો ! ૨૮૮
૩૨ ચમત્કાર ! ૨૯૯
૩૩ સળગતી આગમાં ૩૦૮
૩૪ ખબરદાર આવ્યો ! ૩૧૮
૩૫ ન્યાયનું ગૌરવ ૩૨૭
૩૬ ભવબંધનનો અંત ! ૩૩૭

## પ્રકરણ ૧ લું : : શબનો ચમત્કાર

વ્યંતર યોનિમાં વસતા જીવોની પણ એક અદ્‌ભુત શક્તિ હોય છે.

ભદ્રારિકા દેવીને મંદિર પાસેથી બંને વ્યંતર મિત્રોએ ઉડાડેલો વડ માત્ર અર્ધઘટિકામાં જ અલંબગિરિના વન પ્રદેશમાં આવી ગયો.

વડ જેવો એક ચોક્કસ સ્થળે સ્થિર થયો કે તરત મહાબલ પોલાણમાંથી બહાર નીકળી ગયો અને બોલ્યો. " પ્રિયે, સત્વર બહાર નીકળી જા. નહિ તો હમણા જ વડ પોતાના સ્થાને ચાલ્યો જશે."

વસ્ત્રો સંકોરીને મલય તુરત બહાર નીકળી ગઈ...એજ પળે વડ જે રીતે આવ્યો હતો તે રીતે પાછો ઉઠી ગયો. બને વ્યંતરો પણ વિદાય થઈ ગયા.

મહાબલે આસપાસ નજર કરી અને કહ્યું : " પ્રિયે, આપણે પૃથ્વીસ્થાનપુરના પાદરમાં જ આવ્યા છીએ. આવ...ઘડિક આરામ લઈએ ..છેલ્લી કેટલીય રાતો તારે માટે નિદ્રાહીન બની છે ..વહેલી સવારે આપણે ચાલ્યા જઈશું..."

" જેવી આપની આજ્ઞા...પરંતુ આ સ્થળ તો..."

" મારું પરિચિત છે...અહીંથી બે ત્રણ કોસ દૂર મારી નગરી છે. આપણે સૂર્યોદય થતાં થતા તો રાજભવનમાં પહોંચી જઈશું."

" સુંદર વનપ્રદેશ છે .." કહી મલય ચારે તરફ જોવા માંડી.

અ ધકાર તો હતો જ . પરંતુ અર્ધ રાત્રિ પછી થયેલા ચંદ્રોદયના કારણે આછો અને સ્નિગ્ધ પ્રકાશ ઘણો જ મનભાવક લાગતો હતો. ચદ્રના સ્નિગ ધઅને હળવા પ્રકાશમાં બંને પ્રકૃત્તિનું સૌન્દર્ય નિહાળી રહ્યા...

અને બંનેના કાન પર કોઈ નારીના કરૂણ રૂદનનો સ્વર અથડાયો.

" કંઈ સંભળાય છે ? " મલયે સ્વામી સામે જોઈને પ્રશ્ન કર્યો.

મહાબલે કહ્યું : " હા પ્રિયે, આ અટવીમાં કોઇ બાઈ રડતી હોય એમ લાગે છે "

" એના રૂદનમાં ભારે કરૂણતા છે ..કોણ હશે ? "

મહાબલ અને મલય થોડી પળો સ્થિર બની રૂદન સાંભળવા માંડયા.

નીરવ વાતાવરણમાં જાણે દૂરથી કોઈનો દર્દભર્યો સ્વર ગુંજી રહ્યો હતો.

મહાબલે કહ્યું : " પ્રિયે, તારામાં હિંમત હોય તો હું તપાસ કરી આવું. કદાચ કોઈ બાઈ આ વિકટ વનમાં ભૂલી પડી હોય અથવા કોઈ અણધારી વિપત્તિમાં આવી પડી હોય ! "

" કોઇ ભૂત પ્રેત કે પિશાચિની હશે તો ? "

મહાબલે પ્રિયતમાના ખભા પર હાથ મૂકીને કહ્યું : " પ્રિયે, એવું કાંઈ હોય તો પણ ભયનું કારણ નથી. મારી છાતી મજબૂત છે...તું આ વૃક્ષ નીચે જ ઊભી રહેજે.. હું થોડીવારમાં તપાસ કરીને આવુ છુ."

મલયના મનમાં થયું. વખતે વાર લાગે અને કોઈ વનવાસી આવી ચડે તો ? તે બોલી : "સ્વામી, હું પણ સાથે આવું .."

" પ્રિયે, તું ખૂબ જ થાકી ગઈ છે. જરા આરામ કર . ઊભી રહે...હું તને જાતિપરિવર્તન કરનારૂં તિલક કરૂ છું...પછી તારે માટે ભયનું કોઈ કારણ નહિ રહે અને તારો આ હાર પણ હું મારી પાસે જ સાચવીશ."

આ પ્રમાણે કહી મહાબલે મલયના કપાળ પર વિજ્ઞાનસિદ્ધ દ્રવ્યવાળી દાબડી પોતાની કમ્મરમાંથી કાઢીને તિલક કર્યું, અને મલયે લક્ષ્મીપુંજ હાર સ્વામીના હાથમાં આપ્યો.

થોડી જ વારમાં મલય પુરુષરૂપ બની ગઈ. મહાબલે કહ્યું: "પ્રિયે, આ વસ્ત્રો તને શોભશે નહિ..."

"બીજો તો કોઈ ઉપાય નથી."

"મને યાદ આવ્યું. મારાં જૂનાં વસ્ત્રોની પોટલી મેં વડની બખોલમાં જ મૂકી હતી ..આપણે વડમાંથી બહાર નીકળ્યાં ત્યારે એ પોટલી પણ મારા પગની ઠેસથી બહાર નીકળી ગઈ હતી. સામે જ પડી હશે .." કહી મહાબલ જે સ્થળે વડ ઊભો રહ્યો હતો તે સ્થળે ગયો અને પોતાના જૂના વસ્ત્રોની પોટલી લઈ આવ્યો.

મલયસુંદરીએ સ્વામીનાં વસ્ત્રો ધારણ કરી લીધાં. પોતાના અંગમાં રહેલા અન્ય સ્ત્રિયોચિત અલંકારો અને પોતાના ઉતારેલા વસ્ત્રોની એક પોટલી બાંધી લીધી.

મહાબલે આ પોટલી એક વૃક્ષની ડાળ પર બાંધી દીધી. ત્યાર પછી પત્ની સામે જોઈને કહ્યું: 'મલય, તું નવજવાન પુરુષ બની ગઈ છે ..મને તો ભય છે કે કોઈ દેવાંગના આકાશમાર્ગે જતી હશે ને તને જોઈ જશે તો......'

સ્વામીના મોઢા પર હાથ દબાવીને મલય બોલી: "હવે આપ વિદાય થાઓ ..અને વહેલા પાછા આવો હું આ વૃક્ષ નીચે જ વાટ જોતી બેસી રહીશ."

મહાબલે જતાં પહેલાં પોતાના હાથમાં શોભતી રાજમુદ્રિકા કાઢીને મલયની એક આંગળીમાં પહેરાવી દીધી ત્યાર પછી મહાબલ વિદાય થયો. મલયે કચવાતા હૈયે સ્વામીને વિદાય આપી હતી અને મહાબલ જે દિશાએથી રૂદનનો સ્વર આવતો હતો તે દિશા તરફ ચાલ્યો ગયો.

મલયના મનમાં થયું કે સ્વામીની પાછળ જઉં...પરંતુ સ્વામીને એમ લાગશે કે મલય ડરપોક છે! આમ વિચારી તે સ્થિર દષ્ટિએ મહાબલને જતો જોઈ રહી...અને થોડી જ વારમાં મહાબલ વનની વૃક્ષઘટાઓમાં અદૃશ્ય થઈ ગયો.

મહાબલ જેવો પરદુઃખભંજન પતિ પ્રાપ્ત થવાનો ગર્વ જેમ મલયના હૈયામાં સંપત્તિરૂપ હતો, તેમ થોડીવારનો આ વિયોગ ભારે વેદના રૂપ બની ગયો.

મહાબલ રૂદનના સ્વરની દિશાએ ચાલતો હતો...જેમ જેમ તે આગળ વધતો તેમ તેમ રૂદન કરનારી નારી કંઈક દૂર હોય તેમ લાગતું જતું. ગીચ વનપ્રદેશમાં ચાલતાં ચાલતાં એકાએક તેને અટકી જવું પડયું. તેના કાન પર અવાજ અથડાયો : " ભાગ્યશાળી, જરા ઊભો રહે...મારું એક કામ છે!"

કોણ બોલ્યું ?

મહાબલે તલવારની મૂઠ પર હાથ મૂકીને ચારે તરફ જોયું... ત્યાં તો થોડે જ દૂર અગ્નિ સળગતો દેખાયો અને એ અગ્નિના પ્રકાશમાં તે જોઈ શક્યો કે કોઈ કોપીનધારી યોગી ઊભો થઈ બે હાથ ઊંચા કરી બોલી રહ્યો છે : " ભાઈ, જરા આમ આવ..."

રૂદન કરનારી નારીનો અવાજ પણ હવે કંઈક નજીક હોય એમ લાગતું હતું. મહાબલ નિર્ભયતાપૂર્વક યોગી તરફ અગ્રસર થયો.

યોગી એક પથ્થરની શિલા પર ઊભા હતા...એમનાથી ચારેક હાથ દૂર અગ્નિ સળગતો હતો.

મહાબલને નજીક આવેલો જોતાં જ યોગીએ કહ્યું : " વત્સ, તારા ચહેરા પર તેજ છે...તુ કોઈ સામાન્ય માણસ નથી, પણ તેજસ્વી રાજકુમાર લાગે છે હું આ સ્થળે રહું છું. સામે મારી કુટિર છે. હું સુવર્ણનો સિદ્ધ પુરુષ કરવા માગું છું.. પરંતુ ઉત્તમ સાધકના અભાવે

એક મહાન સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી નથી. તુ જો મારા પર દયા કરે તો વર્ષોનું મારું સ્વપ્ન સફળ થાય."

"પરંતુ હુ નીકળ્યો છું કોઈ સ્ત્રીનું રૂદન સાંભળીને ....."

"મારા કાર્યમાં તારું એ કાર્ય પણ થઈ જશે...તારું શુભ નામ ?" બાવાજીએ કહ્યું

"હું પૃથ્વીસ્થાનપુરનો યુવરાજ મહાબલ છું.."

"ઓહ ! તો તો મારું કાર્ય અવશ્ય થઈ જશે. વત્સ, તને હું વધારે સમય રોકીશ નહિ. જે બાઈ રડે છે ત્યાં જ એક વૃક્ષ પર એક માનવીનું શબ લટકે છે. એ શબ અખંડ છે ..મારી ક્રિયામાં ખાસ ઉપયોગી છે ..મારાથી લેવા જઈ શકાય નહિ...એટલે ઉત્તર સાધક બનીને તું જા ..એ બાઈને પણ શાંત કરજે."

બે પળ વિચારીને મહાબલે કહ્યું : 'મહારાજ, આપનું કાર્ય કરવામાં મને કોઈ બાદ નથી, પરંતુ મારે કોઈપણ ઉપાયે સત્વરે નગરી તરફ જવું પડે એમ છે"

બાવાજીએ કહ્યું : "વત્સ, મારું કામ સત્વર પૂરું થશે, તું અહીં આવ.. હું તને મંત્ર શુદ્ધ કરી લઉં."

મહાબલ તેની સામે ઊભો રહ્યો.

યોગીએ કંઈક મંત્રોચ્ચાર કરીને સાતવાર જળની અંજલિ મહાબલ પર છાંટી ત્યાર પછી કહ્યું : "કુમાર, ઉત્તર સાધકની દીક્ષા મેં તને આપી છે ..મારું કાર્ય પેલુ શબ આવ્યા પછી તરત પૂરુ થઈ જશે ..પરંતુ કાર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી તારે અહીં જ રહેવું પડશે .."

પરોપકારી મનવાળા મહામને યોગીને વચન આપ્યું અને ત્યાર પછી તે વૃક્ષ પર લટકતું શબ લેવા રવાના થયો :.કારણ કે ત્યાં જ કોઈ સ્ત્રી રૂદન કરતી હતી.

એકાદ ખેતરવા જતાં જ મહાબલ ચંદ્રના આછા પ્રકાશમાં જોઈ શકયો કે નાના પથ્થર પર બેસીને એક નારી રડી રહી છે...અને એની સામેના વૃક્ષની એક ઊંચી ડાળ પર કોઈ પુરુષનું શબ લટકી રહ્યું છે.

મહાબલ રડી રહેલી આ બાઈ પાસે ગયો અને બોલ્યો : "બહેન, આવા વિકટ વનમા આપ એકલાં બેસીને કેમ રડો છો? શુ કોઈએ આપને હેરાન કર્યો છે કે આપને કંઈ નુકસાન પહોંચાડયુ છે?'

આ સ્ત્રી અન્ય કોઈ નહોતી પણ મલયસુન્દરીની અપરમાના રાણી કનકવતી જ હતી. પોતાના જીવનદાતા પ્રિયતમની શબ સામે બેસીને તે રડી રહી હતી. આવા નિર્જન વનપ્રદેશમાં કોઈનો મધુર સ્વર સાંભળીને કનકવતીએ મહાબલ સામે જોયુ.. પરંતુ તે મહાબલને ઓળખી શકી નહિ તે બોલી "ભાઈ મારુ સર્વસ્વ લૂંટાઈ ગયુ છે.. શત્રુઓ મારા પ્રિયતમને મારીને સામેના વૃક્ષ પર લટકાવી ગયા છે."

"આપના પ્રિયતમનું નામ?"

"આ પ્રદેશનો જે મહાચોર ગણાતો હતો તે લોભસાગ મારો આશ્રય હતો તે મારો પ્રાણધાર હતો.. એના વગર મારુ જીવતર સાવ નષ્ટ બની ગયું છે..." રાણી કનકવતીએ રડતા સ્વરે કહ્યું.

- મહાબલને રાણી કનકતીનો અવાજ કંઈક પરિચિત લાગ્યો, પરંતુ તે ઓળખી શકયો નહિ એ પળ વિચાર કરીને બોલ્યો : "બહેન, રડવાથી આપનો પ્રિયતમ પાછો મળવાનો નથી કર્મના ફળ સહુને ભોગવવાં પડે છે આપ શાંતિ રાખો અને આપના સ્થાને જાઓ, કહો તો હું આપને મૂકવા આવું અને આપની ઈચ્છા હોય તો આપના પ્રિયતમનો અગ્નિસંસ્કાર કરું.. પણ ધૈર્ય રાખો અને આવા ગીચ વનપ્રદેશમાંથી આપના નિવાસ પર જાઓ."

ઉત્તરીયના છેડા વડે આંસુ લૂછી કંઈક સ્વસ્થ થઈને રાણીએ કહ્યુ: "ભાઈ, મારી એક ઈચ્છા પૂરી કરો.."

"કહો.."

"મારા પ્રિયતમનું શબ જરા ઊંચે છે.. હુ છેલ્લી વાર એના મોઢાને સ્પર્શ કરી લઉં...પછી હું મારા સ્થળે ચાલી જઈશ અને આપ મારા પ્રિયતમના શબને નીચે ઉતારી જે કરવું ઘટે તે કરજો."

મહાબલના મનમાં થયું.. અરે, મોહમાં ડૂબેલો માનવી કેટલો અંધ હોય છે! મરી ગયેલાના સ્પર્શમાં કોઈ સુખ નથી, કોઈ ઊર્મિ નથી કે કોઈ તૃપ્તિ પણ નથી.. છતાં...તે મધુર સ્વરે બોલ્યો: "બહેન, ઊભા થાઓ...હું વાંકો વળું છું. તમે મારી પીઠ પર ઊભા રહીને તમારા પ્રિયતમનો સ્પર્શ કરી લ્યો."

કનકવતી પ્રસન્ન ભાવે ઊભી થઈ ગઈ.

મહાબલ વૃક્ષ પાસે ગયો અને ટીંગાતા શબ નીચે વાંકો વળીને ઘોડો થઈ ગયો.

રાણી કનકવતી તરત મહાબલની પીઠ પર ચડી ગઈ અને લોભસારના વદનને પકડી છેલ્લું ચુંબન લેવા ગઈ...

અને કંઈ ન કલ્પી શકાય એવો ચમત્કાર સર્જાયો...લોભસારને ચુંબન લેવા જતાં જ લોભસારનાં શબના મોઢાએ કનકવતીનું નાક કરડી લીધું.

કનકવતીએ એક કાળી ચીસ નાખી શબના મોઢામાં કનકવતીનાં નાકનું ટેરવું રહી ગયુ. મહાબલ પણ આ ચીસથી ચમકયો. કનકવતી નાકમાંથી વહેતા રક્ત પર ઉત્તરીયનો છેડો દબાવી નીચે ઉતરી ગઈ.

મહાબલે પૂછ્યું: "શું થયું બેન?"

"મારુ નાક..." કનકવતી પૂરું બોલી શકી નહિ.

"આપનું નાક? શું થયુ?"

"નવાઈને ભાઈ બંને વચ્ચે હું આવી પડી છું. મારા પ્રિયતમનું મોઢું પંપાળવા જતી હતી ત્યાં તેણે મારું નાક કરડી ખાધું."

"અશક્ય ! મરેલ માનવી કે પ્રાણહીન શબ આવી ક્રિયા કદી ન કરી શકે. સંભવ છે કે આટલામાં વસતાં કોઈ વ્યંતર કે પ્રેતનું આ દુષ્ટ કાર્ય હોય...પણ હવે આપ સત્વર આપના સ્થાને જાઓ અને નાક પર...ઊભા રહો...હું એક વનસ્પતિ ઓળખું છું...જો મને મળી જશે તો આપનું રક્ત તરત બંધ થઈ જશે." આમ કહી મહાબલ આસપાસ શોધવા માંડયો..સારા નસીબે તે ઈચ્છતો હતો તે પાંદડાં મળી ગયાં. મહાબલ બંને હથેળી વચ્ચે પાન ચોળીને તેની લુગદી કનકવતીના કપાયેલા નાક પર મૂકી દીધી.

કનકવતીની વેદના તરત શાંત થઈ અને તે મનમાં લોભસારનાં શબને ગાળો દેતી દેતી પોતાના સ્થાને જવા વિદાય થઈ.

મહાબલે સાથે આવવાનું કહ્યું...પણ કનકવતીએ એકલા જવાનું પસંદ કર્યું.

કનકવતીના ગયા પછી મહાબલે વિલંબ કર્યા વગર લોભસારના મૃત દેહને વૃક્ષ પરથી નીચે ઉતાર્યો અને ખભા પર લઈ સાધક બાવાજી તરફ ચાલતો થયો.

યોગીજી રાહ જોતાં જ બેઠા હતા. તેમણે સાધના અંગેના કાર્યની સઘળી તૈયારી કરી લીધી હતી.

મહાબલને શબ સાથે આવેલો જોતાં જ યોગીજીએ પ્રસન્ન સ્વરે કહ્યું "વત્સ, તારું કલ્યાણ થાઓ. આ અઘોરવનમાં મેં તને શ્રમ આપ્યો છે પરંતુ એનું ફળ અવશ્ય મળશે."

મહાબલે કહ્યું : "આ શબ ક્યાં મૂકવું છે ?"

"આ કુંડાળામાં મૂકી દે."

મહાબલે એક કુંડાળામાં શબને સંભાળપૂર્વક મૂક્યું.

યોગીજીએ કહ્યું : "વત્સ, આ સિદ્ધિ અજોડ અને અપૂર્વ છે. આ શબ હું અગ્નિમાં હોમીશ એટલે તરત મંત્ર વિજ્ઞાનના બળે આ શબ સુવર્ણનું બની જશે.. અને પછી કદી પણ ન ખૂટે એટલું સુવર્ણ એમાંથી પ્રાપ્ત થયા કરશે."

"કદી પણ ન ખૂટે ?" મહાબલે આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"હા...આ શબ સુવર્ણ સિદ્ધિ બની જશે. એ સોનાના પુરુષનું કોઈપણ અંગ કાપીને સોનુ લેવામાં આવે એટલે તરત તેનુ કપાયેલું અંગ પુનઃ હતું તેવું થઈ જાય છે." યોગીજીએ કહ્યું.

મહાબલે કહ્યું : "ભવ્ય સિદ્ધિ મણાય.. હવે શી આજ્ઞા છે? મારું ચિત્ત મારા માતાપિતાને મળવા માટે આતુર બનેલું છે."

"હું જાણું છું, કુમાર.. હું આ શબ હોમી લઉં અને સુવર્ણપુરુષ બની જાય એટલે તું જઈ શકીશ. હવે તું તારી તલવાર મુક્ત કરીને આ કૂંડાળામાં ઊભો રહે .."

મહાબલ નિર્ભયતા પૂર્વક યોગીજીએ બતાવેલા કૂંડાળામાં તલવાર ખુલ્લી કરીને ઊભો રહ્યો.

યોગીજીએ તરત લોભસારના શબ પર મંત્રોચ્ચાર કરીને જળ છાંટવા માંડયુ.. ત્રીજી વારની અંજલિ છાંટીને તેઓ કંઈક મંત્રોચ્ચાર કરવા ગયા કે એ જ પળે શબ ઉડીને જ્યાં લટકતું હતું તે વૃક્ષ તરફ ગયું.

યોગીજી અવાક્ થઈ ગયા.

મહાબલ પણ નવાઈ પામ્યો.

બાવાજીએ કહ્યું : "મંત્રોચ્ચારમાં કોઈ અશુદ્ધિ રહી નથી. આમ કેમ બન્યું હશે? વત્સ, તારે મારા પુનઃ કૃપા કરવી પડશે... તું સત્વર જા અને શબ પાછું લઈ આવ..."

મહાબલ તરત રવાના થયો. તેના મનમાં મલયનો પ્રશ્ન ઘોળાતો

હતો. એ બિચારી એકથી કેટલી ચિંતા સેવતી હશે? કોઈ હિંસક પ્રાણી આવી ચડશે તો શું થશે? એને ત્યાં એકલી રાખી તે બરાબર નથી થયું...સાથે લીધી હોત તો એના જીવને પણ નિરાત રહેત .. હવે શું થાય? આ કામમાંથી છૂટકારો મળે એટલે દોડતો એની પાસે જઈશ.

આવા વિચારો વચ્ચે અટવાયેલો મહાબલ કોઈપણ પ્રકારના સ્વાર્થ વગર યોગીજીનું કામ કરવા પેલા વૃક્ષ પાસે પહોચી ગયો.

ત્યાં તેણે જોયું તો તેના આશ્ચર્યની સીમા ન રહી લોભસારનું શબ એ જ ડાળ પર લટકતું હતું.

## પ્રકરણ ૨ જું : : વિપત્તિની વાદળી !

આ ગંભીર વનમાં જે નારીનું વિકટ અને અતિ કરુણ રૂદન સંભળાતુ હતું, તે કયારનું બંધ થઈ ગયુ હોવા છતાં સ્વામી પાછા કેમ ન આવ્યા? આ પ્રશ્ન મલયના હૈયાને ભારે થવા માંડયો. શુ સ્વામી કોઈ વિપત્તિમાં સપડાયા હશે? હવે તો થોડીવારમાં રાત પણ વીતી જશે.. મારે એકલીએ આ સ્થળે કયાં સુધી વાટ જોવી? અને વાટ ન જોઉ તો મારે જવુ પણ કયાં? આ પ્રદેશ સાવ અજાણ્યો છે.. વન વિકટ છે...વન ગમે તેવુ વિકટ હોય પણ મારે મારું કર્તવ્ય બજાવવુ જ જોઈએ.. મારે જ એમને શોધવા નીકળી જવુ જોઇએ ! એમ વિચારી મલયે ચારે તરફ નજર કરી. જવું કઈ દિશાએ? સ્વામી તો સીધા ગયા હતા...ના.. આ તરફ ગયા હતા. ના.. ડાબા હાથ તરફ ગયા હતા ઓહ, ચિતાને કારણે મન પણ દિશાભ્રમને વશ થઈ ગયું લાગે છે...

વળી મનમાં થયું. હું જઈશને તેઓ આવી ચડશે તો ? ના... તેઓ આવવાના હોત તો ક્યારના આવી ગયા હોત ..જરૂર કોઈ વિપત્તિમાં જ સપડાયા હશે. સભવ છે કે તે સ્ત્રી પોતાના કરુણ-રૂદન વડે એમને જ પોતા તરફ ખેંચી ગયેલી હોય અને તે નારી કોઈ પ્રેતયોનિની હોવી જોઈએ અને તેણે અવશ્ય મારા સ્વામીને પોતાની જાળમાં સપડાવ્યા હશે !

આ વિચાર આવતાં જ મલય અંતરમાં ભય પામી અને ધ્રૂજી ઉઠી. તેને એ કલ્પના ક્યાંથી આવે કે પરગજુ સ્વભાવનો મહાબલ એક યોગીની સહાયમાં રોકાઈ ગયો છે !

મલયે આકાશ સામે નજર કરી...તેને લાગ્યું કે રાત્રિનો ત્રીજો-પ્રહર પૂરો થઈ ગયો છે અને થોડા જ સમયમાં પ્રાતઃકાળ થશે. ના... ના...ના.. મારે એમની શોધ માટે ભયમુક્ત બનીને જવું જ જોઈએ.

મનથી આવો નિર્ણય કરી દિશા ભ્રમથી ગ્રસ્ત થયેલી મલયસુંદરી-સ્વામીને શોધવા નીકળી પડી. પરંતુ કમનસીબે જે દિશાએ મહાબલ ગયો હતો તે દિશાએ ન જતાં અન્ય દિશાએ વળી અને ચારે તરફ જોતી જોતી આગળ વધવા માંડી.

લગભગ એકાદ ઘટિકા પર્યંત ચાલતાં તેને ખ્યાલ આવ્યો કે-પોતાની પાસે નથી કોઈ શસ્ત્ર કે નથી એકાદ લાકડી.. કોઈ હિંસક પ્રાણી સામુ મળશે તો શુ થશે ?

ગમે તે થાય. .સ્વામીની તપાસ કરવી એ મારૂં કર્તવ્ય છે. આમ-દ્રઢ નિશ્ચયપૂર્વક તે આબળાને આગળ વધવા માંડી. તેના મનમા એમ-પણ થયુ કે પોતે સ્વામીની સાથે ગઈ હોત તો આ વિપત્તિ આવત નહિ. .અને સ્વામી પણ કોઈ પ્રેતયોનિની જાળમા સપડાત નહિ.. ના-તેઓ કોઈની જાળમાં સપડાય એવા તો છે જ નહિ ત્યારે શું થયુ હશે ? કંઈ સમજાત નથી !

મલયે મનમાં નવકાર મંત્રનું સ્મરણ ચાલુ કર્યું અને ચારે તરફ નજર કરીને આગળ વધવા માંડયું.

આ તરફ મહાબલ ડાળ પર લટકતા લોભસારના શબને આશ્ચર્ય ભરી નજરે જોઈ રહ્યો હતો. આવો ચમત્કાર તેણે કદી સાભળ્યો પણ નહોતો...તે પુન શબને ઉઠાવવા ઉપર ચડયો...અને તેનાથી આ વિચિત્ર આશ્ચર્ય પર હસી જવાયું.

મહાબલ હસ્યો કે તરત લોભસારનુ શબ ખડખડાટ હસી પડયુ અને બોલ્યું : "યાદ રાખજે...તું મારી આ દશા પર હસે છે પણ તારે જ આ વડની ડાળે બંધાવું પડશે ..શીર્ષાસને લટકવુ પડશે."

મહાબલ આ સાંભળીને અવાક્ બની ગયો. નિષ્પ્રાણ કાયા કોઈ દિવસ આ રીતે બોલે નહિ ..આ કયા પ્રકારનો ચમત્કાર હશે ? સંસારમાં કોઈએ મડદાં બોલતાં સાંભળ્યાં નથી એ સંભવિત નથી .. કારણ કે ચેતનની વિદાય પછી જડમાં કોઈ શક્તિ રહેતી નથી ! ત્યારે આમ કેમ બન્યું ?

આ સ્થળે જો કોઇ અન્ય પુરુષ હોત તો હેબતાઈને ફાટી પડયો હોત ! પરંતુ મહાબલ કોઈ પણ સંયોગોમાં ગભરાય તેવો નહોતો. તેણે લોભસારનુ શબ ઉતારવા માટે જરાય હિચકીચાટ અનુભવ્યો નહિ અને શબ લઈને ચાલતો થયો.

યોગી રાહ જ જોઈ રહ્યો હતો તેની નજર આકાશ તરફ પણ વારવાર જતી હતી...આ વિજ્ઞાનસિદ્ધિ માટે જે તારાની દ્રષ્ટિ જરૂરી હતી તે તારો અસ્ત થવાની તૈયારીમા હતો.

અને મહાબલ લોભસારના શબ સાથે આવી પહોંચ્યો.

યોગીએ તરત ક્રિયા શરૂ કરી ..શબને એક કુંડાળામાં મૂકયું... તેના પર અંજલિ છાંટી ..અને વળતી જ પળે શબ ઉડીને પુનઃ ચાલ્યું ગયુ.

યોગી અને મહાબલ અવાક્ બનીને જોઇ રહ્યા... મહાબલે કહ્યું: "મહારાજ આમ કેમ બન્યું ?"

"મંત્રોચ્ચારમા અશુદ્ધિ હોય તોજ આમ બને...પણ મને ખાતરી છે કે મંત્રોચ્ચારમા કોઈ અશુદ્ધિ નથી કુમારશ્રી. હવે તો આવતીકાલે રાતે જ કાર્ય થઈ શકશે."

મહાબલે કહ્યું : "મહારાજ, આવતી કાલે રાતે તો હુ રહી શકુ એમ નથી. મારે નગરીમાં જવું પડે એમ છે."

"યુવરાજશ્રી, આપ દયાળુ છો. .મારા પર કરૂણા કરી છે અને મેં આપને જ ઉત્તરસાધકરૂપે મંત્રપૂત કર્યા છે. આપ આવતી કાલે રાતે હાજર ન રહો તો મારુ કાર્ય અધૂરૂં રહી જશે અને હું હવે આપના સિવાય અન્ય કોઈને ઉત્તરસાધક બનાવી શકતો નથી. આપ કૃપાળુ છો .મારા પર દયા કરીને અહી રોકાઈ જાઓ...વરસોના પ્રયત્ન પછી મે આ સિદ્ધિ પ્રાપ્ત કરી છે ..મને નિરાશ ન કરો..."

ઉદાર દિલનો મહાબલ વિચારમાં પડી ગયો. એક બાજુ પત્નીને એકલી મૂકીને આવ્યો હતો અને આવતી કાલે પોતે હાજર ન થાય તો માતા પિતા મૃત્યુને ભેટે તેમ હતા. તે બોલ્યો : "યોગીરાજ, પરિસ્થિતિ ભારે કઢંગી છે...આવતી કાલે મધ્યાહ્ન સુધીમાં જો હું મારા માતા પિતા પાસે નહિ પહોંચું તો મોટો અનર્થ થાય તેમ છે... વળી મારા એક મિત્રને આ વનમા જ એક સ્થળે રાહ જોતો ઊભો- રાખીને હુ અહી આવ્યો છુ.'

"ચાલો, આપણે આપના મિત્રને અહીં બોલાવી લાવીએ અને તેમને સ દેશો આપીને આપના માતા પિતા પાસે મોકલીયે.. પરંતુ આપ જશો તો કદાચ નિરાશાના આઘાતથી મારુ મૃત્યુ થઈ જશે. દયાળુ, આ ક્રિયામાં એક વિપત્તિ એ છે કે ઉત્તર સાધક બદલી શકાતો નથી. વળી આ વિજ્ઞાન સિદ્ધ કરવા પાછળ મેં વીસ વરસનો પરિશ્રમ

ફરી છે...જો કાંઠે આવેલું મારું વહાણ આ રીતે ડૂબી જાય તો મારુ જીવતર બરબાદ થઈ જશે. કુમારશ્રી, આપના ગમે તે સંયોગો હોય પણ મારા કપરા સંયોગોને પ્રાધાન્ય આપો. હું આપને વિશ્વાસ આપું છું કે આવતી કાલે મધરાતે મારુ કાર્ય નિર્વિઘ્ને પતી જશે."

"યોગી આપની વ્યથા હું બરાબર સમજી શકું છુ... પરંતુ મારા માતા પિતાના અનિષ્ટની ચિંતા..."

વચ્ચે જ યોગીબાવાએ કહ્યુ: "ભદ્રપુરુષ, મારાં આશીર્વાદ આપના માતા પિતાનુ કોઈ અમંગળ નહિ થવા દે... પરંતુ આપ મારા પર કૃપા કરો."

યોગીની આવી કરુણ પ્રાર્થના સાંભળીને મહાબલનું હૃદય દ્રવી ગયું...તેણે તરત કહ્યું: "ભલે, મારું ગમે તે થાય, પરંતુ હુ આપને નિરાશ કરી શકતો નથી .હવે આપ મને કહો તો હુ મારા મિત્રને શોધી આવુ."

"ચાલો, હુ પણ સાથે આવુ છુ."

"આપ આપનું કાર્ય કરો ..હુ થોડી જ વારમાં આવી જઈશ. મે આપને વચન આપ્યું છે એટલે આપ નિશ્ચિંત રહેજો..."

યોગીએ મહાબલને જવાની આજ્ઞા આપી.

મહાબલ ઉતાવળી ગતિએ જે કદલી વનમા મલયને રાખી હતી ત્યાં પહોચ્યો.

પરંતુ મલયને જે સ્થળે ઊભી રાખી હતી તે સ્થળે કોઇ નહોતું. મહાબલ ભારે વિપત્તિમાં મૂકાઈ ગયો. મલયનું શું થયુ હશે ? એને કોણ આવીને ઉઠાવી ગયું હશે ? તેણે ચારે તરફ નજર કરી... પ્રાતઃકાળનો પ્રકાશ પથરાવો શરૂ થઈ ચૂક્યો હતો...તે મલયને ક્યાંય જોઈ શક્યો નહિ ..માત્ર મલયના વસ્ત્રાલંકારોની પોટલી જે એક વૃક્ષની ડાળીએ બાધી હતી તે નજરે ચડી. આસપાસના વિસ્તારમાં એક બે ચક્કર મારીને મહાબલે મલયને બૂમ પણ મારી...

પણ ઉત્તર ક્યાંથી મળે ? મલય તો સ્વામીને શોધવા નીકળી પડી હતી.

મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરી. વચનભંગ ન થવા ખાતર તે પુનઃ યોગી પાસે આવ્યો.

મહાબલને જોઈ યોગીને ખૂબ હર્ષ થયો...મહાબલને એકલો જોઈ યોગીએ પ્રશ્ન કર્યો . " કેમ, આપના મિત્ર ક્યાં ગયા ?"

" મહારાજ, જે સ્થળે મેં એમને ઊભો રાખ્યો હતો તે સ્થળે તે છે જ નહિ..."

' સંભવ છે કે આપની રાહ જોઈ જોઈને તેઓ અકળાયા હોય અને પૃથ્વીસ્થાનપુર તરફ ગયા હોય."

" મારો મિત્ર આ પ્રદેશનો સાવ અજાણ છે." મહાબલે ચિંતાભર્યો સ્વરે કહ્યું.

' આપ દુઃખી ન થાઓ...તેઓ અવશ્ય આપને મળશે...મારા આશીર્વાદ એમનું અને આપના માતા પિતાનું જરાયે અહિત નહિ થવા દે." કહી યોગીબાબાએ આંખો બંધ કરીને બે હાથ ઊંચા કર્યા અને કંઈક મંત્રોચ્ચાર કર્યો.

ઉષાનો સુરંગી પ્રકાશ પથરાઈ ગયો હતો...ભગવાન સવિતા નારાયણના આગમનની તૈયારી પૂર્વાકાશમાં દેખાતી હતી. યોગીએ કહ્યું : " કુમારશ્રી, આપ નિશ્ચિંત રહો અને પ્રાતઃકાર્ય આટોપી થોડો ફળાહાર કરી લ્યો.

સૂર્યોદય થઈ ગયો.

મહાબલ સ્નાનાદિ પ્રાતઃકાર્યથી નિવૃત્ત થયો

યોગીએ ઉત્તમ પ્રકારનાં ફળો આપ્યા. તે ખાઈને મહાબલે તૃપ્તિ અને તાઝગી અનુભવી. યોગીએ પણ ફળાહાર કરી લીધો ત્યાર પછી તેણે કહ્યું : " યુવરાજશ્રી, હવે આપ સામેની કુટિરમાં રહો...હું

ચોક્કસ પ્રકારના વનસ્પતિ દ્રવ્યો એકત્ર કરવા જઉં છું...સંધ્યા પહેલાં પાછો આવી જઈશ."

"ભલે...પણ અહીં આપના સિવાય અન્ય કોઈ નથી ?"

"આપે ઠીક યાદ કર્યું...આ વિસ્તાર આમ તો ઘણો જ ભયકર છે. એ કરતાં એક ઉત્તમ રસ્તો મને સૂઝે છે—"

"કહો...'

"જો આપને હરકત ન હોય તો યોનિપ્રાભૃતના વિજ્ઞાન પ્રયોગ વડે આપને અન્ય જાતિમાં ફેરવી દઉં. એટલે આપ નિર્ભયતાપૂર્વક અહીં રહી શકો"

મહાબલે કહ્યું : "મને કોઈ પ્રકારનો ભય છે નહિ...પરંતુ આપના યોનિપ્રાભૃતના વિજ્ઞાનનો ચમત્કાર જાણવા ખાતર મને કુતૂહલ થાય છે...આપ મને અન્ય જાતિમાં ફેરવી નાખો."

યોગીએ તરત પોતાની ઝોળીમાંથી એક વનસ્પતિનું મૂળ કાઢ્યું અને કહ્યું : "કુમારશ્રી, આપે નગ્ન થવું પડશે."

"કંઈ હરકત નહિ .." આમ કહી મહાબલે બધા વસ્ત્રો કાઢીને પોટલી બાંધી લીધી. પરંતુ લક્ષ્મીપૂંજ હાર તેણે પોતાના મોઢામાં મૂકી દીધો.

યોગીએ મૂળિયું ઘસીને તેનો ઘસારો એક શુક્તિમાં લઈ લીધો... ત્યાર પછી તેમાં બીજા બે દ્રવ્યો નાખી આંગળી વડે એક રસ કરી તેનું તિલક મહાબલના કપાળમાં કર્યું.

અને ખરેખર દ્રવ્ય વિજ્ઞાનનો અદ્ભુત ચમત્કાર થયો. મહાબલ થોડી જ પળોમાં નાગ બની ગયો. પુષ્ટ, દીર્ઘ અને અતિકાળો નાગ બની ગયો. યોગીએ કહ્યું : "યુવરાજશ્રી, આપ કોઈ પ્રકારનો સંશય રાખશો નહિ...હું. આપને સામેની શિલા પાસેની એક નાની ગુફામાં મૂકી દઉં છું...સંધ્યા વખતે આવીને હું આપને આ જાતિમાંથી નિવૃત કરીશ."

નાગ બની ગયેલ મહાબલે ફેણ જેવું મસ્તક નમાવ્યું.

યોગી નાગરૂપી મહાબલને ઉઠાવીને થોડે દૂરની એક ગુફામાં મુકી આવ્યો અને ત્યાર પછી તે વનસ્પતિ દ્રવ્યોના સંગ્રહ માટે એક ઝોળી લઈને વનપ્રદેશમાં ચાલ્યો ગયો.

મહાબલ નાની ગુફામાં પડયો પડયો અનેક વિચાર કરવા માંડયો. કદાચ આ યોગીજી ન આવે તો કેવું ભયંકર પરિણામ આવે ? પોતાને નાગમાંથી મૂળ સ્વરૂપે કોણ બનાવે ? કદાચ વનમાં ગયેલા યોગીનું ગમે તે કારણે મૃત્યુ થાય તો મારી શું દશા થાય ? ઓહ, કુતૂહલને વશ થઈને મેં આ ગંભીર ભૂલ કરી નાખી છે. આ વનપ્રદેશમાં મને કોઈ ભય નહોતો .વળી હું દિવસના ભાગમાં નગરીમાં જઈને પાછો રાત્રિકાળે અહીં આવી શકત. પણ હવે શું થાય ! આવા અનેક પ્રશ્નોમાં મહાબલનું મન ચકડોળે ચઢી ગયું.

પેલી દિશામાં મલયની દશા પણ ભારે મુશ્કેલ બની ગઈ, તે ચારે તરફ સ્વામીને શોધતી સૂર્યોદય સુધીમાં તો લગભગ ઘણે દૂર નીકળી ગઈ. તેને કોઈ સ્થળે મહાબલનાં દર્શન થયાં નહિ. કોઈ માનવી પણ નજરે ન ચડયું કે જેને પૂછી શકાય. હવે જવું કયાં ? આ રસ્તો તો ખોટો મળ્યો નહિ હોયને ? માંડ માંડ વિયોગ દૂર થયો હતો અને મિલનની માધુરી આંખ સામે ઉપસી આવી હતી, પરંતુ મિલનની માધુરી હૈયાને સ્પર્શે તે પહેલાજ આ અણધારી વિપત્તિ આવી પડી !

હવે શું કરવું ? આ પ્રદેશ સાવ અજાણ્યો છે...કઈ દિશાએ જવું એનો પણ ખ્યાલ નથી...પૃથ્વીસ્થાનપુરનો માર્ગ મળે તો પણ કોઈની સહાય લઈ શકાય. અથવા પૂજ્ય સાસુ સસરાને બળી મરતાં અટકાવી શકાય. હવે જવું કયાં ?

આવી અનેક શંકાકુશંકાઓ મનમાં ઉભરાતી અને વળી સમાધાનની આશા જાગતી. તેના મનમાં એ આશા પણ જાગી કે કદાચ સ્વામી તે રડતી સ્ત્રીને ચોક્કસ સ્થળે મૂકવા ગયા હોય અથવા તેના

કોઈ કામમાં વિલંબ થયો હોય અને માતા પિતાની જીંદગી બચાવવા સીધા પૃથ્વીસ્થાનપુર તરફ રવાના થયા હોય ..ઓહ, જો આમ બન્યું હોય તો તો ઘણું જ ઉત્તમ ..પૃથ્વીસ્થાનપુર પહોંચીને હું અવશ્ય એમને મળી શકું ..

પણ પૃથ્વીસ્થાનપુર તરફ જવું કઈ દિશાએ ?

સંસારમાં અજાણ્યા ને આંધળા બન્ને સમાન હોય છે ચાલતાં ચાલતાં સૂર્યોદય થવાને ત્રણ ઘટીકા વીતી ગઈ હશે ને તેની નજરે એક સુંદર જળાશય પડયું. તે તરત જળાશય પાસે ગઈ.. હાથ મુખ ધોઈ કંઈક શાંતિ પ્રાપ્ત કરી. પરંતુ ચાલવાથી ભૂખ લાગી હતી. પાસે કશું હતું નહિ અને તેણે આસપાસ જોયું.. એક ફળવૃક્ષ તેની નજરે ચડયું...

તરત તે ફળ લેવા ગઈ ..તેણે ખાતરી કરી કે આ ફળ પૂર્વે કોઈ વાર ખાધેલાં છે. આમ વિચારી તેણે કેટલાંક ફળો ચૂંટી કાઢયા અને ભૂખનુ નિવારણ કર્યું. ભૂખનુ નિવારણ ચિત્તને પ્રસન્નતા આપે છે. મલયનું ચિત્ત તાઝગી અને પ્રસન્નતાનો અનુભવ કરવા માંડયું. તેનામાં કંઈક બળ પણ આવ્યું. તે બળના ઉત્સાહ સહિત સ્વામીને શોધવા માટે ચારે દિશાએ નજર કરતી આગળ વધી.

દિવસનો પ્રથમ પહોર વીતી ગયો...પણ કોઈ પત્તો ન મળ્યો ...આ વન પ્રદેશ જનશૂન્ય હશે ?

અર્ધકોસ જતાં જતાં જ તેની દશા વિપરીત બની ગઈ. કોઈ રાજ્યના બે સૈનિકો તેની નજરે ચડયા.

રાજ્યના કેટલાક સૈનિકો જે દિવસથી મહાબલ ભવનમાંથી ગુમ થયો હતો તે દિવસથી ચારેય દિશાએ તપાસ કરી રહ્યા હતા. આ બે સૈનિકો પણ એમાંના જ હતા.

મલયના મનમાં થયુ. આ સૈનિકોને પૂછીને પૃથ્વીસ્થાનપુરનો

માર્ગ પૂછું .ત્યાં તો બ ને સૈનિકાએ પુરુષ વેશધારી મનયને જોઈ અને તેઓ જ સામે આવ્યા ..

મલય ઊભી રહી ગઈ.

સૈનિકો નજીક આવ્યા. મલય કંઈ પ્રશ્ન કરે એ પહેલાં બંને સૈનિકો મલયે પહેરેલાં મહાબલના વસ્ત્રો ઓળખી ગયા અને એક સૈનિકે પ્રશ્ન કર્યો : " તું કોણ છે ? "

" હું એક પરદેશી મુસાફર છું ! "

" તેં પહેરેલાં વસ્ત્રો ક્યાંથી કાઢ્યાં ! "

મલયે ઉત્તર ન આપ્યો.

સૈનિકે ફરીવાર પ્રશ્ન કર્યો એટલે મલયે પતિની આજ્ઞા વગર સત્ય પરિચય આપવો ઉચિત નથી, એમ માની કહ્યુ : " આ વસ્ત્રો મારાં છે."

" નહિ ! આ વસ્ત્રો અમારા યુવરાજના છે...અવશ્ય તે અમારા યુવરાજને લૂંટીને અથવા મારીને આ વસ્ત્રો પહેર્યાં છે ..પકડો આ સેતાનને ! "

મલય ભારે વિચિત્ર દશામાં આવી ગઈ. આમ છતાં તે એટલું સમજી શકી કે આ સૈનિકો અન્ય કોઈ નહિ પણ પૃથ્વી સ્થાન પુરનાં જ છે.

આ વિચારી તે કશું બોલ્યા વગર સૈનિકની બંદિવાન બની ગઈ.

અને બંને સૈનિકો પુરુષવેશમાં રહેલી મનયને લઈને પૃથ્વીસ્થાન-પુર તરફ વિદાય થયા.

## પ્રકરણ ૩ જું : : આમાં સાચું શું ?

આ ને સૈનિકોને મલયે પોતાનું નામ સુંદરસેન કહ્યું હતું.

બંને સૈનિકો રાજભવનમાં પહોંચ્યા ત્યારે મધ્યાહ્નને હજી વાર હતી અને ભવનમાં ભારે શોક છવાઈ ગયો હતો. મહાદેવી પદ્માવતી અને મહારાજા સુરપાળ બળી મરવા માટે નગરી બહાર નીકળવાની તૈયારી કરી ચૂક્યા હતા. રાજના મંત્રીઓ, સામંતો, નગરજનો વગેરે આવી ગયાં હતાં અને શોકમગ્ન વદને વિશાળ પ્રાંગણમાં બેઠા હતા. મહામંત્રીએ મહારાજને સમજાવવામાં અને મહાદેવીને થોડા વધુ દિવસ ધૈર્ય રાખવાનું કહેવામા જરાયે મણા નહોતી રાખી, પરંતુ મહાદેવીએ સ્પષ્ટ જણાવ્યું હતું કે: " હવે આગથી એક દિવસ પણ ધૈર્ય રાખી શકાય નહિ...નિશ્ચયથી પાછા ફરવું એ મોતને બગાડવા સમાન છે."

મહારાજા તો પત્નીનો વિયોગ સહવા કરતાં એની સાથે જ જવું એ ઉત્તમ છે એમ માનીને તૈયાર થયા હતા.

મહારાજા અને મહાદેવી રાજપરિવારના અન્ય સભ્યો સાથે વાતચીત કરી રહ્યા હતા ત્યાં મહામંત્રીએ આવીને કહ્યું : " મહારાજ, યુવરાજશ્રીના કંઈક સમાચાર પ્રાપ્ત થયા છે...આપણા બે સૈનિકો એક નવજવાનને પકડીને લઈ આવ્યા છે એ નવજવાને યુવરાજનાં વસ્ત્રો પહેર્યાં છે અને તેની આંગળીમાં પણ યુવરાજની જ રાજમુદ્રિકા છે !"

'એને સત્વર અહી હાજર કરો .." નિરાશામાં આશાની એક વીજ ચમકી ગઇ.

થોડી જ વારમાં સુંદરસેન રૂપી મલયને મહાપ્રતિહાર ખંડમાં આવી પહોંચ્યો.

મલયનુ તેજસ્વી વદન જોતાં જ મહાદેવી અને મહારાજાના મન પર સારો એવો પ્રભાવ પડ્યો. તેમણે યુવરાજના વસ્ત્રો ઓળખી કાઢ્યાં... રાજમુદ્રિકા પણ ઓળખી કાઢી.

મહામંત્રીએ પ્રશ્ન કર્યો : " જુવાન, તારું નામ શું ? "

" સુંદરસેન..."

" ક્યાં રહે છે ? "

મલયે પતિની આજ્ઞા વગર સત્ય પરિચય ન આપવાનો નિર્ણય કર્યો . કારણ કે સત્ય પરિચય આપવા જતાં પણ આ પુરૂષ વેશના અંગે કોઈ માને તેમ નહોતું...

જુવાન સુંદરસેનને મૌન જોઈ મહારાજાએ પ્રશ્ન કર્યો : "ભાઈ, તારું ગામ કયું ? '

મલયસુંદરી મૌન ઊભી રહી. અસત્ય બોલવા કરતાં મૌન રહેવુ શ્રેષ્ઠ છે એમ તેણે માન્યું .

મહામંત્રીએ બીજો પ્રશ્ન કર્યો "આ વસ્ત્રો તને ક્યાંથી મળ્યાં ?'

" આ વસ્ત્રો મારા પ્રિયમિત્ર મહાબલ કુમારે મને આપ્યાં છે . આ રાજમુદ્રિકા પણ તેમણે જ મને પહેરાવી છે...! "

મહારાજા સુરપાળ બોલી ઊઠ્યા : " અસત્ય વાત ! મારા પુત્રનો તું પ્રિય મિત્ર હોય તો તને આ રાજભવનમાંથી કોઈક અવશ્ય ઓળખી શકે. મને લાગે છે કે અલંબાદ્રિ પર્વતની ગુફામાં રહેતા લોહખુર નામના ભયંકર ચોરનો જ તું સાથી છે એ ચોરને રાજા જયસેને મારી નાખ્યાના સમાચાર મને હમણાં જ પ્રાપ્ત થયા

છે. એ દુષ્ટ ચોરે મહાબલને મારી નાખ્યો હશે અને તેને એનાં વસ્ત્રો આપ્યાં હશે. સાચું બોલ..."

"મહારાજ, હું સત્ય કહું છું. મહાબલ કુમાર મારા અતિ-પ્રિય મિત્ર છે અમારો મૈત્રી સબંધ ક્યારે બંધાયો તે હું હાલ કહી શકું એમ નથી."

"તો પછી મહાબલ ક્યાં છે?"

"આટલામાં જ હોવા જોઈએ"

મહારાજ સુરપાળ આ ઉત્તરથી ભારે રોષમાં આવી ગયા અને બોલ્યા : "સુંદરસેન, તારો ચહેરો જેટલો સુંદર છે તેટલું જ તારું હૃદય શ્યામ લાગે છે. મહાબલ આટલામાં જ હોય તો અમને મળ્યા વગર રહે જ નહિ.. રાજના માણસો એને શોધી જ રહ્યા છે અને એને પણ પોતાની માતાએ લીધેલી પ્રતિજ્ઞાની ખબર છે તુ સત્ય બોલ. નહિ તો મારે કઠોરમાં કઠોર શિક્ષા કરવી પડશે."

મલયસુંદરી કશું બોલી નહિ.

મહારાજાએ તરત કહ્યું : "આ દુષ્ટ નવાજનને અલંબાદ્રિ વન પ્રદેશમાં લઈ જઈને તેનો વધ કરો."

આ આજ્ઞા સાંભળતાં જ મલયસુંદરી ભારે વિમાસણમાં પડી ગઈ. અરે રે, આ વળી કઈ વિપત્તિ આવી પડી? મહાબલ અહીં આવવા જ નીકળી ગયા હશે એમ માનીને હું આ તરફ આવતી હતી.. અને અહીં એમનો કશો પત્તો નથી.. શું પેલી રડનારી સ્ત્રી કોઈ ભયંકર પ્રેતિની હશે? આવા વિચારો આવતા તેના વદન પર વિષાદ છવાઈ ગયો.. પણ વળતી જ પળે તેના મનમાં થયુ. આ બધુ કોઈ કર્મનું જ પરિણામ છે.. મારે શા માટે વિચલિત થવું જોઈએ.. જે કર્મ કર્યાં નહિ હોય તે કોઈ પણ સંયોગોમાં ભોગવવાં નહિ પડે...અને જે કર્યા હશે તે ગમે તે પરિસ્થિતિમા પણ ભોગવ્યા

વગર છૂટકો જ નથી. સુખની આશામાં અંતરના બળને ભૂલી જવું એ જ મોટામાં મોટો દોષ છે...આમ વિચારી તેણે મહામંત્ર નવકારનું મનમાં સ્મરણ કરવા માંડ્યું.

બધા મંત્રીઓ મલયસુંદરીના તેજસ્વી વદન સામે જોઈ રહ્યા હતા. મહામંત્રીને એમ જ લાગ્યું કે આવો પુરુષ ચોર કે લૂંટારો હોય નહિ...એની આંખમાં કોઈ પ્રકારની દુષ્ટતા નથી.. એના ચહેરા પર પણ સંસ્કારની છાયા રમે છે .. તે બોલ્યા : "મહારાજ, જ્યાં સુધી ગુનો પૂરવાર ન થાય ત્યાં સુધી આ રીતે શિક્ષા કરવી તે ન્યાયની દૃષ્ટિએ ઉચિત નથી વળી આ નવજવાનના વદનનું નિરીક્ષણ કરતાં મને ખાતરી થઈ છે કે આ પુરૂષ કોઈ ચોર કે લૂંટારો નથી. એની પાસેથી યુવરાજની મુદ્રા મળી છે, વસ્ત્રો મળ્યાં છે ..પરંતુ એનો અર્થ એવો ન ઘટાવવો જોઈએ કે યુવરાજશ્રીનો વધ કરીને આ બધું મેળવવામાં આવ્યું છે..."

મહારાજાએ કહ્યું "મહામંત્રી, ઘણા ધૂર્ત માણસો ભોળા હોવાનો અભિનય કરી શકતા હોય છે અને ચતુરમાં ચતુરને પણ થાપ આપી જતા હોય છે !"

"તો પછી મહારાજ, આપણે આ નવજવાનને દિવ્ય આપવું જોઈએ. દિવ્ય આપવાથી સ્વયં ખાતરી થઈ જશે"

મહાદેવીએ કહ્યું : "કયું દિવ્ય આપવું ?"

"ઘટસર્પનું દિવ્ય ઘણું ભયંકર ગણાય છે. દિવ્ય આપતાં આ નવજવાન સાચો પુરવાર થાય તો આપણે યુવરાજની પ્રતીક્ષા માટે રાહ જોવી જોઈએ."

તરત બે ગારૂડીઓ અને ચાર સૈનિકોને અલ્પ બાહ્ય પહોરોમાથી કોઈ ભયંકર સર્પ લઈ આવવા રવાના કર્યાં અને તેઓને ધનંજયના મંદિરમાં આવી પહોંચવાનું જણાવ્યું.

બીજી તરફ રાજા, મહાદેવી, પ્રધાનો, સેનાધ્યક્ષ તેમજ રાજ-પરિવારના અન્ય સભ્યો નવજવાન સુંદરસેનને લઈને તેજસ્વી રથોમાં બેસી ધનંજય યક્ષના મંદિર તરફ રવાના થયા

બધા ત્યાં પહોંચ્યા ત્યારે દિવસનો ત્રીજો પ્રહર પૂરો થઈ ગયો હતો.

એક મોટા ઘડામાં સર્પ લઈને મદારીઓ આવી ગયા હતા. મદારીએ મહામંત્રીને ઘડો બતાવતાં કહ્યું : " મંત્રીશ્વર, અતિશયામ, ઘણો જ મોટો અને ભયંકર સર્પ અમે પકડી લાવ્યા છીએ."

મહામંત્રીએ ધનંજયના મંદિરમાં સર્પવાળો ઘડો મૂકાવ્યો.

ત્યાર પછી મહારાજા, મહારાણી અને મંત્રીઓ મંદિરમાં ગયા ..સહુ એક તરફ બેસી ગયા અને પુરૂષવેષધારિણી મલયને લાવવામાં આવી. મહામંત્રીએ મલયને કહ્યું : " નવજવાન, આ ઘડામાં એક ભયંકર સર્પ છે. આવું કઠોર દિવ્ય લેતાં પહેલાં તારે જે કંઈ સત્ય કહેવું હોય તે કહી શકે છે."

મલય કંઈ ઉત્તર આપે તે પહેલાં જ મહાદેવી બોલી ઊઠયા : " મહારાજ, આ દિવ્ય ધારણ કરવામાં આ નવજવાન દોષિત પુરવાર થશે તો મારી પ્રતિજ્ઞા હું આજે જ પૂરી કરીશ.. આ અલંબાદ્રિ પહાડની ટેકરી પરથી ઝંપલાવીને મારા જીવનનો અંત આણીશ."

મહામંત્રીએ કહ્યું ." મહાદેવી, ધૈર્યનાં ભીહા છે, મને વિશ્વાસ છે કે આ નવજવાન અસંસ્કારી નથી." આમ કહી તેણે મલય સામે જોઈને કહ્યું : " વત્સ, તારે જે કંઈ કહેવુ હોય તે ખુલ્લા મનથી કહી શકે છે."

મલય મનમાં નવકારમંત્રનું જ સ્મરણ કરી રહી હતી. તે શાંત સ્વરે બોલી : " મહારાજ, માનવી પરિસ્થિતિ આગળ લાચાર બની જાય છે. હું પણ એવી લાચારી વચ્ચે સપડાયો છુ, એટલે કેટલીક હકીકત મારે મારા મનમાં જ રાખવી પડી છે, પરંતુ એક હકીકત હું સત્ય જણાવુ છું કે યુવરાજ મહાબલ તારા મિત્ર છે...અતિ પ્રિય

મિત્ર છે ..અમારી મૈત્રી જીવ એક ને બે ખોળિયા જેવી છે આ વસ્ત્રો ગઈ રાતે એમણે જ મને પહેરાવ્યાં છે ..આ મુદ્રિકા પણ એમણે જ આપી છે પરિસ્થિતિને વશ તેઓ મને વનમાં રાહ જોવાનું કહીને એક પરોપકારના કાર્ય નિમિત્તે ગયા હતા...મે બહુ રાહ જોઈ છતાં તેઓ ન આવ્યા એટલે હું નગરી તરફ આવવા નીકળ્યો. મેં નગરીનો માર્ગ જોયો નહોતો.. એવામાં આપના બે સૈનિકો મને પકડીને રાજભવનમાં લઈ આવ્યા."

મહારાજાએ પ્રશ્ન કર્યો ." મહાબલ પાસે કોઈ ખાસ મહત્ત્વની ચીજ હતી ?"

" હા ."

" કઈ ? " મહામંત્રીએ તરત પ્રશ્ન કર્યો.

" લક્ષ્મીપુંજ હાર ! તેઓ કોઈપણ ઉપયે પોતાની માતાને બચાવવા ઈચ્છતા હતા . મે એવુ અનુમાન કર્યું હતુ કે તેઓ નગરીમાં ગયા હશે...પરંતુ તેઓ મારાથી છૂટા પડીને કયા ગયા હશે તે હું જાણતો નથી."

ઘડીભર સહુ વિચારમા પડી ગયા. સહુના મનમાં એમ થયુ કે આ નવજવાનને લક્ષ્મીપુંજ હારની ખબર છે એટલે જરૂર તે મહાબલનો પરિચિત હશે ! પણ મહાબલને આવો અજાણ્યો મિત્ર ક્યાંથી પ્રાપ્ત થયો હશે ?

મહારાજાએ કહ્યું ." મુંદરમેત, આ ઘટસર્પના દિવ્ય સામે બેસી જા. એનુ ઢાકણુ ખોલીને તારો જમણો હાથ એમાં નાખજે. જો તારી વાત સાચી હશે તો તને કશુ થશે નહિ ..અન્યથા એ સર્પના દંશથી તારું મૃત્યુ અનિવાર્ય બનશે."

" મને મારા સત્ય પર વિશ્વાસ છે " કહી મલયસુંદરી ઘટની સામે બેસી ગઈ. મનમાં ત્રણ નવકારનું સ્મરણ કરીને મધુર સ્વરે બોલી:

" હે ઘટમાં પૂરાયેલા સર્પદેવ, મહાબલ મારા અતિ પ્રિય હોય અને એમણે જ મને આ વસ્ત્રો આપ્યાં હોય તો મારા સત્ય કથનનું રક્ષણ કરજો, અન્યથા મને દંશ દેજો."

આમ કહી મલયસુંદરીએ ઘટપરનું ઢાંકણ ખોલી નાખ્યુ અને મનમાં નવકારના સ્મરણ સાથ પોતાનો જમણો હાથ અંદર નાખ્યો

વળતી જ પળે અંદર રહેલો ભયંકર સર્પ તેના હાથ પર ચડીને કપાળ સુધી પહોંચ્યો અને પોતાની જીભ વડે જાતિ પરિવર્તનનું તિલક ભૂંસી નાખ્યુ .. અને મુખમાંથી લક્ષ્મીપુંજ હાર કાઢી મલયના ખોળામા મૂકી દીધો ..

વળતી જ પળે તે સર્પ ઘટમાં ચાલ્યો ગયો ..

બધા અવાક્ બનીને જોઈ રહ્યા એક અણધાર્યો ચમત્કાર સર્જાઈ ગયો. મલયના કપાળ પરનુ તિલક ભૂંસાતા જ તે સુંદર નારી બની ગઈ.. અને લક્ષ્મીપુંજ હાર પોતાના તેજ કિરણો પ્રસારવા માંડયો.

ત્યા બેઠેલા બધા બોલી ઊઠ્યા : " નિર્દોષ ! નિર્દોષ !! "

પણ પુરૂષમાંથી આ નવજવાન સુંદર નારી કેમ બની ગઈ? લક્ષ્મીપુંજ હાર આ સર્પ પાસે કયાથી? શું આ કોઈ દેવી સર્પ હશે?

સહુના ચિત્તમા આવા પ્રશ્નો જાગી રહ્યા હતા.

પરંતુ બધા કરતા મલયના આશ્ચર્યનો પાર નહોતો આ સર્પ પાસે લક્ષ્મીપુંજ હાર કયાંથી આવ્યો હશે? આ સર્પે મારું તિલક ભૂંસીને મારું મૂળ સ્વરૂપ શા માટે કર્યું હશે? મારા સ્વામીની જીભના સ્પર્શ સિવાય આવું કદી ન બને છતાં આમ કેમ થયુ? શુ આ સર્પ કોઈ દેવ હશે?

મહામંત્રીએ મહાપ્રતિહારને કહ્યુ : " આ સર્પ કોઈ દેવી શક્તિ ધરાવે છે. મદારીને કહો કે જે સ્થળેથી આ સર્પને લાવ્યા હતા તે-સ્થળે મૂકી આવે અને સર્પને કશી ઈજા ન થાય તેની કાળજી રાખે. સર્પને દૂધ પાઈને મોકલજો "

મહાપ્રતિહાર તરત ઘટને ઢાંકણુ ઢાંકી ઘટ ઉઠાવી બહાર નીકળી ગયો.

મહારાજાએ કહ્યું . " નવજવાન, મારું આશ્ચર્ય શમતું નથી... તું પુરૂપમાંથી નારી કેવી રીતે બની ગઈ ?"

" મહારાજ, આ અંગે મારા આશ્ચર્યની પણ કોઈ સીમા નથી. હવે તો આપને વિશ્વાસ થયોને કે યુવરાજ મારા અતિપ્રિય મિત્ર છે ! આ વસ્ત્રો એમનાં જ આપેલાં છે.. ."

મહારાજાએ કહ્યું " આજ હું એક મહાન અન્યાયના દોષથી બચી ગયો છું. જો આ દિવ્ય ન કર્યું હોત તો એક મોટામા મોટું પાપ થઈ જાત."

મલયસુંદરીએ ખોળામાં પડેલો લક્ષ્મીપુંજહાર ઉઠાવી મહાદેવીને આપતા કહ્યું : " મહાદેવી, ગમે તેમ પણ લક્ષ્મીપુંજ હાર આવી ગયો છે...હવે આપ નિશ્ચિંતબનો અને યુવરાજના આગમનની પ્રતીક્ષા કરો."

" મારો મહાબલ ક્યાં હશે ?' રાણીએ દર્દભર્યા સ્વરે પ્રશ્ન કર્યો.

મહામંત્રીએ કહ્યું : " મહાદેવી, જેમ લક્ષ્મીપુંજ હાર આપને પ્રાપ્ત થયો છે તેમ યુવરાજ પણ અવશ્ય પ્રાપ્ત થશે ! સંધ્યાકાળ થવા આવ્યો છે . આપ આ ઉપકારી પુરૂપ કે જે આપણા દેખતાં નારી બની ગયેલ છે તેને લઇને રાજભવનમા જાઓ. જેને આપણે ચોર અને ગુનેગાર માનતા હતા તેના ભોજનની પણ કંઈક વ્યવસ્થા કરો ..મારું અનુમાન છે કે આ ઉપકારીએ કશું ખાધું લાગતુ નથી."

મલયે કહ્યું . ' મહાદેવી, હું રાત્રિ ભોજન કરતી નથી.. મને થોડુ જળ આપો તો તૃપા શાંત કરી લઉ."

તરત જળનું પાત્ર મંગાવવામા આવ્યું...

સૂર્યાસ્ત થયા પછી મહારાજા મહાદેવી અને મંત્રીઓ નગરી તરફ વિદાય થયા.

રથમાં બેઠા પછી મલય ભારે વિચારમાં પડી ગઈ. તેના ચિત્તમાં એક પ્રશ્ન થયો...રઈ રાતે જે સ્ત્રી રડતી હતી તે કોઈ પ્રેતિની હશે અને તેણે જ મારા સ્વામીને સર્પરૂપે નહિ બનાવ્યા હોય ને? કારણ કે મારા તિલકના ભેદની અને લક્ષ્મીપુંજ હારની એમના સિવાય અન્ય કોઈને ખબર નહોતી.

તરત તેના મનમાં બીજો વિચાર આવ્યો...એ પ્રેતિનીએ એમને સર્પ બનાવ્યા હોય તો કોઈપણ સંયોગોમા ગારુડીઓનાં હાથમાં તેઓ સપડાઈ શકે નહિ!

ત્યારે આ શું બની ગયું? તરત જ બોલી ઊઠી..."ના...ના . ના...કોઈ અમંગળ કલ્પનાઓ આવશે નહિ"

મલયને ગંભીર વિચારમાં પડેલી જોઈને મહાદેવીએ કહ્યું : "તમને કયા નામથી બોલાવું?"

"મહાદેવી, અત્યારે તો હું સ્ત્રી જ છું...આ પુરુષવેશ પણ અને શોભતો નથી એટલે આપ મને સુંદરી કહીને જ બોલાવજો!"

"સુંદરી, મને તારા જ વિચારો આવ્યા કરે છે...તારું આ જાતિ પરિવર્તન.."

વચ્ચે જ મલયે કહ્યું: "મહાદેવી, સંસારમાં ઘણીવાર ન ધારેલું બની જાય છે..એની ચિંતા શા માટે કરવી જોઈએ? મારી હકીકત આપ જાણશો ત્યારે આપને ઘણો જ આનંદ થશે"

મહાદેવીએ કહ્યું : "તો પછી તારી હકીકત મને કહે."

"મારા મિત્રને મળ્યા પછી હું સઘળું કહીશ. ત્યાં સુધી આપે ધૈર્ય રાખવું પડશે."

"જેવી તારી ઈચ્છા."

રાત્રિના બીજા પ્રહરે બધા રાજ ભવનમાં પહોંચી ગયા. એ વખતે એક રક્ષકે મહાદેવીને નમસ્કાર કરી એક પત્ર આપતાં કહ્યું :

"ચંદ્રાવતી નગરીનો કોઈ ખેપિયો કોઈ નિમિત્તકનો સંદેશો લઈને આવ્યો છે."

"નિમિત્તકનો સંદેશો? ' મહાદેવીના આશ્ચર્યમાં વૃદ્ધિ થઈ. તેમણે એ સંદેશો મહારાજના હાથમાં મૂક્યો.

પણ મલય સમજી ગઈ હતી. નિમિત્તક રૂપે મહાબલે જ પોતાની માતાને સંદેશો મોકલ્યો હતો.

મહારાજાએ સંદેશો વાંચ્યો. વાંચતા જ તેઓ અવાક્ બની ગયા.. સંદેશો મહાબલનો હતો અને માતાને ઉતાવળે કંઈપણ પગલું ન ભરવાની પ્રાર્થના કરી હતી...

આશ્ચર્ય ! સુંદરી કહે છે કે ગઈ રાતે મહાબલ તેની સાથે હતો અને સંદેશો આવે છે ચંદ્રાવતીથી ! આમા સાચુ શું ?

મલયે કહ્યું : " મહાદેવી, આપ એકવાર એ ખેપિયાને બોલાવો."

રક્ષકે કહ્યું : " મહાદેવી, આપ ધનંજયના મંદિર તરફ વિદાય થયા પછી ખેપિયો આવેલો...અને આ પત્ર આપને આપવાનું કહીને ચાલ્યો ગયેલો. તેણે માત્ર એટલું જ જણાવ્યુ હતુ કે આ સંદેશો મહત્ત્વનો છે...માર્ગમાં બે દિવસ તાવમાં સપડાઈ રહેવું ન પડયું હોત તો આ સંદેશો વહેલો પહોંચાડી શક્યો હોત !"

આમ છતાં મહારાજાએ એ ખેપિયાને ગામમાંથી શોધી કાઢવાની આજ્ઞા કરી...

સેનાધ્યક્ષ પણ અલંબાદ્રિ વનમાં કેટલાક સૈનિકોને મહાબલ કુમારની તપાસ માટે રવાના કરીને આવી પહોંચ્યો.

## પ્રકરણ ૪ થું : : અણધારી ઘટના

રાત્રિની બેએક ઘટિકા વીતી હશે ત્યારે યોગી પોતાની ઝૂંપડીએ આવી ગયો અને લાવેલાં વનસ્પતિ દ્રવ્યો મૂકી દીધો. સર્પરૂપી મહાબલ પાસે ગયો.

સર્પરૂપી મહાબલ કશું બોલી શકતો નહોતો, પણ ન કળી શકાય એવી સંવેદના ભોગવી રહ્યો હતો. તેને એક વાતનો સંતોષ થયો હતો કે પોતાની પ્રિયતમા જિવિત છે અને મારા માતાપિતા પાસે છે. એ સિવાય લક્ષ્મીપુંજ હાર પ્રાપ્ત થઈ જતાં માતાપિતા આત્મઘાતના દોષથી બચી જશે.. પરંતુ મલયસુંદરી મારી વાત કરશે અને હું ક્યાંય શોધ્યો નહિ મળું તો માતાપિતા પુનઃ મૃત્યુનો જ નિર્ણય કરશે પ્રિય વસ્તુના વિયોગથી ઝૂરીને જીવવા કરતાં મોતને ભેટવું સારું એમ માનીને તેઓ અવશ્ય પ્રાણત્યાગનો નિશ્ચય કરશે. મલય બુદ્ધિમતી છે. કદાચ મારા વગર પોતાનો પરિચય નહિ આપે તો? સંભવ છે કે પોતાનો પરિચય નહિ જ આપે...મહારાજ વીરધવળની કન્યા આ રીતે આવા વનપ્રદેશમાં એકાએક આવે જ નહિ ...એવી વાત પર કોઈને વિશ્વાસ પણ ન વસે. એટલે મલય મારી રાહ જ જોતી મૌન રહી હશે.

ને જો હું સવાર સુધીમાં ત્યાં નહિ પહોંચી શકું તો ભારે

'વિપત્તિ ઊભી થશે. કદાચ માતા પિતા નિરાશ થઈને મોતને ભેટવાનો નિર્ણય પણ કરી લેશે.

આવા અનેક વિચારો વચ્ચે મહાબલ અટવાયો હતો.. એક બાજુથી હર્ષ હતો અને બીજી બાજુથી વિપત્તિનો ભય હતો ! તેમાંય કદાચ યોગી આવે નહિ, કોઈ વિપત્તિમાં સપડાઈ જાય તો આ અન્ય જાતિમાં જીવવું ભારે દુષ્કર થઈ પડે ! હું કદી અવિચારી પગલું ન ભરું . છતાં કર્મસંયોગે કુતૂહલને વશ થઈ જવાયું.

આવા વિચારો વચ્ચે વળી એક વિચાર આવ્યો...ભાવિ કોઈ પણ સંયોગોમાં મિથ્યા થતું જ નથી. મારા ભાગ્યમાં જ વિપત્તિ અંકિત થયેલી હશે તો કોઈથી નષ્ટ થવાની નથી...મારે શા માટે દુઃખનો અનુભવ કરવો જોઈએ ? જે કંઈ ભોગવવાનું છે તે રડતાં રડતાં શા માટે ભોગવવું જોઈએ ? ચિત્ત સ્થિર રાખીને આનંદથી સહી લેવું એ સર્વોત્તમ છે.

આ રીતે મનને ચાળે પડીને મહાબલરૂપી સર્પે મનમાં નવકાર-મંત્રનું સ્મરણ કરવા માંડયું.

અને થોડી જ વારમાં યોગી આવી પહોંચ્યો. તેણે મહાબલરૂપી નાગની ફેણને પંપાળતાં કહ્યું : "યુવરાજ, આપે મારા ખાતર ઘણું સહન કર્યું છે...પરમાત્મા અવશ્ય આપનું કલ્યાણ કરશે."

આમ કહી યોગીએ આકડાની ખીરમાં કંઈક દ્રવ્ય નાખીને તે વડે તિલક ભૂસી નાખ્યું ...અને વળતી જ પળે ભયંકર સર્પ મહા-બલના મૂળરૂપે પરિવર્તન પામી ગયો.

યોગીએ પ્રશ્ન કર્યો: "કોઈ પ્રકારનું કષ્ટ તો નહોતું પડયું ને ?"

"ના...યોગીરાજ..."

"આપને ક્ષુધા પણ લાગી હશે .."

"હા . પણ મારે રાત્રિ ભોજનનો ત્યાગ છે એટલે એ અંગેની કોઈ ચિંતા નથી." મહાબલે કહ્યું.

ત્યાર પછી બંને અગ્નિકુંડવાળા સ્થળે ગયા. યોગીએ સ્નાનશુદ્ધ થયા પછી મંત્રોચ્ચાર સાથે અગ્નિકુંડમાં વિશિષ્ટ પ્રકારનાં ઇંધણુ નાખ્યાં અને અગ્નિ પ્રજવલ્લિત થયો. ત્યાર પછી તેણે મહાબલ સામે જોઈને કહ્યું : "યુવરાજ, બરાબર મધ્ય રાત્રિએ આજ નક્ષત્રને। યોગ થશે...પરંતુ આજ હું કોઈપણ યક્ષ કે વ્યંતર શબને પાછું ન લઈ જાય એ અંગેની મજબૂત વ્યવસ્થા કરીશ. એટલે આપ એ શબને સંભાળપૂર્વક લઈ આવો. આજ મારો ભવ્ય પ્રયોગ સિદ્ધ થશે...સૈકાઓ પછી આજ મારા હાથે એક સુવર્ણ પુરૂષ તૈયાર થશે."

મહાબલ યોગીને વંદન કરીને વિદાય થયે થોડી. જ વારમા તે વટવૃક્ષ પાસે જઈ પહોંચ્યો. અને તેણે લોહખુરના શબ તરફ જોયું. શબ એની એ દશામાં લટકતું હતું. શબમાં કોઈ પ્રકારની વિકૃતિ આવી નહોતી અને નવાઈની વાત તો એ હતી કે શબમાં કોઈ પ્રકારનો વિકાર અથવા સડો થયો જ નહોતો. મહાબલે ધાર્યું; ગઈ રાતે યોગીએ શબને મંત્રપૂત કર્યું હતું એટલે વિકારહીન રહી શક્યું છે.

મહાબલે વટવૃક્ષ પર ચડી પહેલાં શબને તપાસ્યું...નિષ્પંદ અને નિશ્ચેત હતું. તેણે જાળવીને શબને ધરતી પર ન પટકતાં ચોટલી વડે પકડીને નીચે ઊતાર્યું અને ખભા પર લઈ એકવાર વટવૃક્ષ તરફ નજર કરી પ્રયાણ કર્યું.

આ દરમ્યાન યોગીએ એક મંત્રરક્ષિત કૂંડાળું કર્યું હતું. એ કૂંડાળામાં જળ છાંટ્યું હતું અને મંધદ્રવ્યો છાંટ્યા હતા. અગ્નિકૂંડમાનો અગ્નિ પણ પ્રબળ થઈ ગયો.

મહાબલ આવ્યો એટલે યોગીએ શબ પરનાં બધાં આવરણો અળગાં કરી શબને મંત્ર વડે સ્નાનશુદ્ધ કરી મહાબલ સામે જોઈને કહ્યું : "યુવરાજ, આ કૂંડાળામાં શબને મૂકી દો...હવે એ શબ

કોઈપણ સંયોગોમાં છટકી શકશે નહિ...કોઈપણ શક્તિ એને ઉઠાવી શકશે નહિ ”

મહાબલે લોહખુરનાં નગ્ન શબને સંભાળપૂર્વક કુંડાળામાં મૂક્યું.

યોગીએ પાંચ વખત એક કમંડળમાંથી જલની અંજલિઓ ભરીને મંત્રોચ્ચાર સાથે શબ પર છાંટી ત્યાર પછી ન સમજાય એવા મંત્રોચ્ચાર વડે શબ ફરતી ધારાવાડી દીધી.

આટલો વિધિ કર્યા પછી યોગીએ એક બીજા કુંડાળામાં મહાબલને ખુલ્લી તલવાર સહિત ઊભા રહેવાનુ જણાવ્યુ.

મહાબલ ઊભો રહી ગયો.

યોગીએ મહાબલને પણ મંત્રપૂત કર્યો.. ત્યાર પછી તે એક અન્ય કુંડાળામાં દ્રવ્યોની સામે એક મૃગચર્મ પર બેસી ગયો અને તેણે આકાશ સામે નજર કરી. ત્યાર પછી આંખો બંધ કરીને તેણે મંત્રપાઠ કરવા માંડ્યો...એક એક મંત્રના અંતે તે અગ્નિકુંડમાં ઘૃતની આહૂતિ આપતો અને એ વખતે શબ જરા ઊંચું થઈને પાછું નિષ્પંદ બની જતું.

બે ઘટિકા આ રીતે ક્રિયામાં વીતી ગઈ અને જે નક્ષત્રનો યોગ સાધવાનો હતો તે નક્ષત્ર સામે દ્રષ્ટિ કરીને યોગીએ સુવર્ણપુરૂષની સિદ્ધિનો પ્રધાનમંત્ર બોલવો શરૂ કર્યો.

શબ વારવાર ઉછળવા માંડ્યું.

યોગીનો મંત્રોચ્ચાર વધુ ને વધુ ઘેરો બનતો ગયો. જેમ જેમ મંત્રોચ્ચાર ઘેરો બનવા માંડયો તેમ તેમ અગ્નિકુંડની જ્વાળાઓ પણ ભયંકર થવા માંડી...

અને સુવર્ણપુરૂષની સિદ્ધિ અર્થે શબને અગ્નિકુંડમાં હોમવાની પળો નજીક આવી ગઈ...

મહાબલ આશ્ચર્યચકિત બનીને ઘડીક ઉછળતા શબ સામે અને ઘડીક યોગી સામે જોઈ રહ્યો હતો ..તેને પણ એમ લાગ્યું હતું કે, યોગીનુ કાર્ય નિર્વિઘ્ને પૂરું થઈ જશે.

પરંતુ વિરાટને આંબવા મથતો માનવી અંતે તો વામન જ હોય છે...

એકાએક આકાશમાં ઘેરો અવાજ થવા માંડયો. મહાબલે એ અવાજ સ્પષ્ટ સાંભળ્યો : " યોગી, વિધિમાં તારી બેકાળજી મેં એક વાર માફ કરી હતી...પણ આજ હું માફ નહિ કરું...આ શબ અપવિત્ર છે...અપવિત્ર હોવાથી અયોગ્ય છે."

યોગી ધ્રૂજી ઊઠયો...તે કંઈ બોલવા જાય તે પહેલાં જ તેનો દેહ એકાએક ઉંચકાયો અને અગ્નિકુંડમાં ઝીંકાયો.

મહાબલ અવાક્ બની ગયો. હવે શું કરવું ? ત્યાં તો શબ પણ ઉડીને ચાલ્યું ગયું...મહાબલના મનમાં થયું...શબ તો અખંડ હતું છતાં આમ કેમ બન્યું...એમાં કઈ અપવિત્રતા રહી હશે ? મહાબલ આ પ્રશ્નનું સમાધાન મેળવે તે પહેલાં જ તે પણ ઉંચકાયો. તેના કાન પર અવાજ આવ્યો : " નવજવાન, સાધક અને ઉત્તરસાધક બંનેનું બલિદાન લેવા હું ઈચ્છતી હતી...પરંતુ તારું રૂપ, યૌવન અને ઉદાર હૃદયનો વિચાર કરીને તને માત્ર નજીવી શિક્ષા કરૂં છું. આ શબના મોઢામાં એક સ્ત્રીનું નાક પડયું છે...માટે તે અયોગ્ય છે."

મહાબલ કોઈને જોઈ શકતો નહોતો ..પણ અનુભવી શકતો હતો કે પોતે કોઈની પકડમાં જ ઊંચકાઈને આગળ જઈ રહ્યો છે ! તેને થયું, પેલી રડતી બાઈના નાકનું સ્મરણ પણ ન રહ્યું.. નહિ તો યોગી અવશ્ય બચી જાત !

તે કશું બોલ્યો નહિ.. ત્યાં તો તે પણ જે વટવૃક્ષ પર લોહખુરનું શબ લટકતું હતું તે વટવૃક્ષની એક બીજી ડાળી પર ઊંધા મસ્તકે બંધાઈ ગયો. તેણે જોયું...તેના બંને હાથ એકાએક નાગપાશ બંધન વડે ઝકડાઈ ગયા છે ! તેના પગ પણ એક ડાળી સાથે બંધનગ્રસ્ત બની ગયા છે ! હવે અહીંથી છૂટવું કેવી રીતે ? આ નિર્જન અટવીમાં કોણ આવે અને આ બંધનમાંથી છોડે ?

ત્યાં તેને લોહખુરના શબ્દે કરેલી ભવિષ્યવાણી યાદ આવી. તરત તેણે ચિત્તને સ્થિર કર્યું. તેના મનમાં થયું...નાગના સ્વરૂપમાંથી છૂટયો. ત્યા નાગનું બંધન આવી પડયું. આ કોઈ કોપાયમાન થયેલી દેવીએ જ શિક્ષા કરી છે...અરે, જે યોગી પોતાની સિદ્ધિ માટે ઝખી રહ્યો હતો તેજ અગ્નિકુંડમા હોમાઈ ગયો...હુ પણ તેને બચાવી શક્યો નહિ...ખરેખર કર્મનો પ્રભાવ ક્યારે શુ કરે છે તે કોઈથી સમજી શકાતું નથી...આવા પ્રસંગે ઈષ્ટનું શરણ લેવું એજ ઉત્તમ માર્ગ છે...કોઈ મને છોડાવે નહિ તો મારે આમને આમ ઊંધા મસ્તકે રહીને મૃત્યુ જ પ્રાપ્ત કરવાનુ છે...તો પછી મોત ન બગડે એટલી કાળજી મારે રાખવી જ જોઈએ. જીવન ન સુધારી શકાયું તો કંઈ નહિ ..પણ મોતને સુધારવુ એ મારા હાથની જ વાત છે... આમ વિચારી મહાબલે નવકારમંત્રનું સ્મરણ કરવા માંડયું...બીજા સર્વ વિચારો અળગા કરી નાખ્યા. શ્રીજિનેશ્વર ભગવંતની સૌમ્ય પ્રતિમાને ચિત્તમાં સ્થાપીને તેણે મહામંત્રનું આરાધન આદરી દીધુ.

રાત્રિના જે સમયે મહાબલ આ રીતે ભયાનક વિપત્તિમાં સપડાઈ ગયો હતો તે સમયે પૃથ્વીસ્થાનપુરના સેંકડો માણસો અલંબાદ્રિની પર્વતમાળાઓમાં યુવરાજની શોધ માટે ઘૂમી રહ્યા હતા. કેટલાક સૈનિકો નદીના કિનારે પણ ફરી રહ્યા હતા અને કેટલાક વનપ્રદેશમાં ઘૂમી રહ્યા હતા...પરંતુ જે દિશામાં મહાબલ હતો, યોગીનો અગ્નિકુંડ હતો તે દિશામા કોઈ સૈનિક આવતો નહોતો. કારણ કે આ વનપ્રદેશમાં કોઈ હોય એમ કોઇ માનતું જ નહોતું અને વન પણ એટલું ગાઢ હતુ કે વટવૃક્ષ પાસેથી કોઈ નીકળે તો પણ યુવરાજને જોઈ શકે નહિ.

અને રાજભવનમાં મહારાજ અને મહાદેવી ભારે ચિંતા સેવી રહ્યો હતો. બંનેમાંથી કોઈને નિદ્રા આવતી નહોતી. મહારાણી પદ્માવતી વારવાર ઊભાં થતાં હતા અને પુત્રના કંઈપણ સમાચાર આવ્યા કે નહિ તે જાણવા માટે ઝરૂખે નજર કરતાં.

આમને આમ મધરાત વીતી ગઈ એટલે મહારાજાએ કહ્યું : "દેવી, હવે શા માટે ચિંતા કરે છે? તારી પ્રતિજ્ઞા પૂરી થઈ ગઈ છે...લક્ષ્મીપુંજહાર મળી ગયો છે અને એક અપરિચિત છતાં સાચું બોલનારી સ્ત્રી કે જે આપણા પુત્ર સાથે પરિચયમાં આવેલી છે તે પણ મળી આવી છે. એટલે મને તો શ્રદ્ધા છે કે આપણો પ્રિય પુત્ર પણ મળી આવશે."

"સ્વામી, હું બધું સમજું છું...પરંતુ મારી પ્રતિજ્ઞાના રક્ષણ ખાતર જ આપણા પ્રિય પુત્રને વિપત્તિમાં મૂકાવું પડ્યું છે...પુત્ર વગર જીવવાનો કે લક્ષ્મીપુંજહાર ધારણ કરવાનો મારામાં કોઈ ઉમંગ નથી. પુત્ર કરતાં લક્ષ્મીપુંજહાર મારે મન વિશેષ નથી...પ્રતિજ્ઞા ભલે પૂરી થઈ...પરંતુ જો સવાર સુધીમાં મહાબલ નહિ આવે તો મારે મોતનો જ આશ્રય લેવો પડશે."

"પ્રિયે..."

"હું સત્ય કહું છું. મહારાજ...મારા ખાતર જ મહાબલ લક્ષ્મીપુંજહાર પ્રાપ્ત કરવા ચાલ્યો ગયો હતો...જો તે ન આવે તો મારાથી કેમ જીવી શકાય?"

મહારાજ સુરપાળ પોતાની પ્રિય રાણી સામે સ્થિર નજરે જોઈ રહ્યા...બે પળ પછી તેઓ બોલ્યા: "સુંદરી પોતાનો પરિચય શા માટે નથી આપતી?"

"એ મારાથી સમજાતું જ નથી. અહીં આવ્યા પછી મેં તેને ખૂબ સમજાવી હતી...પરંતુ મુખ્ય પ્રશ્નનો કોઈ જવાબ જ આપતી નથી...પરિચય પણ પછી આપવાનું કહે છે."

"નવાઈ, જેવો પ્રસંગ બની ગયો છે...મને વારંવાર એક પ્રશ્ન મૂંઝવ્યા કરે છે. દિવ્ય માટે પહેલો નાગ કોણ હશે? એની પાસે લક્ષ્મીપુંજહાર ક્યાંથી આવ્યો હશે?"

"મને તો લાગે છે કે એ નાગ કોઈ દેવ જ હશે."

"દેવ હોય તો તેની પાસે લક્ષ્મીપુંજ હાર ક્યાંથી આવે ? એ હાર તો મહાબલ પાસે હતો..." મહારાજાએ કહ્યું.

"દેવની ગતિની શી ખબર પડે ! મને આ બનાવ પરથી જ શંકા આવે છે કે મહાબલ અવશ્ય મૃત્યુ પામ્યો હોવો જોઈએ અને એની છેલ્લી પ્રાર્થના કોઈ દેવે ઉપકારદ્રષ્ટિએ સ્વીકારીને એ લક્ષ્મીપુંજ હાર આપણને મળે એવો પ્રયત્ન કર્યો હોવો જોઈએ."

રાજા પણ ભારે વિચારમાં પડી ગયો. કોઈને એવી કલ્પના આવી જ નહોતી શકતી કે એ નાગ અન્ય કોઈ નહિ પણ એમનો જ પ્રિય પુત્ર હતો !

બીજા ખંડમાં મલયસુંદરી એક શય્યાપર સૂતી હતી...પણ તેનેય નિદ્રા આવતી નહોતી. તેના મનમાં અવારનવાર પોતાનો સત્ય પરિચય આપવાનું થઈ જતું, પરંતુ તેને ભય લાગતો કે મારી વાત કોઈ સ્વીકારશે નહિ. મહાબલ આવી જાય પછી જ બધી વાતનો ઘટસ્ફોટ થાય તેજ વધારે ઉચિત છે. આમ વિચારીને તે સહુની દ્રષ્ટિએ એક આશ્ચર્ય ચિહ્ન બની ગઈ હતી.

પરંતુ તેના ચિત્તમાં મહાબલ ક્યાં હશે, કેમ રોકાઈ ગયા હશે. એમનું શું થયું હશે એજ પ્રશ્નો ઘોળાઈ રહ્યા હતા.

મલયને પણ એ નાગ અન્ય કોઈ નહિ પોતાનો જ પ્રિયતમ હતો એ કલ્પના આવતી જ નહોતી. ક્યાંથી આવે ? માનવી નાગ બની જાય એવી કોઈ શક્યતા દેખાતી જ નહોતી. તો પછી એ નાગ પાસે લક્ષ્મીપુંજ હાર ક્યાંથી આવ્યો હશે ? એ નાગને એવી ખબર કેમ પડી હશે કે મારું તિલક ભૂંસવાથી હું મૂળરૂપે આવી જઈશ ?

મલયસુંદરી માટે આ એક જ સવાલ માથાનાં દર્દ જેવો બની ગયો હતો. પણ તેણેય આ અંગે એક સાધન શોધી કાઢ્યું. જે રડતી સ્ત્રીને સહાય કરવા સ્વામી ગયા હતા તે સ્ત્રી જ વ્યંતરી અથવા યક્ષિણી હોવી જોઈએ...અને એણે જ મારા સ્વામીને પોતાની માયા

જાળમાં સપડાવ્યા હોવા જોઈએ...અને મારા સ્વામીની પોતાના માતાપિતાને બચાવવાની પ્રાર્થના સ્વીકારીને એ વ્યતરીએજ પોતાના કોઈ અનુચરને નાગરૂપે બનાવી લક્ષ્મીપુ જહાર અને મારા મૂળ સ્વરૂપની પ્રાપ્તિનું કાર્ય કર્યું હોવું જોઈએ.

આ સિવાય મલય અન્ય કોઈ સમાધાન શોધી શકે તેમ નહોતી ...તે બિચારીને એ કલ્પના નહોતી કે પારકા દુઃખે દુઃખી થનારો પોતાનો મહાન પતિ અત્યારે એક વડવૃક્ષની ડાળે નાગપાશ બંધનથી ઝકડાઈને ઊંધા મસ્તકે ટીંગાઈ રહેલ છે જો એમને કોઈ સહાય નહિ મળે તો અનંત પીડા સાથે પોતાનો પ્રાણ ગુમાવી દેશે!

પરંતુ આવું એ કેમ ધારી શકે?

જે કંઈ બનતું હતું તે જાણે અણધાર્યું જ બનતું હતું...

એકેએક ઘટના અણધારી આવતી હતી.. અને એ ઘટના પણ એટલી વિચિત્ર થઈ જતી કે માનવી કોઈ કલ્પના કરી શકતો નહિ.

## પ્રકરણ ૫ મું : : આતુરતા!

દિવસ જેમ જેમ ચડતો ગયો તેમ તેમ નિરાશા ગાઢ બનતી રહી. તપાસ કરવા ગયેલા માણસો યુવરાજના કોઈ સમાચાર નથી કે એમની કોઈ નિશાની નથી એવો સંદેશ મહામંત્રીને આપી જતા અને આથી દેવી પદ્માવતી ભારે વ્યાકુળતા અનુભવી રહેતા

ગઈ રાતે નગરીમાં તો પોતાના પ્રિય રાજા અને રાણી બચી ગયાં એ બદલનો આનંદ વ્યાપક સ્વરૂપ ધારણ કરી રહ્યો હતો અને

એક દેવી નામના સ્પર્શથી એક સુંદરી નવજવાન સુંદર સ્ત્રીનાં રૂપમાં ફેરવાઈ ગયાની ચર્ચા પણ સર્વ કોઈને આશ્ચર્યમગ્ન બનાવી દેતી હતી.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ સેંકડો નરનારીઓનાં નાના મોટા ટોળાં રાજભવનમાં પોતાના પ્રિય રાજા-રાણીને અભિનંદવા અને પુરૂષમાંથી સ્ત્રી બની ગયેલા માનવીને જોવા માટે ઉમટી રહ્યા હતા.

પરંતુ રાણી પદ્માવતીના હૈયામાં પુત્ર વિયોગની વેદના એક જ્વાળા સમાન બની ગઈ હતી અને બીજો પ્રહર પૂરો થતાં જ અલંબદ્રિ પહાડના શિખર પરથી ઝંપાપાત કરવાની ઈચ્છા વધારે બળવત્તર બની ચૂકી હતી.

રાજપરિવારના સભ્યો, મંત્રીઓ, શ્રેષ્ઠિજનો વગેરેની ખૂબ જ લાગણીભરી સમજાવટ થયેલી હોવા છતાં મહારાણી પોતાના નિશ્ચયમાં અડગ રહ્યાં હતાં અને દિવસનો બીજો પ્રહર પૂરો થાય કે તરત ઝંપાપાત માટે પ્રસ્થાન કરવાની જાહેરાત પણ કરવામાં આવી હતી.

આ જાહેરાતથી લોકોમાં વ્યાપક બનેલો હર્ષ વિષાદમાં ફેરવાઈ ગયો અને રાણીનો ઝંપાપાત જોવા અર્થે લોકો અલંબાદ્રિના પહાડ તરફ જવા માંડયા હતા.

મલયસુંદરીએ પણ મહાદેવીને ઘણા જ મધુર-ગંભીર સ્વરે કહ્યું હતું: " માતા, આ રીતે ઉતાવળ કરવી એ આપને માટે ઉચિત નથી. યુવરાજશ્રી બુદ્ધિમાન છે, તેજસ્વી છે અને બળવાન પણ છે... તેઓ અવશ્ય કોઈનું કલ્યાણ કરવા જતાં સપડાઈ ગયાં હશે, પરંતુ મારું હૃદય કહે છે કે તેઓ બે ચાર દિવસમાં અવશ્ય આવી જશે... આપના ઝંપાપાત પછી કદાચ તેઓ આવી ચડશે તો યુવરાજશ્રીના હૈયાને ભારે આઘાત લાગશે એટલું જ નહિ એક પ્રેમાળ માતા પોતાના જ ખાતર મૃત્યુ પામે એ શલ્ય એમને જીવનભર ભોગવવું પડશે."

મહાદેવીએ કહ્યું : " સુંદરી, તું તો પુરૂષમાંથી નારી બની ગઈ

છે એટલે તને નારીના અંતરનો પરિચય ક્યાંથી હોય ? તેમાંય માતાના હૈયાનો અનુભવ તો હોય જ ક્યાંથી ? મારો પુત્ર મને બચાવવા ખાતર ગમે તે ઉપાયે લક્ષ્મીપુંજહાર મોકલે છે...પરંતુ પોતે આવી શકતો નથી...એનો અર્થ એક જ છે કે તેનું અનિષ્ટ જ થઈ ચૂક્યું છે. જે પુત્ર પોતાની માતા ખાતર જિંદગી અર્પણ કરે તે પુત્રની માતાનું કર્તવ્ય છે કે પુત્ર કરતાં યે હારને મૂલ્યવાન માનનારી માતાએ પોતાના દોષનું પ્રાયશ્ચિત કરવું જ જોઈએ."

દેવી પદ્માવતી કોઈપણ ઉપાયે સમજ્યા નહિ...મહારાજા પણ પોતાની પ્રિય પત્ની સાથે જ ઝંપાપાત કરવા માગતા હતા...પરંતુ તેમણે આ અંગેની જાહેરાત નહોતી કરી...તેમણે મનથી નક્કી કર્યું હતું કે, અલંબાદ્રિ પહાડના શિખર પરથી પત્નીની સાથે પડતું મૂકવું.

અને બીજો પ્રહર પૂરો થયો કે તરત એક રથમાં મહારાજા, મહાદેવી અને મલયસુંદરી બેસી ગયા.. અન્ય રથોમાં, મંત્રીઓ, સુભટો, રાજપરિવારના સભ્યો, નગરશેઠ અને અન્ય શ્રેષ્ઠિઓ વગેરે બેસી ગયા.

પોતાનાં પ્રિય રાજ રાણીને આ રીતે સ્વેચ્છાએ મોતને ભેટવા જતાં જોઈને પ્રજાજનો આંસુભરી આંખે જોઈ રહ્યાં હતાં.

તેજસ્વી અશ્વોવાળા રથો ત્રીજો પ્રહર પૂરો થતાં જ અલંબાદ્રિના પહાડ પાસે પહોંચી ગયા

મહારાજાએ જોયું તો ત્યાં હજારો સ્ત્રી પુરુષો એકત્ર થઇ ગયાં હતાં.. લોકોના વદન પર નિરાશા, આંસુ અને વેદના ઉપસી આવ્યાં હતાં.

સેંકડોની સંખ્યામાં આવેલી સ્ત્રીઓ કરૂણ સ્વરે પોકારી રહી હતી . 'મા, આપની કૃપા ચાલી જશે તો અમારી આશાઓ પણ નષ્ટ થઈ જશે...આપ આવો દુઃખદાયક નિર્ણય ન કરો...જ્યાં સુધી

યુવરાજના કશા સમાચાર પ્રાપ્ત થયા નથી ત્યાં સુધી એમના અમંગળની શંકા કરીને આપ મોતને ભેટશો નહિ."

આ તરફ માત્ર અર્ધ કોસ દૂર ગાઢ વન વચ્ચે આવેલા વટવૃક્ષ પર ઊંધે મસ્તકે લટકતો મહાબલ ભારે વ્યથા ભોગવી રહ્યો હતો. તેણે નાગપાશ બંધન તોડવાની એક તક સૂર્યોદય વખતે જ ઝડપી લીધી હતી. બંને હાથ પર વિંટાયેલ નાગની પૂંછડી રમતી રમતી મહાબલના મુખ પાસે આવી ગઈ હતી. અને મહાબલે તરત તેને દાઢામાં દબાવી દીધી હતી...આથી નાગનું બંધન શિથિલ થઈ ગયું .. નાગ લટકવા માંડ્યો એટલે તરત મહાબલે પૂંછડી છોડી દીધી. નાગ નીચે પડીને ભારે વ્યથા અનુભવતો અદૃશ્ય થઈ ગયો આમ બંને હાથ છૂટા થઈ ગયા હતા, પરંતુ પગનું બંધન જે ડાળી સાથે હતું ત્યાં પહોંચવું ભારે દુષ્કર લાગ્યું.

અને જેમ જેમ સૂર્ય તપતો ગયો તેમ તેમ ક્ષુધા અને તૃષા પણ પ્રાણને વલોવવા માંડી ક્ષુધા કરતાં યે તૃષાની પીડા અસહ્ય હોય છે. પરંતુ આવા નિર્જન સ્થળે કોણ આવે ?

કર્મની રમત કોઈની કલ્પનામાં ન આવે એવી હોય છે. મહાબલ વ્યથા પામતો હોવા છતાં ધૈર્યપૂર્વક કર્મના ફળને ભોગવી રહ્યો હતો. અને ચિત્તમાંથી પળ માટે ય શ્રી જિનેશ્વર જગત્ તના કલ્યાણકારી શાસનને અને મહામંત્રને ભૂલતો નહોતો. તે સમજતો હતો કે વ્યથા જેમ માનવીના ચિત્તને અસ્થિર બનાવે છે તેમ માનવીના ચિત્તને સદ્ વિચારો પ્રત્યે પણ વાળી શકે છે. તે એમ પણ માનતો હતો કે જે જન્મે છે તે અવશ્ય મોતને ખોળે જઈ પડે છે ! સામે જ્યારે મોત ધુરકતુ હોય ત્યારે વધુમાં વધુ સ્વસ્થ રહીને મોતને ભેટવાનો આનંદ માણી લેવો જોઈએ.

આવા વિચારમા ચિત્તને સ્થિર કરી ચૂકેલો મહાબલ તાપ, તૃષા અને ક્ષુધાની પરવા રાખ્યા વગર મહામંત્રના સ્મરણમાં વધુને વધુ

દૃઢ થઈ રહ્યો હતો. તેણે મનમાંથી રાજવૈભવ, માત પિતા, પત્ની વગેરે પણ દૂર ધકેલી દીધા હતાં ..કારણ કે અતિ પ્રિય સામગ્રી ઘણીવાર મોતને અભડાવે છે.

અને ત્રીજા પ્રહરની અંતિમ ઘટિકા વખતે કર્મરાજાનું અટહાસ્ય એકાએક સ્ખલિત બની ગયું.

નગરીમાથી અલંબાદ્રિ પહાડ તરફ જવા નીકળેલા દસબાર જુવાનિયાઓની ટોળી આડે રસ્તે ચડી જતા આ વટવૃક્ષ તરફ આવી ચડી.. અને એમાંથી એકની નજર વડવૃક્ષ પર લટકતાં બે માનવી તરફ ગઈ અને તે ચમકીને બોલી ઊઠયો : " બાપરે ! "

" શું છે ! સિંહ વાઘ કે અજગર દેખાયો ? "

" ના...જુઓ સામે કોઈ ઊંધે મસ્તકે ટીંગાય છે—એક નહિ પણ બે જણ છે."

સહુએ વડવૃક્ષ તરફ જોયુ. બધા ચમકયા. કોઈના મનમાં તો એમ પણ થયું કે અવસ્ય આ કોઈ ભૂત હશે ! આપણે કયા આવી ભરાણા...?

પરંતુ એમાં એક નવજવાન સાહસિક હતો તે બોલ્યો : " અરે ભૂતબૂત દિવસના દેખાય જ નહિ.. ચાલો આપણે ત્યા જઈએ "

પણ કોઈની હિંમત ન ચાલી...એ સાહસિક નવજવાન વટવૃક્ષ તરફ અગ્રસર થયો.. બીજા સાથીઓ દોડીને આગળ વધવા માંડયા. સહુને લાગ્યુ હતું કે, આ કોઈ ભૂતો જ લટકે છે ?

સાહસિક નવજવાને સૌથી પ્રથમ લોહખુરના શબ તરફ જોયુ .. તેને લાગ્યુ કે આ કોઈ નિર્જીવ શબ છે ..

ત્યાર પછી તેણે મહાબલના લટકતા દેહ તરફ નજર કરી મહાબલને જોતા જ તે ઠરી ગયો અરે આ તો આપણા યુવરાજ તેણે નજીક જઈને જોયુ...મહાબલ આંખો બંધ કરીને મનમ મહામંત્રનું સ્મરણુ કરી રહ્યો હતો...એના અધર હલતા હતા.

સાહસિક નવજવાને કહ્યું : " યુવરાજશ્રી.. યુવરાજશ્રી. .આપની આવી દશા કોણે કરી ? "

યુવરાજે આંખો ખોલીને જોયું...અતિમ દર્દસ્વરે કહ્યું : " મારા પગ નાગપાશ બંધન વડે ડાળી સાથે બંધાયેલા છે.. એ એકલાથી નહિ છૂટી શકે.. અગ્નિશલાકા હશે તો છૂટી શકશે."

" યુવરાજશ્રી, આપના માતુશ્રી આપના વિયોગના કારણે ઝંપાપાત કરવા ગયા છે.. મહારાજા પણ મોતને ભેટી પડશે એવું સંભળાય છે. હું દોડતો ત્યાં જઉં છું આપ થોડીવાર કષ્ટ સહન કરો હું હમણાં જ પાછો આવીશ."

" હા ભાઈ, તું સત્વર મારા માતા પિતાને સમાચાર આપ.. મારી ચિંતા કરીશ નહિ...મને છોડાવવા જતાં જે સમય પસાર થશે તે સમય દરમ્યાન જો મારાં માતાપિતા મૃત્યુને ભેટશે તો ભારે અનર્થ થશે...મિત્ર, તુ સત્વર જા . "

" હવે આપ નિશ્ચિંત રહો." એમ કહીને તે સાહસિક નવજવાન અષ્ટાપદ્રિ તરફ દોડવા માંડયો...તેના સાથીઓ તો ઘણે દૂર જઈને ભયથી કંપતા ઊભા હતા. આ સાહસિક નવજવાને કહ્યું : "ચાલો આપણે મહારાજ અને મહાદેવીને બચાવી લઈએ...યુવરાજ મળી ગયા છે ! "

વધુ વિગતથી વાત ન કરતાં સાહસિક નવજવાને તો પોતાની દોટ ચાલુ જ રાખી; એના ડરપોક સાથીઓ પણ પાછળ દોડવા માંડ્યા.

સાહસિક નવજવાન વધુમાં વધુ વેગથી દોડતો હતો ..રસ્તામાં આવતાં ઝાળાં ઝાંખરા કે પથ્થરોની પણ પરવા કરતો નહોતો માર્ગ તો હતો નહિ . એટલે આડેધડ દિશા સામે લક્ષ રાખીને જ દોડયે જતો હતો.

અને તે જ્યારે અષ્ટાપદ્રિના તલ પ્રદેશ પાસે પહોંચ્યો ત્યારે રાજા સુરપાળ અને રાણી પદ્માવતી લોકોને નમસ્કાર કરતા કરતા

પહાડી પર ચડી રહ્યા હતા. તેમણે કોઈને પાછળ ન આવવાની પ્રાર્થના કરી હતી.

લોકો ધ્રુસકે ધ્રુસકે રડતા હતા...મહામંત્રી અને અન્ય મંત્રીઓ પણ ભારે ગમગીન બની ગયા હતા...

અને આ સાહસિક નવજવાને ઊંચા સાદે જનમેદનીને કહ્યું : "મહારાજને રોકો...યુવરાજ મળી ગયા છે !"

આ સમાચાર વાયુવેગે પ્રસરી ગયા...લોકો જયનાદ પોકારવા માંડયા અને સાહસિક નવજવાન જનમેદનીને ચીરીને પહાડી તરફ જવા માંડયો...તે વારંવાર પોકારતો જતો કે યુવરાજ મળી ગયા છે ..મહારાજ પાછા વળો...મહાદેવી પાછાં વળો."

મહાપ્રતિહાર અને મહામંત્રી આ સાંભળીને પહાડી પર ચડી રહેલા રાજા રાણી તરફ દોડયા અને બુલંદ સ્વરે બોલ્યા : 'મહારાજ, યુવરાજ મળી ગયા છે !"

મહારાજના કાન પર આ શબ્દો પડતાં જ તેઓએ પાછળ નજર કરી...

મહાપ્રતિહાર આગળ હતો તે બોલ્યો : "કૃપાનાથ ! મહાદેવીને રોકો...યુવરાજ મળી ગયા છે !"

રાજા સૂરપાળ અને રાણી પદ્માવતીના ચહેરા પર એક પ્રકારનું તેજ નાચવા માંડયું.

મહાપ્રતિહાર નજીક આવ્યો એટલે.મહાદેવીએ કહ્યું : "ક્યાં છે મારો પ્રિય પુત્ર ?"

"આપ નીચે પધારો...એક નવજવાન સમાચાર લઈને આવી પહોંચ્યો છે..." મહાપ્રતિહારે કહ્યું.

મહારાજાએ રાણીનો હાથ પકડીને કહ્યું : "ચાલો આપણે પાછા ફરીએ."

" મને બચાવવા માટેની આ કોઈ..."

વચ્ચે જ મહારાજાએ કહ્યું : " પ્રિયે, આવું નિર્બળ મન તને શોભતું નથી ચાલો..."

નીચે સાહસિક નવજવાન હાફતો હાંફતો ઊભો હતો. તેની આસપાસ અનેક માણસો ટોળે વળી ગયા હતા.

રાજા રાણી પાછાં વળ્યાં અને વૃદ્ધ મહામંત્રી નજીક આવતાં બોલ્યા : " મહાદેવી, કોઈપણ પ્રશ્નની દરેક બાજુ વિચાર્યા વગર ઉતાવળ કરવામાં કદી સિદ્ધિ મળતી નથી."

મહાદેવી કશું બોલ્યાં નહિ ..શરમ ભરી નજરે જોઈ રહ્યાં.

સહુ નીચે આવ્યા ત્યારે પેલો સાહસિક નવજવાન કંઈક સ્વસ્થ થયો હતો. મહામંત્રીએ કહ્યું . "આ નવજવાન શુભ સંદેશ લઈને આવ્યો છે."

મહારાજાએ કહ્યું . " યુવરાજ ક્યાં છે ? "

નવજવાને કહ્યું : " અહીથી અર્ધકોસ દૂર ગાઢ વનમાં એક વટવૃક્ષ પર શીંધે મસ્તકે બધનાવસ્થામાં લટકે છે...નાગપાશ બંધનથી બંધાયેલા છે...આપ સર્વ પ્રથમ યુવરાજને મુક્ત કરવાનો પ્રબંધ કરો ..ત્યાર પછી જ બીજા પ્રશ્નો વિચારજો."

નવજવાનની આ વાત સાંભળીને ત્યાં ઊભેલી મલયસુંદરી પણ ભારે અવાક્ થઈ ગઈ.

મહારાજ, સેનાધ્યક્ષ, મહાપ્રતિહાર અને કેટલાક સૈનિકો તરત જ અશ્વ પર બેસી ગયા અને નવજવાનને પણ અશ્વ પર બેસાડી આગળ કર્યો.

રાણી પદ્માવતી, મલયસુંદરી અને રાજપરિવારની અન્ય સ્ત્રીઓ પાસે જઈને ઊભાં રહ્યાં. મલયસુંદરીએ કહ્યું : " મહાદેવી, શુભ કાર્યમાં ઉતાવળ સારી અને આવા કાર્યમાં ધીરજ સારી. મે આપને કહ્યું હતું કે યુવરાજ અવશ્ય મળશે."

પહાડીના તલપ્રદેશમાં રાજ પરિવાર અને બીજાઓ માટે બે તંબૂઓ ગોઠવી દીધા હતા. રાજપરિવારની સ્ત્રીઓ, મલયસુંદરી અને રાણી પદ્માવતી એક તંબૂમાં ગયાં.

દિવસનો ચોથો પ્રહર ચાલતો હતો.

ચાર છ દાસીઓ જળપાત્ર ભરી ભરીને રાજપરિવારને આપી રહી હતી.

જનતાનાં હૈયાં ભારે હર્ષિત બની ગયાં હતાં...

અને દેવી પદ્માવતીના અંતરમાં પુત્રના દર્શન અર્થે ભારે તમન્ના જાગૃત થઈ હતી.

જે રસ્તેથી મહારાજ અને બીજા કર્મચારીઓ પેલા નવજવાનની સાથે જઈ રહ્યા હતા...તે રસ્તે લોકોનાં ટોળાં પણ કુતૂહલ વશ બનીને જઈ રહ્યાં હતાં.

મલયસુંદરીની સુચનાથી મહાદેવીએ જળના શભુ સાથે એક અશ્વારોહીને તરત રવાના કર્યો હતો.

મલયનાં અંતરમાં પણ પોતાના પ્રિયતમને હિનાળવાની આતુરતા ભારે ઉગ્ર બની ગઈ હતી...

માના અંતરમાં પણ પુત્ર મિલનની આશાની આતુરતા વિહ્વળતામાં પલટાઈ રહી હતી...

અને ત્યાં રહેલા સઘળા માણસોનાં હૈયામાં આતુરતા જાગી હતી...

ક્યારે યુવરાજ આવે ? ક્યારે એમના તેજસ્વી વદનનાં દર્શન થાય ?

## પ્રકરણ ૬ : : વિપત્તિનું વાદળ વેરાયું...!

મહારાજા સુરપાળ અને અન્ય રાજપુરુષો જે વટવૃક્ષની ડાળે મહાબલ ઊંધે મસ્તકે લટકતો હતો ત્યાં પહોંચી ગયા.

મહારાજાએ પુત્રની આ દશા જોઈને એક ચીસ નાખી...પરંતુ વળતી જ પળે સાવધ થઈને વૃક્ષ ઉપર ચડી ગયા અને તેઓએ વિષાપહાર મંત્રનું સ્મરણ કરીને નાગપાશનું પગે બાંધેલું બંધન છોડી નાખ્યું.

મંત્રીઓ વગેરેએ સંભાળપૂર્વક યુવરાજને લઈ લીધો. મહારાજા વૃક્ષ પરથી નીચે ઉતર્યા મહાબલે નેત્રો ખોલીને જોયું...પિતાજી સામે જ ઊભા હતા...આસપાસ ઘણા માણસો હતા. તેણે બે હાથ જોડીને પિતાને નમસ્કાર કર્યા.

મહારાજાએ તરત નીચે બેસી પુત્રનું મસ્તક ખોળામાં લઈ પૂછ્યું : " મહાબલ, તને કેમ છે ? તારી આ દશા કયા દુષ્ટે કરી ? "

મહાબલ ક્ષુધા અને તૃષાથી પીડાતો હતો...તેણે પશ્ચિમ ગગન તરફ નજર કરી...હજી સૂર્યાસ્તને થોડી વાર હતી...તેનો અવાજ ક્ષીણ થઈ ગયો હતો. તેણે ઈશારાથી જળ માગ્યું.

એજ વખતે જળનો ઘડો લઈને એક ઘોડેસ્વાર આવી પહોંચ્યો. મહારાજાએ એકના એક પુત્રને જળપાન કરાવ્યું.

જળપાન કર્યા પછી થોડી જ પળોમાં મહાબલ સ્વસ્થ થવા માંડ્યો. ત્યાં તો સેંકડો પ્રજાજનો આવી પહોંચ્યા અને યુવરાજનો જયનાદ બોલાવવા માંડ્યા.

મહાબલ બેઠો થવા ગયો એટલે તરત મહારાજાએ કહ્યું. "નહિ બેટા, થોડીક આરામ કર."

"પિતાજી, હવે હું સ્વસ્થ છું. મને બીજી કોઈ તકલીફ નથી પડી. આપ ચિંતા ન કરશો." કહી મહાબલ બેઠો થયો.

પુનઃ એક વાર જળપાન કર્યું. ત્યાર પછી તે ઊભો થયો. અને કાયા અક્કડાઈ ગયેલી હોવાથી જરા હાથપગ હીંચાળ્યા કર્યા.

મંત્રીઓએ યુવરાજના હાથ પકડ્યા...યુવરાજે હસીને કહ્યું : "હવે હું સ્વસ્થ છું...બંધનાવસ્થાના કારણે માત્ર શરીર જ અક્કડાઈ ગયું હતું."

"પુત્ર, તારી આવી દશા કયા દુષ્ટે કરી ?"

"પિતાજી, એ વાત બહુ લાંબી છે, નિરાંતે કહીશ. મારી માતુશ્રી તો કુશળ છે ને ?"

"તારા વિયોગના અંગે તારી માતુશ્રી મૃત્યુને ભેટવા અહીં આવ્યા હતા, ત્યાં એક ભાગ્યશાળી યુવાને તારા જીવિત હોવાના સમાચાર આપ્યા."

મહારાજાને આ સ્થળે લઈ આવેલો નવજવાન નજીકમાં જ ઊભો હતો. મહારાજા સુરપાળે તેના ખભા ઉપર હાથ મૂકીને પ્રેમાળ સ્વરે કહ્યું : "તારું નામ શું ?"

"દેવરત્ન...! હું આપનો જ એક પ્રજાજન છું."

"ખરેખર તું દેવરત્ન જ છે. તારા જેવા પ્રજાજનો જ આ રાજની શોભા છે. ભાઈ, તેં કેવળ મારા જ નહિ પણ સમગ્ર રાજપરિવાર પર મહાન ઉપકાર કર્યો છે જો તું યુવરાજના સમાચાર લઈને ન આવ્યો હોત તો હું અને મહાબલની માતા ગિરિશૃંગ

પરથી પડતું મેલીને નષ્ટ થઈ ગયા હોત. દેવરત્ન, તું મને મળ્યા વગર ન જઈશ."

દેવરત્ને મસ્તક નમાવ્યું.

ત્યાર પછી એક અશ્વ પર મહાબલને બેસાડયો અને સહુ અલંબાદ્રિ પર્વતની તળેટી તરફ રવાના થયા.

સૂર્યાસ્ત થઈ ગયો હતો. પશ્ચિમ ગગનમાં અંતિમ રક્તાતી-કિરણો વિલય પામી ચૂક્યા હતા.

અને બે એક ઘટિકામાં સહુ તળેટીમાં પહોંચી ગયા. હજારો માણસો મહાબલને જોઈને જયનાદ પોકારવા માંડયા.

કેટલેક ઠેકાણે મશાલો સળગાવવામાં આવી હતી...

મહામંત્રીએ સર્વ પ્રજાજનોને બે હાથ જોડી વિનંતી કરતાં કહ્યું : "મહાનુભાવો, આપ સર્વેના પ્રેમથી મહારાજ અને મહાદેવી ધન્ય બન્યા છે, યુવરાજશ્રી મહાબલ કુમાર પણ ધન્ય બન્યા છે. જે રાજ્યમાં આવા પ્રેમાળ અને ગુણાનુરાગી પ્રજાજનો હોય તે રાજ્યને કદી વિપત્તિ આવતી નથી. હવે આપણે સહુ નગરીમાં જવાની તૈયારી કરીએ. યુવરાજશ્રી ખૂબ જ શ્રમિત બની ગયા છે અને તેઓને આરામ મળે તો વધારે સારું એમ મને લાગે છે."

મહામંત્રી આ રીતે લોકોને શાંત કરતા હતા તે વખતે મહાબલ એક તંબૂમાં માને ભેટી પડયો હતો. મલયસુંદરી બાજુમાં જ ઊભી હતી. તેના વદન પર પણ હર્ષાશ્રુ રમી રહ્યા હતા.

મહારાજાએ કહ્યું : "મહાબલ, એક સાધનસંપન્ન અને પ્રતાપી રાજવીનો તું એકનો એક પુત્ર હોવા છતાં અમે તારી આ સ્થિતિ કરનારને હજી સુધી પકડી શકયા નથી એ મારા માટે ભારે શરમની વાત છે."

"પિતાજી, રાજભવનમાં ગયા પછી હું સઘળી વાત કરીશ. ન માની શકાય એવા અનેક આશ્ચર્યોમાંથી હું મારા માતા પિતાને પામી શક્યો છું એજ મારા માટે મોટો પુણ્યોદય છે."

સહુને એમ લાગ્યું કે અહીં જો વાતો કરીશું તો સવાર સુધી પણ નહિ ખૂટે. છતાં મહાદેવીએ એક વાર પ્રશ્ન કર્યો : " બેટા, આ તારો મિત્ર પુરૂષમાંથી સ્ત્રી બની ગયો છે...તેણે હજુ સુધી અમને પોતાનો પરિચય પણ આપ્યો નથી..."

" મા એ મારા મિત્ર કરતાં યે વિશેષ છે ..મારી જીવનસંગિની છે...પરંતુ આ બધી વાત નિરાંતે કહેવા જેવી છે . એ પહેલાં આપ અમને બન્નેને આશીર્વાદ આપો." કહી મહાબલે મલયને ઈશારો કર્યો. મલય તરત મહાબલ પાસે આવી ગઈ અને બંનેએ માતા પિતાને નમસ્કાર કર્યો.

માતા પિતા તો અવાક્ બની ગયા. મહાબલ આ શું કહે છે ? મહાબલે માતા પિતાની મૂંઝવણ ટાળવા કહ્યું : " બાપુ, આપના પરમ મિત્ર મહારાજા વીરધવળની કન્યા રાજકુમારી મલયસુંદરી છે અને સ્વયંવરમાં મેં તેને પ્રાપ્ત કરી છે..."

રાણી પદ્માવતી એજ વખતે મલયને ભેટી પડી અને બોલી : " પુત્રી, આ વાત તેં અમને પહેલાં કેમ ન કરી ?"

" મા, એ વખતે પરિસ્થિતિ એવી હતી કે મેં વાત કરી હોત તો આપના માન્યામાં આવત નહિ."

રાણી પદ્માવતીએ તરત કહ્યું : " દીકરી, તારે અમને ક્ષમા આપવી પડશે...અમે તારા પર ભયંકર દિવ્યનો પ્રયોગ કરીને..."

વચ્ચે જ મલયસુંદરી મધુર સ્વરે બોલી: " એ દિવ્યના પ્રતાપે જ પરિસ્થિતિ પલટી છે અને આપના મૂલ્યવાન પ્રાણનું રક્ષણ થયું છે."

મહારાજા કંઈ કહેવા જાય તે પહેલાં જ મહામંત્રી તંબૂમાં આવ્યા અને બોલ્યા : " મહારાજશ્રી રથ તૈયાર છે. હવે આપણે તરત રવાના થવું જોઈએ."

" ચાલો અમે તૈયાર જ છીએ." કહી મહારાજા અને મહાબલ નીકળ્યા. એમની પાછળ મલયસુંદરી અને મહાદેવી પદ્માવતી પણ અન્ય સ્ત્રીઓ સાથે બહાર નીકળ્યાં.

થોડી જ વારમાં હજારો પ્રજાજનોના જયધ્વનિ સાથે સહુ નગરી તરફ વિદાય થયા.

સહુ રાજભવનમાં પહોંચ્યા ત્યારે રાત્રિનો બીજો પ્રહર પૂર્ણ થઈ ગયો હતો.

રાજવૈદ આવી ગયા હતા. તેમણે યુવરાજની નાડી જોઈ અને આરામની જરૂર હોવાનુ જણાવ્યું. મલયસુંદરીને પણ આરામની જરૂર હતી.

રાણી પદ્માવતી મલયને લઈને પોતાના શયનગૃહમાં ગયાં.

મહાબલ પણ પોતાના શયનગૃહમાં આડે પડખે થયો અને વળતી જ પળે નિદ્રાધીન બની ગયો.

માનવીના મનને પીસી રહેલો ચિંતાનો બોજ હળવો થાય છે ત્યારે શરીરમાં નવુ ચેતન આવવા માડે છે.

રાજપરિવારના પ્રત્યેક સભ્યો આજ ચિંતાથી મુક્ત બની ગયા હતા. જોકે સહુના હૃદયમાં આશ્ચર્યની પરંપરા પાછળ કયુ રહસ્ય છે તે જાણવાની જીજ્ઞાસા હતી જ ..પરંતુ આ જીજ્ઞાસા વળતે દિવસે પૂર્ણ થશે એમ માનીને સહુ નિદ્રાદેવીના ખોળે પોઢી ગયાં.

મલયસુંદરી થાકેલી હોવા છતાં વહેલી સવારે જાગી ગઈ. તેણે જોયું, મહાદેવી હજી સૂતાં છે. એટલે તે નિત્ય નિયમ પ્રમાણે શય્યામાં બેસીને નવકાર મંત્રના સ્મરણમા ગૂંથાઈ ગઈ.

લગ્નને વળતે જ દિવસે નવજીવનની મધુયામિની માણવાની અભિલાષા સાથે બંને ભદ્રારિકાના મંદિરે ગયા હતા. અને ત્યાર પછી વિપત્તિના વાદળ બન્નેના મિલન વચ્ચે આવી પડયા હતા. આમ છતાં કોઈ પૂણ્યપ્રભાવે વિપત્તિના વાદળ વેરાઈ ચૂક્યાં હતા અને બંનેના જીવનમાં નૂતન ઉષાના અજવાળા પથરાયાં હતાં.

મલયે નવકાર મંત્રનુ સ્મરણ પુરુ કર્યું ત્યારે સૂર્યોદય થઈ ગયો હતો અને મહાદેવી પણ જાગૃત થયાં હતા.

પ્રાતઃકર્મ આટોપીને રાજપરિવારના સઘળા સભ્યો સાથે મહાદેવી, પુત્ર અને પુત્રવધૂને સહુથી પ્રથમ શ્રી જિનેશ્વર ભગવંતના મંદિરે લઈ ગયા. ત્યાર પછી કુળદેવીના મંદિરે દર્શન કરાવી રાજભવનમાં લાવ્યા.

રાજભવનમાં મંત્રીઓ, સામંતો અને શ્રેષ્ઠિઓ આવી ગયા હતા. મહાબલે સર્વને નમસ્કાર કર્યો અને પોતે કપાયેલા હાથને વળગીને કેવી રીતે અહીંથી ગયો, મલયને અજગરના મુખમાંથી કેવી રીતે બચાવી, લક્ષ્મીપુંજહાર પ્રાપ્ત કરવા અર્થે મલયે પુરુષ વેશમાં કેવું કાર્ય કર્યું, સ્વયંવરમાં પોતે વજ્રસાર ધનુ ઉઠાવીને કેવી રીતે મલયને પ્રાપ્ત કરી અને ભટ્ટારિકાના મંદિરે ભૂતોનો વાર્તાલાપ સાંભળીને બંને અલ બાદિના વનપ્રદેશમાં કેવી રીતે આવ્યા, ત્યાં મલયને પુરુષ જાતિમા ફેરવીને પોતે એક રડતી સ્ત્રીને સહાય કરવા કેવી રીતે ગયો. માર્ગમાં એક સુવર્ણ પુરૂષની સિદ્ધિ કરતા યોગીને સહાયક થવા શું શું કર્યું વગેરે સઘળી વાત પોતે જે જાણતો હતો તે વટવૃક્ષ પર બંધાયા સુધીની ટૂંકમા જણાવી.

આ વાત સાંભળતી વખતે ગંભીર મૌન છવાયું હતું...અને આ વાત એટલી આશ્ચર્યજનક લાગતી હતી કે સહુના નયનો મહાબલ પ્રત્યે સ્થિર બની ચૂકયા હતા. તેમાંય જે નાગને પકડીને દિવ્ય માટે લાવવામાં આવ્યો હતો તે અન્ય કોઈ નહિ પણ મહાબલ પોતે જ હતો એ જાણીને સહુના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મહામંત્રીએ કહ્યું : "યુવરાજશ્રી, લોહખુર મરી ગયો હોવા છતાં તેણે પોતાની પ્રિયતમાનુ નાક કેવી રીતે કરડી ખાધું, શા માટે કરડી ખાધું એ કશું સમજાતું નથી.'

"મહામંત્રીજી, મારા માટે પણ આ એક આશ્ચર્ય છે. ચેતન વગરના જડ પદાર્થમાં આ રીતે કદી ક્રિયા બની શકે નહિ એટલે મારું અનુમાન છે કે કોઈ દુષ્ટ કોટિના વ્યંતરે અથવા યક્ષે લોહખૂરના

મૃતદેહમાં પ્રવેશ કરીને આ કાર્ય કર્યું હશે...સંભવ છે કે તે લોહખૂરની પ્રિયતમાનો કોઈ પૂર્વ ભવનો શત્રુ પણ હોય. આ આશ્ચર્ય એવું છે કે કોઈ જ્ઞાની મુની સિવાય એનો ઉકેલ લાવી શકે નહિ.

મહારાજાએ પ્રશ્ન કર્યો : " બેટા, લોહખૂરની પત્ની પાછી ક્યાં ચાલી ગઈ ?"

" એની મને ખબર નથી. સંભવ છે કે તે પોતાના ગુપ્ત સ્થળે ચાલી ગઈ હશે. મેં એને વિદાય આપતી વખતે કંઈક પણ કામ હોય તો અહીં મળી જવાનું જણાવ્યું હતું." મહાબલે કહ્યું.

મહારાજાએ કહ્યું : " મહાબલ, આ બધા આશ્ચર્યોમાં અતિ દુઃખદ ઘટના કોઈપણ હોય તો તે યોગીની જ છે. બિચારો સામાન્ય દોષના કારણે જ મોતને ભેટી પડયો "

" હા પિતાજી, મને લાગે છે કે મારી અસાવધાનતાનું જ આ પરિણામ છે. જો મે લોહખૂરના શબના મોઢામાં તપાસ કરી હોત તો તે સ્ત્રીનું નાક અવશ્ય દૂર કરી શકત ..પરંતુ શબ ઉઠીને પાછું ચાલ્યુ ગયું ત્યારે મને આ વાતનું સ્મરણ જ નહોતું રહ્યું મને એમજ થયેલું કે યોગીના મંત્રોચ્ચારમાં કોઈ દોષનું આ પરિણામ હોવું જોઈએ."

મહારાજાએ કહ્યું : " મહાબલ એ યોગી શું સાવ બળી ગયો હતો કે કોઈએ તેને બચાવી લીધો હતો ?"

" પિતાજી મે યોગીને અગ્નિકુંડમાં પડતો જોયો હતો...ત્યાર પછી મને પણ ઉઠાવીને વટવૃક્ષની ડાળે બાંધવામાં આવ્યો હતો. મને લાગે છે કે આપ સાથે પધારો તો આપણે અત્યારે જ ત્યાં તપાસ કરી આવીએ." મહાબલે કહ્યું.

" નહિ બેટા, હવે તું ક્યાંય જાય તે બરાબર નથી."

મહાબલ હસ્યો અને હસતાં હસતાં બોલ્યો : " પિતાજી, વિપત્તિ કંઈ વારંવાર આવતી નથી ..આવનાર વિપત્તિને કોઈ અટકાવી પણ

શકતું નથી. વળી હું અત્યારે પૂર્ણ સ્વસ્થ બની ગયો છું...આપણે બધા સાથે જઈએ અને યોગીનું પરિણામ જોઈ આવીએ."

છેવટે મહારાજ સમ્મત થયા અને દસબાર અંગરક્ષકો સાથે મહારાજા સુરપાલ, યુવરાજ, મહાબલાધિકૃત, મહાપ્રતિહાર અને મહામંત્રી તેજસ્વી અશ્વો પર બેસીને વિદાય થયા.

તેઓ જ્યારે યોગીની ઝૂંપડી પાસે પહોંચ્યા ત્યારે દિવસનો બીજો પ્રહર ચાલતો હતો.

સહુ અશ્વો પરથી નીચે ઉતરી ગયા અને મહાબલ અગ્નિકૂંડ તરફ અગ્રસર થયો.

અગ્નિકૂંડ સાવ ઠરી ગયો હતો. પરંતુ અગ્નિકૂંડ સામે નજર જતાં જ મહાબલ ચમકયો. અગ્નિકુંડમાં એક સુવર્ણપુરુષ પડયો હતો. તેનું સ્વરૂપ યોગીનું જ હતું.. તેના પર સૂર્યના કિરણો પડતાં હતાં એટલે તે સુવર્ણપુરૂષ બીજા સૂર્ય માફક ચમકતો હતો.

મહાબલે કહ્યું : "પિતાજી, યોગી પોતે જ સુવર્ણપુરૂષ બની ગયા એની સિધ્ધ સિધ્ધ થઈ...પણ તેના પોતાના ભોગે ! જુઓ..."

બધા જોઈ રહ્યા...આશ્ચર્યથી અવાક્ બનીને.

મહાબલે કહ્યું : "પિતાજી, આ સુવર્ણપુરૂષ અંગે યોગીએ મને માહિતી આપી હતી. સંધ્યા સમયે આ સુવર્ણપુરૂષના મસ્તક સિવાયના કોઈ પણ અંગને કાપી નાખવામાં આવે તો બીજે દિવસે પુનઃ એ સુવર્ણના અંગો હતાં તેવા બની જાય છે. આ રીતે કદી ન ખૂટે એટલું સુવર્ણ પ્રાપ્ત કરી શકાય છે."

મહામંત્રીએ કહ્યુ : "મહારાજ, યોગીના બલિદાનથી પ્રાપ્ત થયેલી આ સિદ્ધિ અહીં રઝળતી રહે એ કરતા આપણા કોષાગારમાં રહે તે વધારે ઉચિત છે. આ સુવર્ણપુરૂષથી પ્રાપ્ત થનાર સુવર્ણનો ઉપયોગ પ્રજાકલ્યાણ અર્થે કરી શકાશે અને યોગી સ્મૃતિ પણ જાળવી શકાશે."

મહામંત્રીની આ વાત સૌને રૂચી ગઈ.

મહાબલે કહ્યું : "મહામંત્રીજી, આપની વાત ઉત્તમ છે. આપ સહુ અહીં ઊભા રહો.. હું જરા સ્નાન કરીને સુવર્ણપુરૂષને બહાર કાઢું છું."

મહારાજાએ તુરત કહ્યું: "નહિ મહાબલ, વળી કોઈ વિપત્તિ ઊભી થશે તો અમારી સઘળી આશા નષ્ટ થઈ જશે."

મહાબલે હસીને કહ્યું: "પિતાજી, હવે ભય ન રાખશો. હું ઉત્તરસાધક હતો એટલે મને આ કાર્યમાં કશો વાંધો નહિ આવે...એ સિવાય કોઈ ક્રિયા નથી રહી...માત્ર પરિણામ છે. મને શ્રદ્ધા છે કે મહામંત્રનું સ્મરણ કરીને આ કાર્ય અવશ્ય કરી શકાશે."

એમ જ થયું.

મહાબલ તરત એક ઉત્તરીય પહેરીને નાહી આવ્યો અને અગ્નિકુંડ સામે ઊભા રહી ત્રણ નવકાર મંત્રનું સ્મરણ કરી...અગ્નિકુંડમાં પડેલી સુવર્ણ પ્રતિમાને ઉઠાવી. પ્રતિમા ખૂબ જ વજનદાર હતી. પરંતુ મહાબલે એને બહાર કાઢી...ત્યાર પછી બીજા બે સૈનિકોની સહાયથી તેને એક અશ્વ પર મૂકી અને તેના પર એક ઉપવસ્ત્ર ઢાંકી દીધું.

આટલું કર્યા પછી મહાબલે પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં અને સહુ નગરી તરફ વિદાય થયા.

રાજભવનમાં પહોંચ્યા ત્યારે દિવસનો ત્રીજો પ્રહર ક્યારનો પૂરો થઈ ગયો હતો.

મલયસુંદરીના હાથે સુવર્ણ પુરૂષને વધાવવામાં આવ્યો અને ત્યાર પછી તેને કોપાગારમાં મૂકવામાં આવ્યો.

સહુને કકડીને ભૂખ લાગી હતી...કારણ કે સવારે સહુએ સ્વલ્પ અલ્પાહાર જ કર્યો હતો.

મહારાજાએ મહામંત્રીને કહ્યું: "મંત્રીશ્વર, સમગ્ર નગરીમાં એક સપ્તાહ પર્યંત આનંદોત્સવનો પડહ વગડાવો.. અને દાનનો

પ્રવાહ શરૂ કરો. આજ સઘળી વિપત્તિ નષ્ટ થઈ છે...મારો મહાન પુત્ર એક સર્વશ્રેષ્ઠ કુળલક્ષ્મી સાથે પ્રાપ્ત થયો છે...આ શુભ પ્રસંગને દાનની શોભા વડે ઉજ્જવલ બનાવો. કોઈપણ યાચક ખાલી હાથે પાછો ન જવો જોઈ એ...અને નગરીમાં જે કોઈ ગરીબ પરિવારો હોય તેને શોધી શોધીને એક વર્ષ પર્યંત ચાલે તેટલું અનાજ, ધન, વસ્ત્રો વગેરે આપો."

મહામંત્રીએ પ્રસન્નભાવે કહ્યું: "આવતી કાલે સવારથી જ આ કાર્યનો પ્રારંભ થઈ જશે. ખરેખર, આપનો વિચાર સર્વોત્તમ છે...શુભ કાર્યો દાનની શોભાથી જ દીપવા જોઈ એ."

મહારાજા અને મહાદેવીએ માન્યું હતું કે વિપત્તિનો અંત આવી ગયો છે...પણ આવતી કાલની કોને ખબર છે?

મલય અને મહાબલ પણ આજ મધુયામિનીના સ્વપ્નમાં વિભોર બની ગયા હતા.

આ સ્વપ્ન હવે દૂર નહોતું...કારણ કે સમગ્ર રાજભવનમાં દીપમાલિકાઓ પ્રગટી ચૂકી હતી.

## પ્રકરણ ૭ મું : : મિલન યામિની !

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થઈ ગયો હતો.

રાજની વાદ્યમંડળી યુવરાજના ભવનના નીચેના પ્રાંગણમાં બેસીને મિલનની મધુર રાગિણી વહાવી રહી હતી.

પોતાના પ્રિય યુવરાજ નવવધૂ લાવ્યા છે અને પ્રાણઘાતક સંકટોમાંથી પસાર થઈને આવી ચૂક્યા છે એનો આનંદ પ્રત્યેક

વાદ્યકારોનાં અંતરમાં ઉભરાતો હતો અને એ આનંદ વાદ્ય સંગીત દ્વારા વાતાવરણમાં ફેલાઈ રહ્યો હતો.

વીણા, સુષિર વાદ્ય, ચર્મવાદ્ય, કાષ્ઠવાદ્ય, કાંસ્યવાદ્ય વગેરે પ્રકારનાં વિવિધ વાદ્યોનો સ્વરસંગમ એટલો મધુર, માદક અને મોહક હતો કે જાણે પૃથ્વી પર કોઈ પ્રકારનું દૈન્ય નથી, દર્દ નથી કે વ્યથા નથી છે કેવળ આનંદ અને ઊર્મિ.

આજ સહુનાં મન હર્ષ અને આનંદથી ભરેલાં હતાં. ગઈકાલે સહુનાં મન વિપદ અને વ્યથા વચ્ચે વળૂંધી રહ્યાં હતાં.

માનવી ભાવવિભાવનાં પડછાયા વચ્ચે જ રમતો હોય છે !

ગઈકાલે શોક હોય તો આજ આનંદ હોય તો આવતીકાલની કોઈ ચિંતા પણ ન હોય !

સંસારનું આ સ્વરૂપ છે. સંસારજીવનનાં સુખભાસ સમાં સુખનાં સ્વપ્ન ચિત્રો સાવ ભૂંસાઈ જતાં હોય છતાં માનવીનું મન કોઈ નવી આશાના તંતુને વળગેલુ રહે છે. અનંત વ્યથા વચ્ચે પણ સુખાભાસની તમન્ના મરતી નથી. મૃત્યુકાળે પણ સુખાભાસની રહી ગયેલી અતૃપ્તિ નવા જન્મની એક કેડી રચતી જ જાય છે !

સમગ્ર રાજભવન દીપમાલિકાઓનાં પ્રકાશથી ઝળહળી રહ્યું હતું. નગરજનોએ પણ આનંદોત્સવ આદરી દીધો હતો.

આવા આનંદમય વાતાવરણ વચ્ચે મહાબલની એક દાસી અનુરેખા યુવરાજ્ઞી મલયસુંદરીને લઈને શણગારીને મનમોહક કરેલા શયનખંડમા આવી પહોંચી.

મલયે જોયું : ખંડ અતિભવ્ય,સુંદર અને શ્રેષ્ઠ છે. દીપમાલિકાના ભરપૂર પ્રકાશ વચ્ચે સુવર્ણજડિત પર્યંક પર બિછાવેલી મુલાયમ શય્યા જાણે કોઈ સ્વર્ગભૂમિનાં દેવખંડની કલ્પના આપી રહી હોય એમ લાગે છે. શય્યા પર બિછાવેલી પુષ્પની ચાદર રંગ-સુગંધમાં કોઈ અપૂર્વ દેખાય છે.

ઝરૂખા પાસે ગોઠવેલી ધૂપદાનીમાંથી મલયવલ્લભ નામના માદક ધૂપની સૌરભ જાણે સમગ્ર ખંડને ભીંજવી રહી છે.

અનુરેષાએ કહ્યું : " દેવી, આપ આ આસન પર બિરાજો..."

મલયાસુંદરી એક આસન પર બેસતાં બેસતાં બોલી : " તારું નામ શુ છે ? "

" અનુરેષા...... "

" અહીં તું કેટલા સમયથી કામ કરે છે ? "

" દેવી, બાલ્યકાળથી હું આ રાજભવનમાં છું...મારી માતા પણ મહાદેવી પાસે જ છે." અનુરેષા બોલી.

" તારા લગ્ન થયાં છે ? "

" હા દેવી...મારા પતિ પણ મહારાજાના દાસ છે.'

" ત્યારે તારૂં નિવાસસ્થાન પણ.. "

" રાજભવનના પાછળના ભાગમાં દાસદાસીઓને રહેવા માટેનાં સુંદર મકાનો છે.. એક મકાનમાં હું મારા પતિ સાથે રહું છું."

" તારો સ્વભાવ ઘણો જ પ્રેમાળ લાગે છે...હવે તું અહીં જ રહેજે." મલયે કહ્યુ .

અનુરેષાએ હર્ષભર્યા સ્વરે કહ્યું : " દેવી, મને યક્ષદત્તાને અને અપર્ણાને મહાદેવીએ આપની સેવા મટે જ યોજ્યાં છે."

મલયના મનમાં થયું, અનુરેપા બુદ્ધિમતી, સરલ અને સખી બનવા જેવી પ્રેમળ છે. તે કંઈક કહેવા જતી હતી ત્યાં અપર્ણા ખંડમાં આવી અને મલયસુદરી સામે નમઃસ્કાર કરીને બોલીઃ " દેવીનો જય થાઓ...યુવરાજશ્રી પધારે છે .."

મલયે કહ્યું " તારું નામ ? "

" અપર્ણા...આપની સેવા માટે મહાદેવીએ મને મોકલી છે, જુઓ, આ ત્રિપદિ પર સુવર્ણનો થાળ પડયો છે; તેમાં પુષ્પની બે માળાઓ છે..." અપર્ણા બોલી ગઈ.

મલયસુંદરીએ ઝીના વસ્ત્રથી ઢાંકેલા થાળ તરફ નજર કરી. ત્યાર પછી અનુરેપા સામે જોઈને પ્રશ્ન કર્યો : " યક્ષદત્તાનો પરિચય હજી સુધી ન થયો."

અનુરેપાએ આછા હાસ્ય સહિત કહ્યું : " યક્ષદત્તા, યુવરાજને લઈને જ આવતી હશે. એ જરા આનંદી સ્વભાવની છે...પરિહાસ પ્રિય છે..."

મલય કંઈ કહેવા જાય તે પહેલાં જ સદાય હસમુખી યક્ષદત્તા ખંડમાં દાખલ થઈ અને પાછળ આવતા યુવરાજ તરફ જોતી બોલી : " પધારો યુવરાજશ્રી, દર્દ અને વ્યવસ્થાનાં વાદળાંઓ વેરાઈ ગયાં છે... પૃથ્વીને અમૃત આપનારો ચંદ્રગગનના ગોખે આવવાનું સાહસ કરી શકતો નથી.. કારણ કે આ ખંડમાં ચંદ્રનેય શરમાવે એવાં મારાં ચંદ્રાગના દેવી આપની રાહ જોતાં બેસી રહ્યાં છે ! "

હસતો હસતો યુવરાજ ખંડમાં દાખલ થયો. મલયસુંદરી એકાએક અભિનવ અને મધુર લજ્જાના ભારથી નતવદને ઊભી થઈ ગઈ..

યક્ષદત્તાએ મલયના હાથ પકડીને કહ્યું : " દેવી, હું આપની પ્રિય દાસી. નામ યક્ષપ્રિયા નથી પણ યક્ષદત્તા છે...! અરે આ શું થઈ ગયું ? "

ત્રાંસી નજરે મલયે પ્રશ્નભરી નજરે યક્ષદત્તા સામે જોયું. યક્ષદત્તાએ કહ્યું : " લજ્જાની ગુલાબી વાદળી પાછળ રૂપચંદ્ર છૂપાઈ ગયો લાગે છે...પરંતુ આપ જરાયે ચિંતા કરશો નહિ મહારાજ કુમાર, લજ્જાની ગુલાબી વાદળી વેરી નાખશે.. પછી તો ચંદ્રની માધુરી સોળે કળાએ ખીલી ઊઠશે ! "

યુવરાજ પ્રિયતમા સામે જોઈ રહ્યો. ખરેખર લજ્જાની ગુલાબી વાદળી એના મુખચંદ્રને ઓર દીપાવી રહી હતી.

અપર્ણા અને અનુરેપા આછા હાસ્ય સહિત નમન કરીને વિદાય થઈ ગઈ. યક્ષદત્તાએ કહ્યું : " દેવી, હવે હું એકલી કેવી રીતે રહી

શકું ? મારું તો હૈયું થડકવા માંડયુ છે...!' કહીને યક્ષદત્તા ખંડ બહાર નીકળી ગઈ અને ખંડનું દ્વાર અટકાવતાં બોલી : " યુવરાજશ્રીનો જય થાઓ ! "

મલયને યક્ષદત્તાનો આનંદી સ્વભાવ ખૂબ જ ગમી ગયો હતો ...પરંતુ તે કશુ બોલી શકી નહોતી.

મહાબલે પ્રિયતમા પાસે જઈ તેના વદનને બંને હાથે પકડી મધુર સ્વરે કહ્યું : " પ્રિયે, મારું ચિત્ત તને મળવા માટે ક્યારનુ વ્યાકુળ બન્યું હતું...પરંતુ મિત્રો મને ઘેરી વળ્યા હતા."

મલય કશું બોલી નહિ. તેણે મનમાં તો અનેક વાતો કરવાનું વિચાર્યું હતું...પરંતુ એ બધી કલ્પનાઓ કોઈ કવિની સ્વપ્નકલગી માફક વેરાઈ ગઈ હતી.

મહાબલે કહ્યું : " પ્રિયે, ચિત્ત તો પ્રસન્ન છે ને ? "

મલયે ત્રાંસી નજરે સ્વામી સામે જોયું અને તેને પુષ્પમાળાઓ યાદ આવી. તરત તે સરકીને થાળ પાસે ચાલી ગઈ. ઢાંકેલું ભીનું વસ્ત્ર અળગું કરી એક માળા બે હાથ વડે ઉઠાવી.

મહાબલ પણ ત્યાં ગયો અને બીજી માળા તેણે ઉઠાવી. મલય માળા પહેરાવે તે પહેલાં જ મહાબલે પ્રિયતમાના કંઠમાં માળા આરોપી દીધી અને કહ્યું : " મારા ઉરભાવની કદી ન કરમાય એવી માળાના પ્રતીકરૂપે આ માળા તને અર્પણ કરું છુ ..."

મલયે પણ લજ્જાભર્યાં નયને સ્વામી સામે જોઈને પુષ્પમાળા પહેરાવી દીધી અને તરત સ્વામીના ચરણમાં નમી પડતાં અતિ મધુર સ્વરે બોલી : " મારા સમર્પણનો સત્કાર કરજો."

જવાબમાં મહાબલે મલયને બંને હાથ વડે પકડીને ઊભી કરી અને બાહુબંધનમાં ઝકડીને કહ્યું : " તારું સમર્પણ એજ મારું સ્વર્ગ છે ! "

મલયસુંદરીના કંપતા અધર પર મહાબલના અધર ચંપાઈ ગયા.

નરનારના જીવનનું પ્રથમ મિલન...

મલય નેત્રો બંધ કરી સ્વામીના બંધનમાં જ સમાઈ રહી.

મહાબલે કહ્યું: "પ્રિયે, મારી વાત તો તેં સાંભળી હતી...હું તને વનમાં છોડીને ગયો ત્યાર પછી તારા પર શું વીત્યું?"

"સ્વામી, હું શું કહું? આપ સ્ત્રીનું રૂદન સાંભળીને ગયા... મારો પુરૂષવેશ હોવા છતાં મારું હૈયું તો નારીનું જ હતુ ને? મનમાં અનેક તરંગો થવા માંડ્યા."

"ક્યા તરંગો?" કહી મહાબલ પ્રિયાને લઈને શય્યા પર બેસી ગયો.

"મને થતું હતું કે આપને એકલા જવા દેવામાં મેં ગંભીર ભૂલ કરી છે...અનેક વિપત્તિઓ પછી મિલનની પળ સાંપડી હતી અને પળ ચાલી જશે તો? રાહ જોઈ જોઈને મારું ચિત્ત ભારે વ્યાકૂળતા અનુભવવા માંડયું. સ્ત્રીનુ રૂદન બંધ થયું...છતાં આપ ન આવ્યા. એ જાણીને મારી હિંમત તૂટી ગઈ. આપને શોધવાનો મનથી સંકલ્પ કર્યો...પણ અજાણી ભૂમિપર મને દિશાભ્રમ થઈ ગયો...હું અન્ય દિશાએ નીકળી અને રાજના બે સૈનિકોએ મને પકડી...કારણ કે મેં આપનાં જ વસ્ત્રો ધારણ કર્યાં હતાં." આ પ્રમાણે કહીને મલય સુંદરીએ આખી વાત સંભળાવી.

મહાબલે પ્રશ્ન કર્યો: "તારો ચંદ્રક મેં ભૂસ્યો અને તને લક્ષ્મી-પુંજ હાર આપ્યો ત્યારે તારા મનમાં શું મારા નાગ રૂપ પ્રત્યે કોઈ શંકા નહોતી આવી?"

"અનેક શંકાઓ આવી હતી...પણ નાગરૂપે આપ હશો એવી અશક્ય કલ્પના હું કેવી રીતે કરી શકું? મેં તો માન્યું હતું કે પેલી સ્ત્રીએ આપને પકડી લીધા હશે..એ કોઈ ચુડેલ હશે અથવા તો કોઈ જાદુગરણી હશે! આપની વિનતિને માન આપીને તેણે પોતાના.

કોઈ દુતને આપના માતા પિતાને બચાવવાની આપની પ્રાર્થના સત્કારી હશે !"

"ઓહ્...શું કરું ? નાગરૂપે મારામાં બોલવાની કોઈ શક્તિ નહોતી...નહિ તો હું તને અવશ્ય કહેત."

"પેલી સ્ત્રી કોણ હતી ?"

"એ લોહસારની પ્રેમિકા જ હતી. રાત્રિકાળ હોવાથી હું એને ઓળખી શક્યો નહોતો...પરંતુ મને એમ તો લાગ્યું હતું કે એનો અવાજ મેં ક્યાંક સાંભળ્યો હોવો જોઈએ."

"એમ ?"

"હા ..એવો મને સંશય માત્ર થયો હતો ..પરંતુ ત્યારપછી એટલા બનાવો બનવા માંડ્યા કે મને એ સ્ત્રીનો કોઈ ખ્યાલ જ ન રહ્યો."

"પાપનો ઉદય પૂરો થયો લાગે છે !"

"હા પ્રિયે, નહિ તો આપણે કોણ જાણે ક્યાં હોત !" કહી મહાબલે પ્રિયાને એક દીર્ઘ ચુંબન લીધું.

મલયસુંદરી સ્વામીના બાહુ બંધનમાંથી મુક્ત થઈને દીપમાલિકા પાસે ગઈ અને ચારેય દીપમાલિકાઓ ઠારી નાખી.

ભરપુર પ્રકાશ લુપ્ત થઈ ગયો.

"કેમ પ્રકાશ પ્રિય નથી ?" મહાબલે કહ્યું.

મલય નજીક આવીને બોલી: "કૃત્રિમ પ્રકાશ કરતાં અંતર પ્રકાશ વધારે સ્થાયી હોય છે..."

મહાબલે પત્નીને ફૂલના દડા માફક ઉઠાવીને પલંગ પર બેસાડી.

આજ બંનેની ચિરવાંછિત મિલન યામિની હતી.

બંનેના મધુર સ્વપ્નની એક મંગલમય માળા હતી.

નરનારના પ્રથમ મિલનની પળો કેટલી મધુર હોય છે એ વાત શબ્દ ચિત્ર કરતાં યે વિરાટ હોય છે. ગીત કરતા યે કોમળ છે...!

વહેલી સવારે વાદ્યકારોએ પ્રાતઃવંદનાની રાગિણી છેડી...

એની સુમધુર સુરાવલી વાતાવરણને ડોલાવવા માંડી.

હજી બે એક ઘટિકા પહેલાંજ ન ખૂટે એટલી વાતો કરીને સુઈ ગયેલી મલય જાગી ગઈ. તે આસ્તેથી પલંગપરથી નીચે ઉતરી અને સ્વામીના ચરણને મસ્તક અડાડી નવકારમંત્રનું સ્મરણ કરવા એક આસન પર બેસી ગઈ.

વાદ્યકારોની રાગિણી પ્રભાતને ઝુલાવી રહી હતી...

અને મહાબલ પણ જાગી ગયો.

ઝરૂખા વાટેથી આછો પ્રકાશ શયનખંડમાં પ્રવેશી રહ્યો હતો. મહાબલે જોયું. પ્રિયતમા નવકારમંત્રનું સ્મરણ કરી રહી છે... તે પણ પલંગ પર બેસીને નિત્યસ્મરણમાં દત્તચિત્ત બની ગયો.

દાસદાસીઓ જાગૃત થઈને પોતપોતાનું કામ કરી રહ્યાં હોય એમ લાગતુ હતું. મલયની ત્રણેય પરિચારિકાઓ આવી પહોંચી હતી અને ખંડ બહારની પરસાળમાં ઊભી રહી ગઈ હતી.

યુવરાજ અને યુવરાજ્ઞી જાગી ન જાય એટલા ખાતર ત્રણેય પરિચારિકાઓ કંઈ પણ બોલતી નહોતી.

ત્યાં સ્મરણ કરીને મલયે આંખો ઉઘાડી જોયું યુવરાજ શય્યા પર બેસીને નિત્ય સ્મરણ કરી રહ્યા હતા.

મલયને એક મહત્વની વાત યાદ આવી ગઈ હોવાથી તે સ્વામી સ્મરણ કરી લ્યે તેની રાહ જોતી એમને એમ બેસી રહી.

થોડીજ વારમાં મહાબલે સ્મરણ પૂરું કર્યું ...અને તેની પ્રથમ દૃષ્ટિ પ્રિયતમા પર પડી.

મલયે કહ્યું : " સ્વામી, આપણે એક વાત સાવ વીસરી ગયા છીએ."

" કઈ વાત ?"

" મારા માતાપિતા ભારે ચિંતા સેવતાં હશે. આજને આજ આપણે એક શંઘ્રગામી દૂત રવાના કરીએ.

"ઓહ ! એ બંનેને કદાચ એમ પણ થયું હશે કે શત્રુ રાજાઓએ આપણને પકડયાં હશે ! ખરેખર, ઘટના ચક્રમાં સપડાઈને હું પણ આ મહત્ત્વની વાત ભૂલી ગયો હતો પ્રાતઃકાર્યથી નિવૃત્ત થઈને હું સત્વર એ અંગેનો પ્રબંધ કરું છું."

મલયે ઊભા થઈ શયનખંડનું દ્વાર ખોલ્યું. બહાર ઊભેલી ત્રણેય દાસીઓએ મલયને વંદના કરી. મલયે અનુરેખા સામે જોઈને કહ્યું "અનુ, પ્રાતઃકાર્યની વ્યવસ્થા સત્વર થવી જોઈએ."

"દેવી આપ શૌચાદિ કર્મથી નિવૃત્ત થશો તે દરમ્યાન સ્નાનની તૈયારી થઈ જશે."

મહાબલ પણ દ્વાર પાસે આવ્યો અને બોલ્યો : "અનુ, તારી સ્વામિની આ ભવનથી સંપૂર્ણ અપરિચિત છે.. તું એમની સાથે રહીને પ્રાતઃકર્મની વ્યવસ્થા કરજે."ત્યારપછી પત્ની સામે જોઈને કહ્યું:

"મલય, તું તૈયાર થા.. હુ પ્રાતઃકર્મ આટોપીને આવું છું... પછી આપણે સાથે શ્રી જિનેશ્વર ભગવંતની પૂજાર્થે જઈશું.'

મલયે મસ્તક નમાવી સંમતિ દર્શાવી.

મહાબલ ચાલ્યો ગયો.

પ્રાતઃકાર્યથી નિવૃત્ત થતા દિવસનો પ્રથમ પ્રહર વીતી ગયો.સ્નાન પૂજન આદિ કરીને બંને અલ્પાહાર લેતાં હતાં ત્યાં યક્ષદત્તાએ આવીને કહ્યું : "મહારાજ, મહાદેવી આપને અને યુવરાજ્ઞીને યાદ કરે છે."

"અમે તૈયાર જ છીએ." કહી યુવરાજે હાથ ધોઈ જલપાન લઈ મુખવાસ લીધો.

મલયે પણ તેમ કર્યું અને બંને મહાદેવીના આવાસ તરફ ગયાં

મહાદેવી અને મહારાજા આજ ખૂબજ પ્રસન્ન હતા. આંધળાની ખોવાઈ ગયેલી લાકડી પ્રાપ્ત થાય છે ત્યારે તેના સંતોષનો કોઈ પાર નથી રહેતો.

પુત્ર અને પુત્રવધૂએ ખંડમાં આવી માતાપિતાને પ્રણામ કર્યા, મહાદેવી અને મહારાજાએ બંનેને આશીર્વાદ આપ્યા. બંનેના

મસ્તકને સુંઘ્યું અને મહારાજાએ કહ્યું: "મહાબલ, રાતદિવસનો અવિરતઃ પ્રવાસ કરીને ચંદ્રાવતીનાં યુવરાજ મલયકેતુ પોતાના સાથીઓ સાથે થોડીવાર પહેલાંજ આવ્યા છે."

મલયનું હૈયું નાચી ઊઠ્યું. ભાઈને મળવા બહેન હંમેશાં ઝંખતી જ હોય છે. તે મૃદુસ્વરે બોલી : "મારો ભાઈ ક્યાં છે પિતાજી ?"

"સ્નાનાદિથી નિવૃત્ત થઈને હમણા જ અહીં આવશે."

મહાબલે કહ્યું : "ઘણુ જ ઉત્તમ થયુ. અમારે ચંદ્રાવતીથી આકસ્મિક રીતે નીકળવું હતું...કોઈને કલ્પના પણ નહોતી...મહારાજ વીરધવળે ચારે તરફ તપાસ માટે માણસો દોડાવ્યા લાગે છે !"

મહારાજાએ કહ્યુ : "બેટા, આપણે આજને આજ એક દૂતને રવાના કરવો જોઈએ. મલકના માતાપિતાને ધરપત થાય...મહામંત્રી હમણાં જ આવશે...હું એમને પ્રબંધ કરવાનું જણાવીશ."

ત્યાં તો એક દાસે આવીને કહ્યું : "મહામંત્રી પધાર્યા છે !"

"એમને અહી જ મોકલ" મહારાજા સુરપાળે કહ્યું.

## પ્રકરણ ૮ મું : : વૈરનો અગ્નિ !

સંસારમાં માતા, પિતા, ભાઈ, પત્ની, પુત્ર વગેરેનાં વિવિધ ભાવો તો હોય જ છે.. પરંતુ બહેનના હૈયામાં ભાઈ પ્રત્યે રમતો ભાવ અપૂર્વ, અનુપમ અને અકથ્ય હોય છે.

મલયકેતુ અને મલય બંને મળ્યા...અને મલયના હૈયામાંથી નિર્મળ પ્રેમનું ઝરણુ ઉભરાવા માંડ્યું

થોડી પળો પર્યંત તો બન્ને ભાઈ બહેન એકબીજા સામે આશ્ચર્ય અને પ્રસન્ન નજરે જોઈ રહ્યાં. ત્યાર પછી મલયે ભાઇનો હાથ પકડી મધુર સ્વરે કહ્યું : "માતા પિતા કુશળ છે ?"

મલયકેતુએ કહ્યું : "બેન, માતા પિતાના દર્દની વાત હું તને કયા શબ્દોમાં કહું ? તું અને મારા બનેવી ભટ્ટારિકાના મંદિર ગયા તે ગયા.. પછી કોઈ સમાચાર ન મળ્યા...બા અને બાપુ તો ભારે વેદના ભોગવવા માંડયાં મહામંત્રીએ આશ્વાસન આપ્યું અને ચારે તરફ માણસો રવાના કરવામાં આવ્યા. મહાબલકુમાર કંઈ મહત્ત્વના કારણે તત્કાળ અહીં આવવાના હતા, એટલે કદાચ તેઓ કોઈપણ સાધન મેળવીને આ તરફ નીકળી ગયા હોય એવો સંશય થતાં પિતાજીએ મને અહીં મોકલ્યો...બેન, માતાપિતાના આશીર્વાદ પ્રાપ્ત કર્યા વગર આ રીતે ઉતાવળ કરીને તું કેમ ચાલી આવી ? શું અમારા કોઈ વર્તનથી તને કે યુવરાજશ્રીને મનદુ:ખ થયું હતું ?"

મલય ઉત્તર આપે તે પહેલા જ મહાબલ પણ ખંડમાં આવી ગયો. મલય બોલી : "ભાઈ,જે સંતાનને માતાપિતા પ્રત્યે દુઃખ થાય તે સંતાન કોઈપણ સંયોગોમાં આદર્શ કહી શકાય નહિ. મને કે તારા બનેવીને કોઈ પ્રકારનું દુ:ખ થયું જ નથી. જીવનમાં વિપત્તિઓ અને આશ્ચર્યો કેવી રીતે સર્જાય છે તેની કલ્પના માનવી કરી શકતો નથી... અમારા આ તરફના આકસ્મિક આગમનની આખી વાત તને તારા બનેવી કહેશે."

મહાબલ મલયકેતુની બાજુમાં બેસી ગયો અને અંતરની વાત સાંભળીને વટવૃક્ષ ઉદ્યાન પ્રવાસથી માંડીને અહીં આવ્યા સુધીની સઘળી વાત મહાબલે યુવરાજ મલયકેતુને કહી સંભળાવી. આ વાત સાંભળીને મલયકેતુ અવાક્ બની ગયો. તે બહેન સામે જોઈને બોલ્યો : "બહેન, આવી વિપત્તિ તો કોઈ શત્રુને પણ આવશો નહિ. આટ-આટલાં દુ:ખ વચ્ચે પણ તમે બંનેએ જે ધૈર્ય રાખ્યું છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે હવે મારે આ આખી કથા માતાપિતાને સત્વર કહેવી પડશે, નહિ તો એ બંને ચિંતામાં ને ચિંતામાં અડધાં થઈ ઘણાં દુ:ખી થઈ જશે."

મહાબલે કહ્યું : " યુવરાજ, આપ નિશ્ચિંત રહેજો...આજ સવારે જ એક દૂત રવાના કર્યો છે તે અમારી કુશળતાના સમાચાર આપશે. હવે તો આપ પણ નિશ્ચિત મને થોડો સમય અમારી સાથે રહો '

બહેનનો આગ્રહ ભાઈ પાછો ઠેલી શકતો નથી મલયના આગ્રહને વશ થઇને મલયકેતુ પાંચ દિવસ રોકાયો ત્યાર પછી તેણે માતા પિતાના સાંત્વન ખાતર રજા માગી.

મલયે કહ્યું " ભાઈ, તુ આ રીતે માત્ર પાંચજ દિવસ રોકાઈને જાય એથી મને સંતોષ નથી થતો, પરંતુ માતાપિતાના પ્રશ્ન આગળ હું લાચાર છુ. તુ માતાપિતાને કહેજે, મલયના મનમાં કોઈ પ્રકારનું દુખ નથી.. હું અહી અપાર સુખ વચ્ચે જ વસું છુ. મારાં સાસુજી પણ મારા પ્રત્યે ઘણો જ સદ્‌ભાવ રાખે છે...મારા સસરા તો મને પુત્રી સમાન જ લેખે છે. તારા બનેવીની મમતા કેટલી છે એ તું નજરે જોઈને જ જાય છે. માતા પિતાને આ બધી વાત કહેજે અને સાથો-સાથ અમારી આકસ્મિક વિદાયની પણ વાત કહેજે."

મલયકેતુએ બેનના મસ્તક પર હાથ મૂકયો અને કહ્યું : " બેન, હવે તુ ત્યાં કયારે આવીશ ? "

" ભાઈ, સાસરિયામાં ગમે તેટલુ સુખ હોવા છતા સ્ત્રી પિયરને પળ માટેય વીસરી શકતી નથી હું એકવાર તારા બનેવીને લઈને અવશ્ય આવીશ "

મહાબલે પણ બને વડીલોને નમસ્કાર જણાવવાનું કહ્યું.

નગરીથી બે કોસ દૂર સુધી મહારાજા સુરપાળ મહાદેવી પદ્માવતી, મલયસુંદરી, મહાબલ અને બીજા ઘણા રાજપુરૂષો વિદાય આપવા ગયા. મહારાજા સુરપાળે વિદાય આપતી વખતે કહ્યુ : " યુવરાજશ્રી, મહારાજાને મારા સ્નેહથી નમસ્કાર જણાવજો અને મૈત્રીનાં જે બંધન ચાલ્યાં આવે છે તે અતૂટ રાખવાનું જણાવજો."

મલયકેતુ અશ્રુજળ નયને વિદાય થયો.

સહુ રાજભવનમાં આવી ગયાં.

બીજે દિવસે પૂજા આદિ પ્રાત:કાર્યથી નિવૃત્ત થઈને મહાબલ અને મલયસુંદરી પોતાના નિવાસખંડના ભવ્ય ઝરૂખામાં ઊભાં ઊભાં ઉપવન તરફ જોઈ રહ્યાં હતા એકાએક મહાબલની નજર ભવનના આંગણ તરફ ગઈ... જોતાં જ તે ચમક્યો. જેનું નાક કપાઈ ગયું છે એવી સ્ત્રી આવી રહી હતી. થોડી પળોના નિરીક્ષણ પછી તે ચમકીને બોલ્યો : " પ્રિયે, જો પેલી સ્ત્રી આવે છે તે જ તે દિવસે રાતે વનમાં રૂદન કરતી હતી. તેના પ્રિયતમની શંકાએ તેનું નાક કાપી લીધું હતું. સંભવ છે કે તે અહીં જ આવી રહી છે."

મલય પણ જોઈને ચમકી ગઈ. તે તરત પોતાની અપરમાતા કનકવતીને ઓળખી ગઈ. તેના મનમાં થયું, એક મહારાજાની પત્નીની આ દશા ? રાજસુખનો ત્યાગ કરીને એક ચોરના પનારે પડવું પડયું ? ઓહ કર્મના વિપાક માનવીને કયાંથી કયાં લઈ જઈને પટકે છે !

" સ્વામી, આપ આ સ્ત્રીને ઓળખી શકયા નહિ ? "

" મને બરાબર યાદ આવે છે આ તે જ સ્ત્રી હતી."

" એ બરાબર, પણ આનું નામ શું તે જાણો છો ? "

" ના."

" આ મારી અપર માતા કનકવતી છે .."

" ઓહ ! મેં તો તેને તે દિવસે રાતે જોઈ હતી.. પણ તું અંદર ચાલી જા.. સંભવ છે કે તને જોઈને તે સંકોચવશ કશું ન કહે "

મલયસુંદરી ખંડમાં આવેલા એક અન્ય ખંડમાં ચાલી ગઈ અને તેના દ્વાર આડે લટકતા પડદા પાછળ ઊભી રહી ગઈ.

મહાબલ પણ ખંડમાં ગયો અને એક આસન પર બેઠો.

થોડી વારમાં જ એક દાસીએ ખંડમાં દાખલ થઈ વિનમ્ર સ્વરે કહ્યું : " મહારાજકુમાર, કોઈ બાઈ આપને મળવા ઈચ્છે છે."

" સારું...એને આદર સહિત લઈ આવ."

નમન કરીને દાસી વિદાય થઈ અને થોડી જ પળો પછી કનકવતીને લઈને ખંડમાં દાખલ થઈ.

યુવરાજે ઊભા થઈ કનકવતી સામે જોઈને કહ્યું : " પધારો... મેં આપને મારો સામાન્ય પરિચય આપ્યો હતો...પરંતુ આપના રહેઠાણની વિગત આપે નહોતી જણાવી...નહિ તો અવશ્ય આપની સંભાળ લેવા આવત."

" કુમારશ્રી, મને માત્ર એટલું જ યાદ રહ્યું હતું કે, આપ આ નગરીના રાજપુત્ર છો." ગઈકાલે સાંજે હું આ નગરીમાં આવી છું ...ખાસ આપને મળવા માટે."

" આપ નિરાંતે બેસો...સંકોચ રાખ્યા વગર આ આસન પર બિરાજો કહો, આપનું નાક તો બરાબર રૂઝાઇ ગયું છે ને ? "

" હા . પરંતુ નાકનું દૂષણ રહી ગયું છે." કહી કનકવતી એક આસન પર બેસી ગઈ ત્યાર પછી યુવરાજ મહાબલ પણ તેની સામેનાં આસન પર બેસી ગયો અને મધુર સ્વરે બોલ્યો :" અલંબગરિ પહાડમાં આપ એકલાં જ રહો છો કે આપના અન્ય કોઈ સાથીઓ આપની સાથે રહે છે ? "

" નહિ કુમારશ્રી, હું એકલી જ ત્યાં રહેતી હતી...મને અલભ્ય સુખનો લાભ મળ્યો હતો, પરંતુ સુખ ભોગવવાનું ભાગ્યમાં ન હોવાથી જેમ મળતું ગયું તેમ ઝૂંટવાતું ગયું."

" માનવી માત્ર કર્મવિપાકનાં વાદળ વચ્ચે ઘેરાયેલોજ હોય છે ! જો આપને કંઈ હરકત ન હોય તો મને આપની વિપત્તિની વાત કરો. આપની ઈચ્છા હશે તો હું અવશ્ય આપને સહાય કરવા તત્પર થઈશ."

કનકવતી બે પળ સુધી સ્થિર નજરે મહાબલ સામે જોઈ રહી. પછી તે બોલી : " કુમારશ્રી, મેં આપને કયાંય જોયા હોય એમ લાગે છે ! "

" તે દિવસે રાત સિવાય મેં આપને ક્યાંય જોયા હોય એવું મને સ્મરણ નથી થતું...તે રાતનું આપનું રૂદન ભારે કરૂણ હતું... મને હજી પણ તે રાત બરાબર યાદ આવ્યા કરે છે અને એક નિર્જીવ શબે આપના નાકને કેવી રીતે કરડી ખાધું એ આશ્ચર્યનો ઉકેલ હજુ સુધી મને મળી શક્યો નથી."

" કુમારશ્રી, આપનો સ્વભાવ મને ઘણો જ માયાળુ અને પરોપકારી લાગ્યો છે. હું મારી વતક કહાણી શું કહું ! મારું નામ કનકવતી છે...કોઈ પણ પ્રકારના દોષ વગર મને મારા સ્વામીએ કાઢી મૂકી હતી...અને કમનસીબે એક ધુતારા નવજવાને મને ભરમાવી, પેટીમાં પૂરી અને એ પેટી નદીમા મૂકી દીધી.. સારા નસીબે પેટી ઘણી મજબૂત હતી એટલે તેમાં પાણી ન ભરાયું..નહિ તો મારી જીવનલીલા ગોલા નદીમાં જ પૂરી થઈ જાત. પરંતુ કોઈ યક્ષના મંદિર પાસે મારી પેટી અટકી ગઈ અને મને આ પ્રદેશમાં કુખ્યાત બનેલા લોહખુર નામના ચોરે બચાવી લોહખુર મને પોતાના ગુપ્ત સ્થળે લઈ ગયો .મને પણ થયુ કે મારા દુઃખના દિવસો પૂરા થયા છે . લોહખુ મને પોતાના હૃદયની રાણી તરીકે સ્થાન આપ્યુ . પણ સુખ ભોગવવા પળો પૂરી થઈ ગઈ. અણનમ અને અજીત રહેલા માગ પ્રિયતમ કોઈ શત્રુઓએ ઘેરી લીધો લોહખુર પોતાના સાથીઓ સાથે શત્રુઓનો નાશ કરવા ગુફામાંથી બહાર નીકળ્યો ..પરંતુ શત્રુઓએ તેના સાથીઓને મારી નાખ્યા અને લોહખુરને વટવૃક્ષની ડાળીએ મારીને ટીંગાડયો. સંધ્યા પછી હુ મારા સુખને શોધતી એ નિર્જન પ્રદેશમાં ભટકવા માંડી અને મારી નજરે એનુ શબ ચડી ગયુ . મા હૃદયને ભારે આઘાત લાગ્યો. મારા હૈયાનુ દુઃખ હુ એક અબળ કેવી રીતે પચાવી શકું ? મારી પાસે રૂદન સિવાય કોઈ આધાર રહ્યો નહોતો. નારીના દર્દનો વિસામો રૂદનમાં જ રહેલો છે. ત્યાર પછ આપ આવ્યા..."

" મા, આપે ખૂબ જ સહન કર્યું છે ..હવે આપ મારા જેવું જે કંઈ કામ હોય તે સંકોચ વગર કહો."

" કુમારશ્રી, લોહખુરે અનેકની મિલ્કતો લૂંટી લૂંટીને પોતાના ગુપ્ત ભંડારમા ભરી છે...આવા નિ:શ્વાસના ધનનું પરિણામ એને ઘણું જ ભયંકર ભોગવવુ પડ્યુ. મારે પણ એવુ પરિણામ ન ભોગવવુ પડે એટલા માટે જ આપની પાસે આવી છું. આપ મારી સાથે પધારો .. અને લોહખુરની અઢળક સંપત્તિનો જે રીતે નિકાલ લાવવો હોય તે રીતે લાવો."

' આપના આવા ઉત્તમ વિચારો જાણીને મને ઘણો જ હર્ષ થાય છે. મા..ખરેખર ચોરીની સંપત્તિ પાછળ એના માલિકોનાં કકળતા નિ:શ્વાસ પડયા હોય છે અને એ ધનનો ઉપભોગ કરનારને કદી સુખી થવા દેતાં નથી. આપ મારી સાથે મહારાજા પાસે પધારો. લોહખુરના ગુપ્ત ખજાનાનો માલ એના મૂળ માલિકોને મળે એવો જ કોઈ પ્રયત્ન કરવામાં આવશે."

એક દાસી દૂધનુ પાત્ર અને મિષ્ટાન્નનો થાળ લઈ આવી. મહાબલના આગ્રહથી કનકવતીએ મિષ્ટાન ખાધું...દૂધ પીધું. તેના મનમાં થયુ .એક દિવસે હું એક મહારાજ્યની રાજ્યમહિષી હતી અને અનેક અતિથિઓને આ રીતે જમાડતી હતી.

અલ્પાહારથી નિવૃત્ત થયા પછી કનકવતી યુવરાજ મહાબલ સાથે મહારાજા સુરપાળ પાસે ગઈ અને તેણે લોહખુરના ધનભંડાર અંગે સઘળી વાત કરી.

મહારાજાએ એજ વખતે મહામંત્રીને બોલાવ્યા અને આ વાત સાંભળીને મહામંત્રીએ કહ્યુ: " મહારાજ, આ દેવીને ધન્યવાદ દેવા ઘટે. આ રીતે હાથમાં રહેલું ધન કોઈ છોડવા તૈયાર થતું નથી." ત્યાર પછી તેમણે કનકવતી સામે જોઈને કહ્યું : " દેવી, લોહખુરના ખજાનામાં કેટલુંક ધન હશે ? "

" દસબાર ગાડાં ભરાય એટલું તો અવશ્ય હોવું જોઈએ." કનકવતીએ કહ્યુ.

મહારાજાએ મહામંત્રી સામે જોઈને કહ્યું : "મંત્રીશ્વર, આજ પાછલી રાતે આપ વીસ ગાડાં અને બસો જેટલા સૈનિકો ધનંજય યક્ષના મંદિર તરફ રવાના થાય એવી વ્યવસ્થા કરો. આપણે દેવીને લઈને પ્રાતઃકાર્યથી નિવૃત્ત થયા પછી રવાના થઈશું."

મહામંત્રીએ સંમતિ દર્શાવી અને કનકવતી સામે જોઈને કહ્યું : "દેવી, આપનું શુભનામ ?"

"કનકવતી..."

"ખરેખર આપ કંચન જેવાં જ છો...અહીં આપ કયાં ઉતર્યાં છો ?"

"એક પાંથશાળામાં ઉતરી છું."

મહારાજા બોલ્યા : "નહિ દેવી કનકવતી, આપ અમારા અતિથિ છો." ત્યાર પછી મહાપ્રતિહારી સામે જોઈને કહ્યું : "દેવીને આપણા અતિથિવાસમાં લઈ જાઓ.. અને એમને જે કંઈ જોઈએ તે મળે એવી વ્યવસ્થા કરો"

મહારાજાનો આભાર માની કનકવતી અતિથિગૃહ તરફ રવાના થઈ.

મહામંત્રીએ યુવરાજ સામે જોઈને પ્રશ્ન કર્યો : "આપ જેની વાત કરતા હતા તેજ આ સ્ત્રી છે ને ?"

"હા.. બિચારી ખૂબ દુઃખી થઈ ગઈ છે. મને લાગે છે કે આપણા રાજભવનમાં બેચાર નાના મકાનો ખાલી છે...જો કનકવતીને શાંતિપૂર્વક અહીં રહેવુ હોય તો આપ એકાદ મકાનમાં એની વ્યવસ્થા કરી આપજો." મહાબલે લાગણીભર્યા સ્વરે કહ્યું.

કનકવતી કોણ છે, એ વાત મહાબલે મનમાં જ દાટી રાખી. મહારાજ વીરધવળની રાણી છે એવો પરિચય આપવાથી કનકવતી પ્રત્યે સહુના હૃદયમાં નફરત ઊભી થાય. એક દુઃખી થઈ ગયેલી નારી પ્રત્યે નફરત પેદા થાય એવું કંઈપણ ન કરવું જોઈએ. મહાબલના ઉદાર હૈયાનો આ વિચાર ખરેખર ઉત્તમ હતો

બીજે દિવસે પ્રાત:કાર્ય આટોપીને મહારાજ સુરપાળ, યુવરાજ મહાબલ, મંત્રીઓ, કનકવતી અને બીજા કર્મચારીઓ રથમાં બેસીને ગયા.

ત્યાં ગયેલા સર્વને ભોજન મળી શકે એ અંગેની વ્યવસ્થા મહામંત્રીએ ગઈ રાતે જ કરી હતી અને પાકશાસ્ત્રી સાથે સાધન સામગ્રી પણ રવાના કરી હતી. બે મોટા તંબૂઓ અને દાસદાસીઓને પણ રવાના કર્યા હતા.

સંધ્યા પછી સહુ પાછા આવી ગયા. લોહખુરની અઢળક સંપત્તિનાં અઢાર ગાડા ભરાયા હતાં.

મહાબલ અને મહામંત્રીએ નગરીના જ એક મોટા મકાનમાં આ સંપત્તિ મૂકાવી અને આસપાસના પ્રદેશમાં તેમજ આસપાસના રાજ્યોમા જેનો માલ લોહખુરે ચોર્યો હોય તે લઈ જવા માટે આવવાનો સંદેશો દૂતો મારફત મોકલાવી દીધો.

કરુણા અને પરોપકાર જેના હૈયાની સંપત્તિ સમા છે તે મહાબલકુમારે રાણી કનકવતીને રાજભવનના પાછળના ભાગમાં આવેલા નાના મકાનો પૈકીમાંના એક મકાનમાં ઉતારો આપ્યો, એટલુ જ નહિ પણ કનકવતીને કોઈ પ્રકારની અડચણ ન પડે એ દૃષ્ટિએ બે દાસીઓને સેવામાં મૂકી

કનકવતીના મનમાં પણ થયુ કે હવે દુઃખના દિવસો પૂરા થયા લાગે છે ..!

એકાદ મહિનામાં તો લોહખુરના ચોરીના માલ અંગેના સમાચારો દક્ષિણ ભારતમાં વાયુવેગે પ્રસરી ગયા અને લોકો પોતાનો માલ લેવા આવવા માંડયા

મહામંત્રીએ એક મંત્રીને જ આ વ્યવસ્થાનુ કામ સોંપી દીધું હતું.

બીજા ચાર મહિના પર્યંત આ કાર્ય ચાલુ રહ્યું. ઓળખ આપી લોકો પોતાનો માલ લઈ જતા.

આમ છતાં ઘણો માલ પડયો રહ્યો. અને આમ થવું સ્વાભાવિક હતું...કારણ કે વટેમાર્ગુઓને લૂટયા હોય તેનો માલ કોને આપવો? અને લેવા પણ કોણ આવે?

મહારાજાએ વધેલા ધનમાંથી કનકવતીને તેની ઈચ્છા મુજબનું આપ્યું...અને બાકીનું સઘળું ધન નગરીના દેવમંદિરોના ધનભંડારમાં વહેંચી આપ્યું.

મહાબલે મલયને ખાસ સૂચના આપી હતી કે કનકવતીનો પરિચય કોઈને આપવો નહિ...એક દુઃખીના પ્રાણ પર કોઈ પ્રકારની વ્યથા ન વધવી જોઈએ.

મલયસુંદરીએ પણ પોતાની અપરમાતાનો પરિચય મનમાં જ દાટી રાખ્યો હતો.

મલય અને મહાબલના સુમધુર જીવન સ્વપ્ન વચ્ચે આનંદની એક નવી રેખા ઉપસી આવી.

મલયસુંદરી સગર્ભા હોય એવાં લક્ષણો જણાવા માંડયાં.

રાજપરિવારની દાયણે પણ તપાસ કરીને એ આશાને વધાવી લીધી.

મલયસુંદરીને ત્રીજો મહિનો પૂરો થયો હતો...એની કાયા તંદુરસ્ત અને સુદૃઢ હતી એટલે સગર્ભાવસ્થાના સામાન્ય સ્વાભાવિક ઉપદ્રવો સિવાય બીજું કશું નહોતું.

રાણી કનકવતી અવારનવાર રાજભવનમાં જતી.. મહાદેવી પદ્માવતીને મળતી અને યુવરાજને પણ મળતી.. મલય તેનાથી દૂર રહેવાનો જ પ્રયત્ન કરતી. કારણ કે હૃદયમાં ક્ષોભ થાય!

પરંતુ એક દિવસ સંધ્યા વખતે મલય અને મહાબલ રાજભવનના ઉપવનમાં ફરતાં હતાં અને કનકવતી ત્યાંથી નીકળી હતી. તે મલયને બરાબર ઓળખી ગઈ.તેના મનમાં તરત વૈરભાવનો ભારેલો અગ્નિ

સજીવ બન્યો તેના મનમાં થયું.. મલય અહી ક્યાંથી ? શું એ પાતાળ કૂવામાથી જીવતી નીકળી હશે ? શું એના જ મહાબલ સાથે લગ્ન થયાં હશે ? ત્યારે રાતે આવેલા મહાબલ આ પોતે જ હશે ?

વેરનો ભારેલો અગ્નિ જ્યારે પુન: પ્રજવલ્લિત બને છે ત્યારે માનવીની શાંતિ અને આરામને પહેલાં ભસ્મ કરી નાખે છે.

કનકવતી પોતાના મકાનમાં ચાલી ગઈ... પરંતુ તેના મનમાં તો એક જ વાત ઘોળાવા માંડી...જે દુષ્ટ કન્યાના પાપે મારે સુખનો ત્યાગ કરવો પડ્યો અને વનવગડે રઝળવુ પડયુ તે આજ પોતાના સ્વામી સાથે પરમસુખ ભોગવી રહી છે...

ના...ના...આ સુખમાં મારે આગ પાથરવી જ જોઈએ. મારો સાચો આનંદ મલયની વેદનામાં જ છૂપાયો છે !

તેણે મનથી નક્કી કર્યું...મલય સાથે પરિચય કરવો અને કોઈ તક મળે તો લાભ લઈ લેવો.

## પ્રકરણ ૯ મું : : હૈયાનો ડંખ!

ઘણીવાર અતિ ચતુર અને રાજનીતિ કુશળ મણાતા માણસો પણ સજ્જડ થાપ ખાઈ જતા હોય છે તો મહાબલ જેવો સહૃદયી અને પરોપકારી નવજવાન થાપ ખાઈ જાય એમાં શી નવાઈ ?

તે સમજતો હતો કે રાણી કનકવતીના હૈયામાં પોતાની ઓરમાન કન્યા પ્રત્યે છૂપુ વિષ ભર્યું છે, એના જ પ્રયત્નથી મલયસુંદરીને અને પોતાને ભારે વિપત્તિઓ વચ્ચેથી પસાર થયુ પડયુ છે.. એટલુ જ નહિ

પણ જે નારી પોતાના સ્વમાન અને શીયળને પણ જાળવી શકી નથી તે નારીને આ રીતે રાજભવનના જ એક મકાનમાં આશ્રય આપવો તે કોઈ પણ દૃષ્ટિએ ઉચિત નથી. આમ સમજવા છતાં કનકવતીએ લોહખુરનો ધનભંડાર સુપરત કરીને પોતાના દોષનું પ્રાયશ્ચિત કર્યું છે એમ સમજી મહાબલ અને મલયસુંદરી સઘળું ભૂલી ગયાં હતાં.

દિવસો જતા હતા.

મલયને સાતમો મહિનો બેઠો હતો મહાબલ પણ રાજકાજમાં ઓતપ્રોત બની ગયો હતો. કનકવતી અવારનવાર રાજપરિવાર વચ્ચે જતી આવતી અને મલય પ્રત્યે પણ ભારે હેતનો ઉમળકો દર્શાવ્યા કરતી. અને પૃથ્વીસ્થાનપુરમાં મહામારીએ દેખાવ દીધો.

અને સાથોસાથ એક બીજો ગંભીર સવાલ પણ રાજ સામે આવીને ઊભો રહી ગયો

રાજ્યની ભૂમિમાં જ નગરીથી પચીસ કોસ દૂરના એક વન-પ્રદેશમાં એક જોરાવર પલ્લીપતિ ભારે કાટચમાં આવ્યો હતો અને અવારનવાર નાની મોટી ધાડો પાડીને રાજના રક્ષકદળને પરેશાન કરી રહ્યો હતો આ પલ્લીપતિને વશ કરવા અર્થે રાજ્યનો મહાબલાધિકૃત પણ પાંચસો સૈનિકો સાથે ગયો હતો અને સારો એવો માર ખાઈને પાછો આવ્યો હતો. આ સમાચાર મહારાજા સૂરપાળ માટે ભારે ગંભીર બની ગયા હતા. મંત્રીઓ પણ ચિંતિત થઈ ગયા હતા અને પલ્લીપતિએ એવું કહેણ મોકલ્યું હતું કે પોતે એકવાર પૃથ્વીસ્થાન-પુરની બજારને લૂંટી જશે.

આ સમાચાર ઘણા જ ચિંતાકારક હતા. લોકો પણ આ અફવા સાંભળીને ભારે અસ્વસ્થતા અનુભવી રહ્યા હતા. એક તરફ નગરીમાં મહામારીએ દેખાવ દીધો હતો અને રોજ બે ત્રણ મૃત્યુ થતાં હતાં... બીજી તરફ પલ્લીપતિનો પ્રશ્ન ઊભો થયો હતો.

મહારાજાએ આ પ્રશ્નના ઉકેલ માટે પોતાના એકના એક પુત્ર

મહાબલને બોલાવીને કહ્યું : " મહાબલ, તેં પલ્લીપતિના સમાચાર તો સાંભળ્યા હશે ? "

"હા પિતાજી...આપણે આ પ્રશ્નનો ઉકેલ તત્કાળ લાવવો જોઈએ."

" તારી વાત સાચી છે. મહાબલાધિકૃત પાંચસો સૈનિકો સાથે ગયા હતા અને માર ખાઈને પાછા આવ્યા છે. મને લાગે છે કે પલ્લીપતિની સાન ઠેકાણે લાવવા માટે હું જ નીકળી પડું."

" નહિ પિતાજી, આ પ્રશ્ન એવો મોટો નથી કે આપને જવુ પડે. જો આપ આજ્ઞા આપો તો પલ્લીપતિને હંમેશ માટે ખતમ કરીને હું વિજય સહિત પાછો આવી જઈશ "

" નહિ બેટા, તને આવા જોખમમાં મોકલવો એ મને ને તારી માતાને જરાય ઉચિત નથી લાગતું, વળી યુવરાજ્ઞીને સાતમો માસ ચાલે છે. એકાદ સપ્તાહમાં હું જ નીકળી જઉં તે ઉચિત છે."

તરત મહાબલે લાગણીભર્યા સ્વરે કહ્યું : " પિતાજી, એક જુવાન-પુત્રને પોતાનો જીવ બચાવીને પત્નીની સેવાના બહાના તળે ઘરમાં બેસી રહે એ મારા માટે લાંછનરૂપ છે વળી જોખમનો સામનો કરવો એ જ ક્ષત્રિયનો ધર્મ હોય છે. જે ક્ષત્રિયનો જોખમ સામે નથી ખેલતો તે કાપુરૂપ હોય છે અથવા તો ધર્મભ્રષ્ટ હોય છે. મારી આપને પ્રાર્થના છે કે આપ મને જ જવા દો. વળી એક સામાન્ય પલ્લીપતિનો સામનો કરવા આપ જાઓ તે શોભારૂપ નથી."

" પરંતુ તારી માતા......"

વચ્ચે જ મહાબલે કહ્યું · " પિતાજી, કર્તવ્ય આગળ લાગણીઓ સાવ ગૌણ હોવી ઘટે. વળી મારું મહાન રક્ષણ આપના આશીર્વાદમાં છૂપાયેલું છે. આપ આ કામની જવાબદારી મને જ સુપરત કરો."

પુત્રના અત્યાગ્રહને વશ થઈને મહારાજા સુરપાળે પલ્લીપતિને નાથવાનું કાર્ય યુવરાજને સોંપ્યું.

યુવરાજે વળતે જ દિવસે પલ્લીપતિ કયા સ્થળે છે તેની માહિતી મેળવવા ચાર છદ્મવેશી ગુપ્તચરોને રવાના કરી દીધા અને માત્ર બસો ચુનંદા સુભટોને તૈયાર કરવાની મહાસેનાપતિને આજ્ઞા કરી.

દસ બાર દિવસમાં જ બધી વ્યવસ્થા થઈ ગઈ. ગુપ્તચરો પણ પાછા આવી ગયા અને તેઓએ સમાચાર આપ્યા... "પલ્લીપતિ એના ગામમાં જ છે...એકાદ મહિના પછી તે પૃથ્વીસ્થાનપુરને લૂંટવાનું સ્વપ્ન સેવી રહ્યો છે અને એ અંગેની તૈયારી કરી રહ્યો છે. તેની પાસે કદાવર બાંધાના સશક્ત અને બળવાન ગણાતા ત્રણસો યોદ્ધાઓ છે. તલવારબાજીમાં અને તીરે ચલાવવામાં તેઓ ભારે ચપળ છે. પલ્લીપતિ પોતાના સૈનિકોને હંમેશ તાલીમ આપી રહ્યો છે...'

આ સમાચાર સાંભળીને મહારાજાએ મહાબલને કહ્યું: "મહાબલ, તું તારી સાથે પાંચસો સૈનિકો લઈ જજે.'

"નહિ બાપુ, મેં બસો સુભટો એવાં ચૂંટયા છે કે એક જણ દસને ભારે પડે. હું આવતીકાલે સવારે પ્રસ્થાન કરીશ."

"બધી તૈયારી બરાબર થઈ છે?"

"હા..." મહાબલે કહ્યું.

અને રાતે તેણે મલયને પણ કહ્યું: "પ્રિયે, હું આવતીકાલે સૂર્યોદય પછી પલ્લીપતિને નષ્ટ કરવા પ્રસ્થાન કરીશ. એકાદ મહિનાથી વધારે સમય નહિ લાગે. તું ખૂબ જ આનંદમાં રહેજે."

મલયે કહ્યું: "સ્વામી, હું પણ આપની સાથે આવીશ. હવે હું આપને કોઈ સ્થળે એકલા જવા નહિ દઉં."

મહાબલ ખડખડાટ હસી પડયો અને પ્રિયતમાનો એક હાથ પકડી લઈ મધુર સ્વરે બોલ્યો: ' પ્રિયે, તારી પરિસ્થિતિ પ્રવાસ માટે યોગ્ય નથી. બે એક મહિના પછી તું માતા બનીશ. આવા સંજોગોમાં હું તારી ઈચ્છાને કેવી રીતે સંતોષી શકું?"

"તો પછી આપ ન જાઓ...મહાબલાધિકૃતને જ મોકલો. હું આપના વગર એક પળ પણ નહિ રહી શકુ." મલયે દર્દભર્યા સ્વરે મહાબલને કહ્યું

"મલય, આવી નિર્બળતા તારા ચિત્તને કેમ સ્પર્શે છે? જે નારી એકલા હાથે મગધાના ધરમાંથી કનકવતીને લઈ આવે ને લક્ષ્મી-પુંજ હાર પ્રાપ્ત કરે તે નારી શુ પોતાના સ્વામીને કર્તવ્યના પંથેથી પાછો વાળવા ઈચ્છે? નહિ મલય, તારા ગૌરવને આવી નબળાઈ શોભતી જ નથી.. અને મહાસેનાપતિ માર ખાઈને આવ્યા છે. .. ફરીવાર એને મોકલવા તે બરાબર નથી. જો હુ તારા ખાતર અહી રોકાઈ જાઉ તો પિતાજી જ આવતીકાલે પ્રસ્થાન કરે શું તને એ બરાબર લાગે છે કે એક જુવાન પુત્ર પત્ની ખાતર પોતાના પિતાને જોખમમા મુકે ?"

મલય કશુ બોલી નહિ. તેનાં નયનો સજળ થયાં હતાં.

મહાબલે કહ્યું: "મલય, કંઈ વારે વારે વિપત્તિ આવતી નથી. વળી તારા ઉદરમાં રાજ્યનુ ભાવિ રત્ન પોષાઈ રહ્યુ છે. મારા કુળના અને રાજ્યના કલ્યાણ ખાતર પણ તારે નબળા વિચારો મનમાથી કાઢીને મને હસતા મોઢે વિદાય આપવી જોઈએ."

"સ્વામી, હુ મારું કર્તવ્ય સમજું છુ હું એમ પણ માનું છુ કે ક્ષત્રિયાણી પોતાના સ્વામીને રણાંગણમા પાઠવતાં પણ જરાય ધ્રુજે નહિ! પરંતુ મારું મન એવુ આળું થઈ ગયુ છે કે મનમાં અનેક શ કાકુશંકાઓ થયા કરે છે."

"મલય, એવું કોઈ કારણ નથી. મને મારા બાહુબળ પર એટલ વિશ્વાસ છે કે હુ પલ્લીપતિને નષ્ટ કર્યો વગર નહિ રહું... આમાં શંકા લાવવાનુ કોઈ કારણ નથી. વળી તુ અહી માતાપિતાની વાત્સલ્યભરી નજર તળે રહી શકીશ. તારી કોઈપણ ઈચ્છા પૂરી કરવા

માટે મા તૈયાર જ હોય છે! અને સવાલ તો માત્ર એક જ મહિનાનો છે ને? પછી શંકાકુશંકાઓને હૃદયમાં સ્થાન નહિ આપવુ જોઈએ."

અને સૂર્યોદય પછી મહાબલ બસો સુભટોના સૈન્યદળ સાથે પલ્લી તરફ જવા રવાના થયો.

રાણી કનકવતીના હૈયામાં એક ચમકારો થઈ ગયો તે મૂલયને જ પોતાની આ પરિસ્થિતિ માટે જ જવાબદાર માનતી હતી. મલયે જ, મહારાજ વીરધવલ સમક્ષ મારી વાતને અસત્ય ઠેરવીને મારી સ્થિતિ કફોડી કરી મૂકી હતી.. જો મલયે આ રીતે મને જૂદી ન પાડી હોત. તો આજ મારે અસ્તવ્યસ્ત બનીને એક ભિખારણની દશામાં ભટકવું ન પડત

મહાબલની વિદાય પછી રાણી કનકવતી એવી કોઇ તક શોધવામાં. ગૂથાઈ ગઈ કે જેથી મલયનું સુખ સળગી જાય...અને પોતાના હૈયામાં રહેલી વૈરની જ્વાળા શાંત થાય!

જેના હૈયામાં વૈર કે ઈર્ષાની ચિનગારી પડી હોય છે તે માત્ર બીજાને નથી દઝાડતા...પોતાને પણ બાળે છે! પરંતુ અજ્ઞાનવશ માનવી બળવા છતાં સમજી શકતો નથી.

કનકવતી હંમેશા મલય પાસે આવતી અને મલયનું ચિત્ત પ્રસન્ન રહે એવી વાતો કરતી. આથી મલયને પણ સ્વામીના વિયોગની વેદનામા રાહત મળતી.

મહાબલને ગયાને એક સપ્તાહ વીતી ગયું. આ એક સપ્તાહમા કનકવતીએ મલયસુંદરીનો સંપર્ક એટલો બધો ગાઢ કરી મૂકયો કે મલયને પણ એમ જ થવા માંડયું કે કનકવતીના હૈયામાં સ્નેહ અને મમતા બંને પડયાં છે!

બીજી તરફ ગામમાં શરૂ થયેલી મહામારી ઉત્તરોત્તર વૃદ્ધિ પામી રહી હતી. બેચારના બદલે રોજ દસબાર મરણ થતાં હતા. મંત્રીવર્ગ

નગરીના વૈદ્યોને એકત્ર કરીને આ મહામારી રોકવા અંગે ઉપાયો વાનું જણાવ્યું.

વૈદ્યોએ લોકોને પથ્યાપથ્ય, રહેણી કરણી અને સ્વચ્છતા અંગેની માહિતી આપવા માંડી અને મહામારી ફેલાવનારા કિટાણુઓ નષ્ટ થાય એટલા ખાતર વિવિધ પ્રકારનાં દ્રવ્યોથી તૈયાર કરેલા ધૂપ વડે નગરીમાં ચારે દિશાએ ધુમાડી કરાવવી શરૂ કરી.

મહામારીનો ભોગ ન બનવા ખાતર નગરીના ઘણા ખરા સાધનસંપન્ન પરિવારો થોડા સમય માટે અન્યત્ર વિદાય થયા.

મંત્રીઓએ મહારાજને પણ સલાહ આપી: "કૃપાવતાર, આપ રાજપરિવાર સહિત વીસ કોસ દૂરના આપણા કોઈ ગામડામાં ચાલ્યા જાઓ...મહામારીની રોકાવટ માટે પ્રયત્ન ચાલે છે...પરંતુ મહામારીનું સ્વરૂપ અતિ વ્યાપક બન્યું છે."

મહારાજાએ તરત જવાબ આપ્યો: "મહામંત્રીજી, આવા સમયે પ્રજાનો ત્યાગ કરીને ચાલ્યા જવું એ મારા માટે શોભારપદ ન ગણાય. રાજાએ વિપત્તિ કાળે પ્રજાની વચ્ચે જ વસવું જોઈએ."

મલયસુંદરીને દિવસના સમયે તો કનકવતીની વાતોથી આનંદ મળતો હતો...પરંતુ રાત્રિકાળે પતિની ચિંતા સતાવ્યા કરતી...આથી મલયે જ કનકવતીને કહ્યું: "દેવી, આપ જો રાતે અહીં મારી પાસે રહો તો મને ઘણો જ આનંદ થાય...મારા ચિત્તને બીજા વિચારો આવે નહિ."

"મારા અહોભાગ્ય, હું તો એકલી જ છું...આપની પાસે સૂઈ રહીશ." કનકવતીએ આનંદભર્યા સ્વરે કહ્યું.

અને તેજ દિવસથી કનકવતી મલયના ખંડમાં દિવસ અને રાત રહેવા માંડી.

બે પાંચ દિવસ પસાર થયા પછી કનકવતીએ એકાંત મળતાં

મલયસુંદરીને કહ્યું. "પુત્રી, તને હેરાન કરવા અથવા તો તારા ગર્ભનું અનિષ્ટ કરવા કોઈ રાક્ષસી આટલામાં ફરતી હોય,એવું હુ બે રાતથી જોઉં છું. ગઈ રાતે તો તે ઝરૂખામાં આવી હતી પણ હું જાગતી હતી એટલે મેં તેને પડકારી અને ધકેલી મૂકી...પરંતુ તે પછી ન આવે એટલા ખાતર હું એક કામ કરવા ઈચ્છું છું."

મલય પ્રશ્નભરી નજરે પોતાની અપરમાતા સામે જોઈ રહી.

કનકવતીએ કહ્યું : "રાક્ષસી સામે હું પણ રાક્ષસીનો પોષાક ધારણ કરીને તેને એવી ગભરાવી મૂકું કે પાછી કદી આ દિશાએ આવે નહિ. કારણ કે હું પણ કેટલાક મંત્રતંત્ર જાણું છું. જો તને હરકત ન હોય તો આટલું મારે કરી લેવું છે."

મલયે પ્રસન્ન સ્વરે કહ્યું : "મા, તમે મારી ખૂબ જ કાળજી રાખો છો...મારા હિત ખાતર આપને જે કરવું હોય તે કરો."

"તો હું થોડી જ વારમાં આવું છું. એ માટેના કેટલાંક સાધનો લઈ આવુ." કહી કનકવતી ઊભી થઈ અને પુત્રીના મસ્તકે હાથ મૂકી બહાર ચાલી ગઈ.

મલયને બરબાદ કરવાની તેને આ એક સરસ તક મળી ગઈ હતી. તે પોતાના નિવાસે ન જતાં સીધી મહારાજા સુરપાલના ખંડ તરફ ગઈ.

મહારાજા સુરપાલ પોતાના મંત્રીઓ સાથે મહામારીના નિવારણ અંગેના લેવાઈ રહેલાં પગલાં બાબતના ચર્ચા કરી રહ્યા હતા.

મંત્રીઓ વિદાય થયા એટલે કનકવતી મહારાજાને નમન કરીને ઊભી રહી.

મહારાજાએ કુશળ પૂછીને કહ્યું: "યુવરાજ્ઞી આનંદમાં રહે છે ને?"

"હા મહારાજ ..પરંતુ આપની કૃપા વિચલિત ન બને તો હું એક હિતની વાત કરવા આવી છું."

"ખુશીથી કહો...ગમે તેવી ગુપ્ત વાત હશે કે કડવી હશે તો પણ તમારા પ્રત્યે મારો સદ્‌ભાવ એનો એ રહેશે. તમને કોઈ હેરાન કરતું હોય અથવા અપમાન કરીને તમારું અહિત કરતું હોય તો પણ મને કહેજો. જરાયે સંકોચ રાખશો નહિ."

કનકવતીએ કહ્યું : "મહારાજ, નગરીમાં મહામારી ફેલાઈ રહી છે. ઉપાયો લેવા છતાં મહામારી કાબૂમાં નથી આવતી...જેમ જેમ ઉપાય લેવામાં આવે છે તેમ તેમ મહામારી વધતી જાય છે, આ કાર્ય કુદરતી નથી પણ કોઈ યોજનાપૂર્વક કરી રહ્યું છે."

"યોજનાપૂર્વક કરી રહ્યું છે ? કશું સમજી શક્યો નહિ."

"મહારાજ આવું કાર્ય કરનાર મેલા મંત્રતંત્ર જાણતું હોય છે...અને રાક્ષસીનું રૂપ ધારણ કરી રોગને ફેલાવે છે. છેલ્લી બે રાતથી હું સગી આંખે જોઈ રહી છું."

"આપ શું કહો છો ! કોણ છે એ ! એવું કરવાની એને શી જરૂર ? નિર્દોષ પ્રજાજનોના પ્રાણ હરવાની આવી યોજના કરનાર એ દુષ્ટ કોણ છે ?"

"કૃપાવતાર ! હું આપ સમક્ષ નામ કહેતાં ધ્રૂજી ઊઠું છું... પરંતુ રાજપરિવારના અને નગરીના નિર્દોષ નરનારના હિત ખાતર મારે આપની પાસે આવવું પડયું છે."

"તમે સંકોચ રાખ્યા વગર મને સ્પષ્ટ કહો."

"કૃપાવતાર, આ કાર્ય અન્ય કોઈ નહિ પણ આપની પુત્રવધૂ અક્ષયસુંદરી કરી રહી છે."

"શું ! એ બને જ નહિ..." કહીને રાજા ઊભો થઈ ગયો.

કનકવતીએ તરત કહ્યું : "મહારાજ, મને ખાત્રી હતી કે આપ મારી વાત માનશો નહિ...પણ મેં આ નજરે જોયું છે. છેલ્લી બે રાતથી હું ઊંઘવાનો ડોળ કરીને જ પડી રહું છું..."

"પરંતુ મલયસુંદરી તો એક ધર્મનિષ્ટ અને સંસ્કારી..."

વચ્ચે જ કનકવતી બોલી : "મારી વાતની ખાતરી કરવા માટેનો એક સરલ ઉપાય છે."

"કહો..."

"આપની પુત્રવધૂ મધરાત પછી શયનગૃહના મોટા ઝરૂખામાં રાક્ષસીના વેશે ઘૂમે છે અને ચારે દિશાએ કંઈક બોલી બોલીને ફૂંકો મારે છે ને હાથની મુઠ્ઠીઓ વડે કંઈક ફેંકે છે. આપ એ ઝરૂખા સામેના દૂરના એક મકાનમાં રાતે ઊભા રહો...ગુપ્ત રીતે જ ઊભા રહેજો અને ત્યાંથી પણ આપણને આ દ્રશ્ય દેખાશે.

"ઓહ ! કનકવતી, જો આ વાત અસત્ય હશે તો..."

"મહારાજ, આપના પુત્રવધૂને તો હું મારી પુત્રી સમાન માનું છું... મારા દિલમાં એના પ્રત્યે કોઈ વેરઝેર છે નહિ... આપના સુપુત્રે તો મારા પર મોટો ઉપકાર કર્યો છે...મારે અસત્ય બોલવાનું શું કારણ હોય ?... છતાં આપને ખાતરી ન થાય તો આપ મને મુંડિત કરી...અવળે ગધેડે બેસાડી...નગરી વચ્ચેથી કાઢીને વનમાં મૂકી દેજો."

થોડીવાર વિચાર કરીને મહારાજાએ કહ્યું : "તમે આ વાત કોઈને કહી તો નથીને ?'

"ના...મહારાજ...આવી વાત કોઈને કહેવાય ખરી ?"

"સારૂં, તો આજ રાતે હું ખાતરી કરીશ. તમે આ વાત મનમાં જ સમજજો. કોઈને કહેશો નહિ." રાજાએ કહ્યું.

વેરની તૃપ્તિ ખાતર છોડેલું વિષાક્ત તીર રાજાને આબાદ લાગી ચૂક્યું હતું.

ખૂબ જ પ્રસન્ન બનેલી કનકવતી મહારાજાને નમન કરીને પોતાના નિવાસે ગઈ અને રાક્ષસીનું રૂપ ધારણ કરવા અંગેની કેટલીક વસ્તુઓ પ્રાપ્ત કરવા બજારમાં જવા નીકળી ગઈ.

કનકવતીનું ચિત્ત આ તક મળ્યાથી ખૂબ જ આનંદમાં આવી ગયું હતું. તેને એમ જ થતું હતું કે હૈયાનો ડંખ આજે શાંત થશે... વૈરનો અગ્નિ આજ બૂઝાઈ જશે ! આજ પોતાને હાથે મલયને બરબાદ કર્યાનો પૂરેપૂરો બદલો લેવાઈ જશે !

મહાબલને આવી કોઈ કલ્પના જ નહોતી.. તેણે તો પલ્લીપતિના ગામને ઘેરો ઘાલ્યો હતો...એક સપ્તાહમાં શરણે થવાની પલ્લીપતિને મુદત આપી હતી. એનો આજ છેલ્લો દિવસ હતો...આવતી કાલે સવારે જ તે પલ્લીપતિના ગામ પર સીધી ચોટ મારવાનો હતો.

નગરીમાંથી નીકળ્યાને વીસ દિવસ વ્યતીત થઈ ગયા હતા. આવતી કાલે પલ્લીપતિ શરણે ન થાય તો સમગ્ર ગામને પાદરમાં ફેરવી નાખવાનો તેણે સંકલ્પ કર્યો હતો.

મહાબલને એ કલ્પના પણ નહોતી કે પોતાની પ્રિયતમાના સુખમાં આગ પાથરવાની એક રમત એની જ અપરમાતાના હાથે રમાઈ રહી છે !

## પ્રકરણ ૧૦ મું : ઘોર અરણ્યમાં...

રાત્રિનો બીજો પ્રહર ચાલતો હતો. કનકવતીએ આગ્રહપૂર્વક મલયને સૂઈ જવાની વિનંતિ કરતાં જણાવ્યું : "પુત્રી, મારે તો મંત્રતંત્ર વડે યુદ્ધ કરવુ છે અને રાક્ષસી સાથે બાટકવું છે ..તું જુએ તે તારી આ સ્થિતિ માટે યોગ્ય નથી. વળી તારા અંગ પર રાક્ષસીની છાયા પણ ન પડવી જોઈએ. માટે તુ સૂઈ જા .જરૂર પડશે તો હું જગાડીશ."

મલયને ઓરમાન માતાની વાતમાં પોતાનું જ હિત દેખાયું. સજ્જન માણસો પોતા જેવાં જ સહુને માનતા હોય છે! મલયના મનમાં એવી શંકા પણ નહોતી જન્મી કે કનકવતીએ એક ભયંકર ષડયંત્ર ગોઠવ્યું છે! જો તેનું આ ષડયંત્ર સફળ થાય તો અણધારી વિપત્તિ આવી પડે તેમ છે!

મલય બુદ્ધિમતી અને તેજસ્વિની હોવા છતાં સરલહૃદયા હતી. કનકવતીની વાતમાં તેણે વિશ્વાસ રાખ્યો અને શય્યા પર નવકાર મંત્ર ગણતી ગણતી સૂઈ ગઈ.

શયનગૃહમાં એક બીજો નાનો ખંડ હતો. આ ખંડમાં પાણીના બે વાસણ ભરેલાં રહેતાં હતાં. એક ખૂણામાં લઘુશંકા માટેની ચોકડી હતી અને ત્યાં એક ખુલ્લું જળપાત્ર ભરેલું રહેતું હતું.

આગળના ભાગમાં કોઈવાર વસ્ત્રો બદલવા હોય તો એ અંગેની પણ સગવડ હતી. આ નાનો ખંડ અભ્યંતર ભાગમાં હોવાથી એમાં વાતાયન જેવું કશું નહોતું. માત્ર હવા માટે એક જાળિયું જે પથ્થરની કોતરણીનું હતુ તે ઊંચે દીવાલમા આવ્યું હતું.

મલયસુંદરી સૂઈ ગયાની ખાતરી કરીને કનકવતી રાક્ષસીનું રૂપ ધારણ કરવા આ નાના ખંડમાં ગઈ.

એક દીપકની દીવી લઈને તેણે નાના ખંડમાં એક તરફ મૂકી. ત્યાર પછી ખંડનું બારણું બંધ કરી તેણે પોતાનાં સઘળાં વસ્ત્રો કાઢી નાખ્યાં. આખા શરીરે અંધારામાં ચળકે એવું હરતાલનું મિશ્રણ પાણીમાં ઠાલવીને ચોપડયું. એના પર કાળા રંગના આડા અવળા લીટા કર્યા અને મોઢા પર ચળકતો લાલરંગ ચોપડ્યો.

ગળામાં કોડીઓનાં બે હાર પહેર્યા. ત્યારપછી ઘોડાના વાળની બનાવેલી ઘાઘરી પહેરી. એ ઘાઘરી એટલી ટૂંકી હતી કે તેના પૃષ્ટ સાથળ દેખાતા હતા અને મોઢું ભારે વિચિત્ર થઈ ગયું હતુ દૂરથી

જોનારને કલ્પના પણ ન આવે કે 'આ રાક્ષસી નથી પણ અરત-બ્યરત રાણી કનકવતી છે !

ત્યારપછી એક કાકડો તેલવાળો હતો. તે સળગાવ્યો અને મોઢામાં ભરાવ્યો.

આ પ્રમાણે તૈયાર થઈને તે આસ્તેથી મોટા ઝરૂખામાં ગઈ અને બે હાથ ઉલાળતી ઉલાળતી ઉલંગ નૃત્ય કરવા માંડી.

સામેના મકાનમાં રાજા પોતાના ખાસ સુભટો સાથે જોતો હતો.

તેણે જોયું ..ખરેખર કોઈ રાક્ષસી જ છે અને સાવ નગ્ન લાગે છે...વારંવાર તે બને હાથ વડે કંઈક ક્રિયા કરતી હોય છે અને મોઢામાથી આગ વરસાવી રહી છે.

પોતાની પુત્રવધૂનુ આવું સ્વરૂપ જોઈને રાજા સુરપાળ ભારે દુઃખી થઈ ગયો જેને તે એક ઉત્તમ કુળની કન્યા માનતો હતો, સંસ્કારી અને તેજસ્વિની પુત્રવધૂ પ્રાપ્ત થયાનો ગર્વ અનુભવતો હતો, તે શું આટલી નીચ અને ભયકર હશે ?

રાજા આ દ્રશ્ય વધુ સમય જોઈ શક્યો નહિ...તેણે તરત સુભટો સાથે યુવરાજના ભવનમાં જવાનુ નક્કી કર્યું.

રાણી કનકવતીએ જોયું. રાજા અને સુભટો આ તરફ જ આવી રહ્યા છે એટલે તે તરત ખંડમાં આવી ગઈ અનેનિદ્રાધીન થયેલી મલયને જગાડતાં બોલી : " પુત્રી, રાજા આ તરફ આવતા લાગે છે ! સંભવ છે કે મને આ વેશમાં જોઈને તેઓ ભારે રોષે ભરાઈ જશે...બેટી હું પાણી વાળા ખડમાં જઉ છું.. તું બહારથી સાંકળ મારી દેજે."

" ભલે...પણ તમે આવો વેશ કેમ કર્યો છે ? "

' તારા હિત માટે...રાક્ષસી હંમેશ માટે પરાસ્ત થઈને ચાલી ગઈ છે. હવે તારે ભયનું કોઈ કારણ નથી " કહી કનકવતી નાના ખંડમાં ચાલી ગઈ. મલયસુંદરીએ ખંડનું બારણું બહારથી બંધ કરી દીધું.

ત્યાં તો ધમધમાટ કરતા રાજા અને સુભટો આવી ચડયા અને રાજાએ શયનખંડનું દ્વાર ખખડાવ્યું.

મલયે કહ્યું : "કોણ ?"

એક સુભટ બોલ્યો : "કમાડ ખોલો મહારાજા પધાર્યા છે !"
મલયસુંદરીએ તરત કમાડ ખોલી નાખ્યું.

પાંચ સુભટો સહિત રાજા અંદર દાખલ થયો અને પુત્રવધૂને મૂળ સ્વરૂપમાં જોઈને ચમકી ઊઠયો. આ રૂપવતી નાર કેવી જાદુગરણી અને માયાવિની છે.. થોડીવાર પહેલાં ક્રૂર રાક્ષસી હતી અને અત્યારે વિનમ્ર પૂત્રવધૂ બની ગઈ છે !

મલયે બંને હાથ જોડી મસ્તક નમાવતાં કહ્યું : "શી આજ્ઞા છે પિતાજી ? અત્યારે મધરાતે આપને કેમ આવવું પડયું ? શું આપના પુત્રના કંઈ સમાચાર આવ્યા છે ?"

રાજાના મનમાં થયું...ચર્ચા કરવાથી ફજેતો થશે અને લોકોમાં રાજ પરિવારની હાંસી થશે એટલે તેમણે શાંત સ્વરે કહ્યું : "પુત્રી, તારે અત્યારે જ રથમાં વિદાય થવાનું છે."

"અત્યારે ?"

"હા..."

"કઈ તરફ ?" પ્રશ્ન કરતી વખતે મલયના હૈયામાં ફાળ પડી. શું મારા સ્વામી કંઈ વિપત્તિમાં આવ્યા હશે ?

"પુત્રી, એ બધી ચર્ચા રસ્તામાં થશે...અત્યારે એક પળનો યે વિલંબ પોષાય એમ નથી." રાજાએ કહ્યું.

તરત મલય બોલી : "હું તૈયાર છું..."

"તો નીચે આવ...રથ તૈયાર થઈને આવી ગયો હશે...તારે કંઈક લેવું હોય તો..."

"નહિ...મારા સ્વામી માટે મારો જીવ ભારે શંકાકુશંકા કરી રહ્યો છે.. હું એક પળનોયે વિલંબ કરી શકું એમ નથી." કહી મલયસુંદરી ખંડ બહાર નીકળી ગઈ.

મહારાજાએ એક સુભટને કહ્યું : " શયનખંડ બરાબર બંધ કરીને તાળુ વાસી દો...બધી દાસીઓને મારા અંતઃપુરમાં મોકલી આપો અને આ આખો વિભાગ બંધ કરી દો. "

મલય બહાર જ ઊભી હતી. તે કશું સમજી શકી નહી... એના હૈયામાં ભારે ઉત્પાત મચ્યો હતો.

વિચારોનો સંગ્રામ માનવી માટે ભારે વસમો હોય છે !

સુભટે તરત શયનખંડના ઝરૂખાનાં બારણાં બંધ કર્યાં. દીપ-માલિકા ઠારી નાખી અને મુખ્ય દ્વાર બંધ કરીને તેણે તાળુ વાસી દીધું.

ચિંતામાં મલયને પણ એ ખ્યાલ ન રહ્યો કે અંદરના નાના ખંડમાં પોતાની અપરમાતા છૂપાયેલી છે !

સહુ નીચે આવ્યા.

રથ પણ તૈયાર થઈને આવી ગયો હતો.

એક સુભટે બધી દાસીઓને મુખ્ય ભવનમાં મોકલી દીધી અને આખા મહેલને બંધ કરી.. તાળાં લગાવી ..બહારના મુખ્ય દ્વાર પાસે બે ચોકિયાતોને બેસાડી દીધા.

મલયસુંદરી શું બન્યું હશે ? આવડી રાતે કયા કારણે પ્રવાસ ખેડવો પડતો હશે ? શું મારા સ્વામી યુદ્ધમાં ઘાયલ થયા હશે ? શું બિમાર પડયા હશે ? પણ એમ હોય તો મહારાજા અને મહાદેવી પણ સાથે જ આવે, ત્યારે શું બન્યું હશે ?

મહારાજાએ એક સુભટને એક તરફ બોલાવી—મલયસુંદરીને ગાઢ વન પ્રદેશમાં લઈ જઈને તેનો પ્રાણ લેવાની આજ્ઞા કરી અને તે જો ખુલાસો માગે તો ત્યાં જ કરવો...માર્ગમાં કશું ન કહેવું, એ પ્રકારની સૂચના આપી.

બે સુભટો રથના આગળના ભાગમાં ગોઠવાઈ ગયા. રથચાલક તરીકે પણ એ બેમાંના એકે કાર્ય કરવાનું હતુ. એટલે રથચાલક નીચે ઊતરી ગયો.

ત્યાં ઊભેલા કેટલા રક્ષકો અવાક્ બનીને જોઈ રહ્યા. કોઈને કશી કલ્પના સરખીયે ન આવી.

અને રથ ગતિમાન થયો.

મલયને આઠમો માસ પૂરો થઈ ગયો હતો... નવમો ચાલતો હતો અને આ રીતે નીકળવું પડયું. તેને હજી પણ આ પ્રવાસનો હેતુ સમજાતો નહોતો.

નગરીની બહાર રથ નીકળી ગયો. માર્ગમાં અંધકાર ઘેરાયેલો હતો. રાત્રિનો ઉત્તરકાળ હોવાથી ગુલાબી હવા ચિત્તને પ્રસન્ન કરી રહી હતી. કાર્તિક માસ ચાલતો હતો... કૃષ્ણ પક્ષનું અંતિમ સપ્તાહ ચાલતું હોવાથી તારા ગણોનો આછો પ્રકાશ અતિ સોહામણો લાગતો હતો.

મલયના મનમાં કઈ તરફ જઈ રહ્યા છીએ એ પ્રશ્ન પૂછવાનું મન થયા કરતું હતું, પરંતુ રાજના સુભટો સાથે વાત કરવાનો કોઈ દિવસ પ્રસંગ પડ્યો નહોતો એટલે તે મનમાં ને મનમાં અનેક વિચારો કરી રહી હતી. તેના મનમાં સ્વામીના અનિષ્ટ અંગે તો સંશય આવેલો ...પરંતુ...એમ હોય તો મહારાજા અને મહાદેવી પણ સાથે હોય. એટલે એ સંશય નીકળી ગયો હતો...પરંતુ આ પ્રવાસનું કોઈ કારણ સમજાતું નહોતું. તેના મનમાં એમ પણ થતું કે કદાચ સ્વામીએ જ તત્કાળ આવવાનું કહેણ મોકલ્યું હોય ..પણ એમ બનવું એ શક્ય નથી. નવમો મહિનો ચાલતો હોય અને તેઓ બોલાવે એવું કદી બને નહિ. જો એમ હોય તો તેઓ સાથે જ લઈ ગયા હોત.

તો પછી શું કારણ હશે? મારાથી કોઈ અપરાધ પણ થયો નથી. મહારાજા અને મહાદેવીનો વાત્સલ્યભાવ સગા માતા પિતા જેવો જ છે. અને વિદાય આપતી વખતે મહાદેવી પણ મળવા આવ્યાં નહોતાં, માત્ર મહારાજાએ જ તત્કાળ રથ જોડાવીને કોઈપણ પ્રકારનું કારણ દર્શાવ્યા વગર વિદાય કરી છે. શું બન્યું હશે? કઈ તરફ જવાનું હશે? કયું કાર્ય આવી પડયું હશે?

આવા અનેક વિચારો ને પ્રશ્નો વચ્ચે મલય ભારે વ્યાકુળતા અનુભવી રહી હતી.

માનવી જ્યારે પ્રશ્નો અને વિચાર તરંગોના વિશ્વમાં ખોવાઈ જાય છે, ત્યારે તેની મનોવેદના અકથ્ય હોય છે !

તેજસ્વી અશ્વોવાળો રથ એકધારી ગતિએ આગળ વધી રહ્યો હતો. કોઈ કોઈ માર્ગમાં આવતા ખાડા ટેકરાના કારણે રથ વારંવાર ઊંચો નીચો થયા કરતો અને એનો થડકો મલયને પણ લાગતો. તેના મનમાં રથ ધીમે હાંકવાની આજ્ઞા કરવાની ઈચ્છા થઈ. પણ તે સંકોચ વશ કશું બોલી શકી નહિ.

પૂર્વાકાશમાં ઊષાની સોનેરી ઓઢણી ઉપસી આવી.

મલય એ પરથી કલ્પી શકી કે રથ દક્ષિણ તરફ જઈ રહ્યો છે...કઈ બાજુ જતો હશે?

અને સૂર્યોદય પણ થઈ ગયો.

અશ્વો ખુશમિજાજમાં જતા હતા. રથના વેગમાં કોઈ પ્રકારની મંદતા જણાતી નહોતી. બંને સુભટો આગલા ભાગમાં બેઠા હતા અને જાણે નિર્જીવ પૂતળા બેઠાં હોય તે રીતે મૌન બનીને જ બેઠાં હતાં.

છેવટે મલયે મૃદુ સ્વરે પ્રશ્ન કર્યો : " મને આ રથમાં કઈ તરફ લઈ જાઓ છો ? "

કોઈ ઉત્તર ન મળ્યો. સુભટોએ રથમાં દ્રષ્ટિ પણ ન કરી.

મલયને થયું...શું મારો પ્રશ્ન સંભળાયો નહિ હોય? તેણે ફરી વાર જરા ઊંચા સાદે કહ્યું : " ભાઈ, આપણે કઈ તરફ જઈએ છીએ? શા માટે જઈએ છીએ? "

મલયના હૈયામાં એક નવી ચિંતાએ પ્રવેશ કર્યો. મને ક્યાં લઈ જતા હશે? મારી આવી સ્થિતિમાં પ્રવાસ નિષિદ્ધ હોય છતાં મહારાજા મને ક્યાં મોકલી રહ્યા હશે? મને મારા પિયર તરફ મોકલતાં હોય તો ચંદ્રાવતી નગરી તો અન્ય દિશાએ આવી...

મલય કશું નક્કી કરી શકી નહિ.

ધીરે ધીરે દિવસનો પ્રથમ પ્રહર પણ પૂરો થવા આવ્યો. મલયે રથનો પડદો સહજ ઊંચો કરીને જોયું તો રથની ગતિ કંઈક ધીમી પડી હતી અને બંને બાજુ ગાઢ વન હોય એમ જણાતું હતું.

અને મલયના હૈયામાં થયું. આવા વનવગડામાં કઈ તરફ મને લઈ જતા હશે? શું પલ્લીપતિ સામે યુધ્ધે ગયેલા મારા સ્વામીની આજ્ઞાનું પાલન થતું હશે?

ના, ના...એવી આજ્ઞા મહાબલ કદી ન આપે.

તો પછી?

મલય આ રીતે અનંત ચિંતામાં ઘેરાઈને અણધાર્યો પ્રવાસ ખેડી રહી હતી...અને યુવરાજ મહાબલ વિજયી બની ગયો હતો.

માત્ર એક જ પ્રહરના સંગ્રામ બાદ પલ્લીપતિના સાથીઓ હાથ જીભ કાઢીને મહાબલ કુમારને શરણે આવી ગયા હતા...પલ્લીપતિ એકલો નાસી ગયો હતો.

પલ્લીપતિના ચારસો માણસોમાંથી દોઢસો તો મોતને ભેટી ચૂક્યા હતા. જ્યારે મહાબલનો એક પણ સુભટ મૃત્યુ પામ્યો નહોતો... હા, પંદરેક જેટલા સુભટો ઘાયલ બન્યા હતા...!

આ પરિસ્થિતિના કારણે પલ્લીપતિ બધાને રેઢા મૂકીને નાસી ગયો ..અને તેના બચેલા સાથીઓ દાંતમાં તરણું લઈને શરણે થઈ ગયા.

યુવરાજ મહાબલે પલ્લીપતિના રહેવાના ભવનમાં પોતાના સુભટો સાથે તપાસ કરી...પલ્લીપતિની બાર પત્નીઓ યુવરાજ સમક્ષ ખોળો પાથરીને રડવા માંડી.

યુવરાજે આખા ગામને આશ્વાસન આપ્યું અને પલ્લીપતિએ લૂંટેલો સઘળો માલ ગાડાંઓમાં ભર્યો અને અઢીસો માણસોને બંધનગ્રસ્ત બનાવ્યા.

પલ્લીપતિની સ્ત્રીઓનાં રૂદન પ્રત્યે કરુણા આવવાથી યુવરાજ-મહાબલે પલ્લીપતિના બાર વર્ષના એક પુત્રને પલ્લીપતિ બનાવ્યો અને હવે પછી જો પલ્લીપતિ પાછો આવીને ઉત્પાત કરશે અથવા તમે એને સાથ આપશો તો સમગ્ર ગામ પાડીને પાદર કરી નાખીશ એવી ચેતવણી આપી.

ગામના વયોવૃદ્ધ પુરૂષોએ દેવ દેવતાના સોગંદ લઈને મહાબલને ખાતરી આપી.

આમ મહાબલ વિજયી થયો અને તેણે આવતીકાલે સવારે કૂચ કરવાનો આદેશ આપ્યો. એના હૈયામાં પોતાની પ્રિયતમાને મળવાની આશા જાગી હતી.

એકના એક પુત્ર માટે ચિંતા કરતાં માતા પિતાને મળીને એમના હૈયામાં હર્ષનો ભાવ જાગૃત કરવાની એક અદમ્ય અભિલાષા મહાબલના ચિત્તમાં રમવા માંડી.

મહાબલના હૈયામાં ઉલ્લાસ હતો...

ત્યારે મલયના ચિત્તમાં ;ચિંતાનો અગ્નિ સળગી રહ્યો હતો.

મધ્યાહ્ન સમયે બંને સુભટોએ રથ ઊભો રાખ્યો.

મલયને થયું...અશ્વો થાકી ગયા હશે અને કોઈ જળાશય આવ્યું હશે માટે રથ ઊભો રાખવામાં આવ્યો હશે.

રથના એક ખૂણામાં મિષ્ટાનનો ડબરો પડયો હતો. પણ ચિંતામગ્ન મલયે એ તરફ નજર સરખીયે નહોતી કરી.

રથ પરથી બને સુભટો નીચે ઉતરી ગયા.

મલય પણ બેઠાં બેઠાં અકળાઈ ગઈ હતી. તેણે પડદો ઊંચો કરી આસપાસ નજર કરી તો ગાઢ વન દેખાતું હતું—

તે નીચે ઉતરવા માટે અગ્રસર થાય તે પહેલાં જ એક સુભટે કહ્યું : " દેવી, આપ નીચે ઊતરો . જ્યાં જવાનું છે તે સ્થળ આવી ગયું છે ! "

મલયના હૈયામાં આ શબ્દોએ જાણે અગ્નિતપ્ત શલાકાનો સ્પર્શ કર્યો...

આ ઘોર વનમાં શા માટે?

મલય ખરેખર અકડાઈ ગઈ હતી. તે મહામહેનતે રથમાંથી નીચે ઉતરી...તેણે બંને સુભટો સામે જોયું...બંને સુભટો અતિ ગંભીર અને વેદના ભોગવતા હોય તેવા જણાતા હતા.

## પ્રકરણ ૧૧ મું : : તૃણ શય્યા!

ભયંકર અટવી જોઈ એ મલયસુંદરી મનથી ધ્રૂજી ઉઠી. તેણે સુભટ સામે જોઈને કહ્યું: "ભાઈ, મને અહીં શા માટે લાવવામાં આવી છે?"

"દેવી, મહારાજા સુરપાળની આજ્ઞાથી આપને આ સ્થળે લાવવામાં આવ્યાં છે મહારાજની આજ્ઞા હતી કે ભયંકર અટવીમાં લઈ જઈને આપનો વધ કરવો." એક સુભટે કહ્યું.

"વધ?"

"હા દેવી...આપને જે કંઈ કહેવું હોય તે કહો અને ઈષ્ટનું સ્મરણ કરવું હોય તો કરી લો." બીજા સુભટે કહ્યું

મલયસુંદરી, આ સાંભળતાં જ રડી પડી. અરે, કર્મની કેવી વિચિત્ર ગતિ છે? મારા સ્વામી મને મારા જ હિત ખાતર રાજભવનમાં છોડીને એકલા ગયા...અને કર્મનું અટ્ટહાસ્ય એકાએક ઊભું થયું... પણ મેં કોઈનું અકલ્યાણ કર્યું નથી...મનથી પણ કોઈનું અહિત

ચિંતવ્યું નથી...સસરાજી અને સાસુજી અપૂર્વ પ્રેમભાવ રાખીને અને પોતાની પુત્રી માફક જ રાખતા હતા...એમના મનમાં એકાએક મારો કયો દોષ ઊભો થયો હશે ?

વિચારમાં પડેલી મલયસુંદરીએ થોડીવાર પછી આંસુ લૂછી નાખ્યાં અને અતિકરૂણ સ્વરે કહ્યું : "સુભદ્ર, આપ તો મહારાજના આજ્ઞાવાહક છો. મહારાજની આજ્ઞાનું સંકોચ વગર પાલન કરજો. પરંતુ જો આપને વાંધો ન હોય અને આપ જાણતા હો તો મને કયા ગુના માટે સજા ફરમાવવામાં આવી છે તે જણાવો"

મલયસુંદરીના કરૂણ મધુર વચનો સાંભળીને બંને સુભટોના હૃદય કંપી ઉઠ્યાં. એમના મનમાં થયું...આ તો તેજસ્વિની, પવિત્ર અને અતિ સુંદરી નારી છે...વળી સગર્ભા છે...દેવીના વદન પર કોઈ પ્રકારનો ગુનો દેખાતો નથી.

સુભટોને મૌન જોઈને મલયસુંદરીએ કહ્યું : "આપને સજાના કારણની ખબર ન હોય અથવા મને જણાવવાની ઇચ્છા ન હોય તો કંઈ નહિ, પરંતુ મારા તરફથી વિનંતી પૂર્વક મારા પૂજ્ય સાસુ સસરાને કહેજો કે મલયે જાણી જોઈને કોઈ દોષ કર્યો હોય એવું એને યાદ નથી...છતાં અજાણતા કોઈ દોષ થયો હોય તો હું ક્ષમા માગી લઉં છું. મારા સ્વામી આવે ત્યારે એમને પણ કહેજો કે મને હંમેશાં માટે ભૂલી જાય અને બનવાકાળ જે કંઈ હોય છે તે બન્યા જ કરે છે. મારા સ્વામી ધૈર્ય ગુમાવે નહિ અને સુયોગ્ય રાજકન્યા સાથે લગ્ન કરી સુખી થાય. મારા એમને પ્રણામ જણાવજો હવે હું સામેના વૃક્ષ નીચે બેસીને મારા ઈષ્ટનુ સ્મરણ કરુ છુ તમે સંકોચ વગર મારા પૂજ્ય સસરાની આજ્ઞાનું પાલન કરજો"

આમ કહીને મલયસુંદરી મંથર ગતિએ એક વૃક્ષ નીચે ગઈ અને ફરીવાર કર્મરાજાની પ્રબળતાને યાદ કરી મનમાં કોઈપણ પ્રત્યે

દુભાવ રાખ્યા વગર શાંતિથી બેસી ગઈ અને નેત્રો બંધ કરી નવકાર મંત્રનું સ્મરણ કરવા માંડી.

તેના હૈયામાં એક શ્રદ્ધા અટલ હતી કે જન્મ સાર્થક ન થયો હોય તો ભલે, પણ મૃત્યુ તો સાર્થક કરવું જ જોઈએ. મૃત્યુને સાર્થક બનાવવાની તાકાત મહામંત્ર નવકાર સિવાય બીજા કોઈમાં નથી. અનંતભવના બંધનોથી પીડાતો આત્મા નવા ભવબંધનમાં ન પડે એટલા ખાતર નવકાર મંત્રની આરાધના એજ આવા વિષમ સંજોગોમાં શ્રેષ્ઠ, સરલ અને સચોટ ઉપાય છે.

આ શ્રદ્ધાના બળે તે નવકાર મંત્રની આરાધનામાં સ્થિર બની ગઈ.

બંને સુભટો ભારે દ્વિધામાં પડી ગયા હતા. એકે કહ્યું : "ભાઈ, મહારાજ સુરપાળે ભયંકર ભૂલ કરી હોય અથવા તો કંઈક ભળતી જ વસ્તુ જોઈ હોય એમ લાગે છે. યુવરાજ્ઞી તો બાળક સમાં નિર્દોષ છે.. એમને વધ કરીને આપણે બે જીવની હત્યા શા માટે કરવી જોઈએ ?"

બીજાએ કહ્યું : "પણ આપણે મહારાજાને જવાબ શું આપશું ?"

"જવાબ આપી દઈશું કે આપની આજ્ઞાનું પાલન થઈ ગયું છે. એક નાનકડી નોકરી ખાતર આપણે અન્યાયના ભાગીદાર શા માટે બનવું જોઈએ ?"

"તો યુવરાજ્ઞીને કોઈ સુરક્ષિત સ્થળે પહોંચાડીએ. અહીં તો રાત પડશે ને હિંસક પ્રાણીઓનો ગોકીરો શરૂ થશે."

"આટલામાં એવું કોઈ સ્થળ હોય એની મને ખબર નથી... હું તો પ્રથમવાર આ વનમાં આવ્યો છું. યુવરાજ્ઞીને આપણે એના ભાગ્ય પર જ છોડી દઈએ."

બંનેએ આ રીતે નક્કી કરીને ધ્યાન મગ્ન બનેલી મલયસુંદરી સામે જોયું.

ત્યાર પછી એક સુભટ્ટે કહ્યું : "આપણે જતાં પહેલાં યુવરાજ્ઞીને સાવધ કરતા જઈએ . તેઓ કોઈપણ સુરક્ષિત સ્થળે જઈ શકે."

બીજો સંમત થયો એટલે બંને ધ્યાનમગ્ન બનેલી યુવરાજ્ઞી પાસે ગયા અને કહ્યું : " દેવી . "

બીજાએ પણ કહ્યું " દેવી .."

નવકાર મંત્ર પૂરો કરીને મલયસુંદરીએ બંને સામે નજર કરી અને કહ્યું : " કેમ ભાઈ ..હું તૈયાર જ છું . મને શા માટે સ્મરણમાંથી જાગૃત કરી ? "

" દેવી, અમને લાગે છે કે મહારાજાએ ભયંકર અન્યાય કર્યો છે. આપ સર્વથા નિર્દોષ છો...એટલે અમે આપનો વધ કર્યા વગર ચાલ્યા જઈએ છીએ. આપને માત્ર એટલી જ સૂચના આપવાની છે કે આપ સૂર્યાસ્ત પહેલાં કોઈ પણ સુરક્ષિત સ્થળે પહોંચી જજો."

મલય અવાક્ બનીને બંને સુભટો સામે જોઈ રહી. કશું બોલી નહિ. તેના મનમાં થયું ..ઓહ, ભૂતકાળમાં કરેલાં શુભ કર્મોનો ભોગવટો કંઈક બાકી હોવો જોઈએ. નહિ તો આવા ભયંકર વન પ્રદેશમાં મને જીવતી છોડવાનો વિચાર આ લોકોને આવે જ ક્યાંથી ?

બંને સુભટો મલયને મસ્તક નમાવી પાછા વળ્યા અને રથ લઈને વિદાય થયા.

મલય પણ વૃક્ષ નીચેથી ઊભી થઈ. આ નિર્જન વનપ્રદેશમાં સુરક્ષિત સ્થાન ક્યાંથી મળે ? છતાં તે કોઈ નદી કે જળાશય મળે એવા આશયથી મનમાં મહામંત્રનું સ્મરણ કરતી કરતી એક દિશા તરફ ચાલવા માંડી.

અંતરમાં એક રમ્ય કલ્પના જાગી હતી...માતૃત્વની એક મંગળમય છબીએ હૈયામાં અનેક કિરણો પ્રગટાવ્યાં હતાં. સહુની

વાણી એવી હતી કે પુત્રનો જ જન્મ થશે. રાજની દાયણોએ પણ પુત્ર જન્મ થવાની વાત કહી હતી. રાજવૈદે પણ નાડી પરીક્ષા કરીને લગભગ છ મહિના પહેલાં પુત્ર જન્મશે એવી આગાહી કરી હતી. અને આ બધી વાતો સાંભળીને મલયનું હૈયું પુલકિત બન્યું હતું. એક સુંદર પુત્રની પોતે માતા થશે ..રાજ ભવનમાં આનંદ મંગળ અને ઉત્સવનો પ્રારંભ થશે...દાન દઈ દઈને અનેકના આશીર્વાદ મેળવશે...રત્નજડિત સોનાના પોઢણિયામાં રાજ્યનો વારસદાર પોઢતો હશે...ગામના અનેક માણસો વધાઈ કરવા આવશે... કોઈ કુદ્રષ્ટિ ન લાગી જાય એની કાળજી વારે વારે રાખવી પડશે... સાસુ-સસરાનો હર્ષ તો છલકાતો હશે અને બાળ કુમારને એક પળ માટે પણ વિખુટો નહિ મૂકતા હોય ..

આવી અનેક કલ્પનાઓ મલયના હૈયામાં રમી રહી હતી, આ કલ્પના અંગે તેણે સ્વામી સાથે પણ અનેક પ્રકારની ચર્ચાઓ કરી હતી...બાળકનો ચહેરો માતા જેવો હશે કે પિતા જેવો હશે ? એ પ્રશ્ન અંગે પણ અવારનવાર સ્વામી સાથે વિવાદ થતો હતો.

માતૃત્વની આ મંગળ કલ્પના આજ એકાએક કોઈ પરદેશી પંખી સમી વીંધાઈ ગઈ !

વન ભારે ગાઢ હતું...વિવિધ પશુ પંખીઓ નજર સામે ચડતાં હતાં.. અને જાણે પ્રથમવાર માણસને જોતાં હોય તેવા આશ્ચર્ય સાથે ચમકીને મલય સામે જોયા કરતાં.

મલય એમને એમ નિરૂદ્દેશપણે ચાલવા માંડી. કોઈ કેડી નહોતી, કોઈ રસ્તો નહોતો, કોઈ દિશાનો ખ્યાલ નહોતો...

એક તો રથમાં બેસી રહેવાથી કાયા અકડાઈ ગઈ હતી... નવમો માસ ચાલતો હોવાથી ઝડપભેર ચાલી શકાતુ નહોતું.. અને આ રીતે વન વગડા વેઠવાની કોઈ કલ્પના પણ આવી નહોતી.

સ્વામી સાથે અલંબાદ્રિના વન પ્રદેશમાં પહેલીવાર આવેલી અને વગડો વેઠેલો...પણ સૂર્યોદય થતાં તો વિપત્તિનાં વાદળાં વીખરાવાં શરૂ થયાં હતાં. આમ છતાં એ વખતે પોતે સગર્ભા હતી જ નહિ... માત્ર પિયુ મિલનની એક મધુર કવિતા મનમાં ગુંજતી હતી.

મલય એમને એમ ચાલ્યે જતી હતી. પોતે વનના ઊંડાણમાં જઈ રહી છે એની કોઈ કલ્પના તેને આવી શકતી નહોતી. તે કેવળ મનમાં મહામંત્રનું સ્મરણ કરતી કરતી ચાલતી હતી. ચાલતાં ચાલતાં થાકી જતી ત્યારે થોડી પળો ઊભી રહેતી.

વન પ્રદેશનો અંત દેખાતો નહોતો. હૈયામાં મૂંઝવણનો પાર નહોતો ..તેને એક વિચાર આવ્યો...આ રીતે કોઈ હિંસક પશુનો ભોગ બનવું એ કરતાં આ દુઃખનો અંત લાવવા સ્વેચ્છાએ મોતને ભેટવું શું ખોટું ? કોઈ પ્રકારનો ગુનો કર્યો ન હોવા છતાં આ વિપત્તિ આવી પડી છે તો હવે કોના માટે જીવવું ? હવે કદી સ્વામીના દર્શન થવાનાં નથી...આ વનમાં જ ગમે તે હિંસક પશુ આવીને તેને ફાડી ખાશે એમાં કોઈ સંશય નથી. વળી પોતે એટલી થાકી ગઈ છે કે આમને આમ ક્યાં સુધી આશાના જીવવાની ઝંખના કરવી ?

ના...ના...આવા નિર્બળ વિચારો ન શોભે. આ જે કંઈ બની રહ્યું છે તે મારા જ કોઈ કર્મનો પરિપાક છે...મોતને ભેટવાથી પણ કર્મો કંઈ છોડવાનાં નથી.

વળી ઉદરમાં એક નિર્દોષ બાળક પોષાઈ રહ્યું છે...એનો કોઈ અપરાધ નથી...ના...ના...ના...સંસારની કોઈ માતા બાળકના કલ્યાણની ઉપેક્ષા કરી શકે નહિ. ઇચ્છા ન હોય, આશા ન હોય કે ઉત્સાહ ન હોય તો પણ આવતી કાલે આ વિરાટ પૃથ્વીના દર્શન કરવા આવનારા સંતાન ખાતર જીવવું જ જોઈએ...સ્વાભાવિક મોત આવે તો પણ તેની સામે ઝઝૂમવું જોઈએ.

આવા અનેક વિચારો મનમાં આવતા હતા છતાં તે મહામંત્રનું સ્મરણ કરતાં કરતી આગળને આગળ ચાલી જતી હતી.

સૂર્ય અસ્તાચલ તરફ ગતિ કરી રહ્યો હતો. એક તો ગાઢ વન અને તેમાય સૂર્યનું પ્રયાણ ! પ્રકાશ સાવ ઝાંખો થઈ ગયો હતો.

મલય ખૂબ થાકી ગઈ હતી. તેને એમ જ લાગતું હતું કે હવે પોતે કાતો પડી જશે કાં મૂર્છિત બની જશે.

વળી આજ આખા દિવસમા કંઈ ખાધુ પણ નહોતું. ભાતાનો દાબડો એમને એમ રથમાં જ રહી ગયો હતો. જળપાન પણ કર્યું નહોતું.. સૂર્યાસ્ત થઈ જશે એટલે જળ પણ નહિ લઈ શકાય.. શું થાય ? આંખે અંધારા આવી રહ્યાં હતાં.. કોઇ સ્થળ દેખાતુ નહોતુ. આમ છતાં હૈયુ કઠણ કરી...શ્રી જિનેશ્વર ભગવતનું મનમાં સ્મરણ કરી તે ચાલવા માંડી.

થોડે જતાં જ આશાનું એક કિરણ દેખાયું...કોઈ નદીનો કલકલ ધ્વનિ તેના કાન પર અથડાયો. નિરાશામાં આશાનો એક હળવો તણખો તગવા માંડ્યો...

અને થોડે દૂર ચાલતાં જ તે જોઈ શકી કે સામે એક નદી છે.. નાનુ છતાં સુંદર મેદાન છે...હજી સૂર્યાસ્તને પણ થોડીવાર લાગે છે.. તે ત્વરિત ચરણે આગળ વધી અને સૂર્યાસ્ત થાય તે પહેલા જ નદી કિનારે પહોચી ગઈ ..સ્વચ્છ, નિર્મળ જળ હતું... કોઈ પાત્ર પાસે હતું નહીં...પાણી ગાળીને પી શકાય એવું પણ કોઈ સાધન નહોતું. આપદ્ધર્મનો વિચાર કરીને તેણે તૃષા છીપાવી. કંઈક મનમાં શાંતિ વળી...

અને સૂર્ય અસ્ત થઈ ગયો. સૂર્યનાં અંતિમ રક્તાભ કિરણો સંકેલાઈ ગયા...માત્ર પશ્ચિમ દિશાનો છેડો ઝબૂકતો હતો.

મલય ત્યાને ત્યાં બેસી રહી. હાથ, પગ ને મોઢું ધોઈ જરા

આરામ અનુભવ્યો. ત્યાર પછી તેણે ચારેતરફ નજર કરી...જો કોઈ નિરાપદ સ્થાન મળે તો ?

થોડીવાર પછી તે ઊઠી. તેના મનમાં થયું કોઈ વૃક્ષના ઓથે પડયા રહેવું...અને તે મેદાનના સામા કિનારે દેખાતી સુંદર વનરાજી તરફ જવા માંડી.

વનરાજી થોડે જ દૂર રહી હશે ત્યાં સામે કોઈ આવતું હોય તેવો પદરવ સંભળાયો તેણે ચમકીને સામે નજર કરી...એક વયોવૃદ્ધ જણાતા તાપસમુનિ આવી રહ્યા હતા.

મલય ઊભી રહી ગઈ...પણ ઊભા રહી શકાય એવી તાકાત જાણે ચાલી ગઈ હતી...તે નીચે બેસી ગઈ.

તાપસમુનિ નજીક આવ્યા અને બોલ્યા : " ઓહ્ ! માતા, તું આ અઘોર અટવીમાં કેવી રીતે આવી ચડી ? શું તારા સાથી સંગાથી વિખૂટાં પડી ગયાં છે ? "

મલયે તાપસમુનિને નમસ્કાર કર્યો અને કહ્યું : " મહાત્મન, કર્મવિપાકના કારણે વિપત્તિમાં સપડાયેલી હું એક અબળા છું... નિરાપદ આશ્રમની આશાએ ચાલી ચાલીને થાકી ગઈ છું."

" અરે પુત્રી, હવે તારે ગભરાવાનુ કોઈ કારણ નથી. સામે દેખાય એ વનરાજીમાં જ મારો આશ્રમ છે...મારા આશ્રમમા મારા સિવાય કોઈ નથી ..પરંતુ તને કશી હરકત નહિ આવે...સ્વચ્છ ભૂમિ છે.. નિરાપદ સ્થળ અને થોડે જ દૂર એક રાજમાર્ગ પણ છે... તું ઊભી થા અને મારી પાછળ પાછળ આવ..."

મલયના મનમાં થયુ .. ગમે તેમ પણ કોઈ ઘોર પાપ કરવા છતાં કંઈને કંઈ શુભ કાર્ય થયુ લાગે છે...નહિ તો જ્યાં ડગલે-પગલે મોતનો આભાસ થતો હતો ત્યાં આવુ નિરાપદ ક્યાંથી મળી આવે ?

તે ઊભી થઈ......

તાપસમુનિએ તેના સામે જોઈને કહ્યુ : " દીકરી, તુ તો સગર્ભા લાગે છે..."

" હા, મહાત્મન ! "

" ઓહ, તારા સાથીએ ખરેખર અભાગી હોવા જોઈએ. તને આ રાતે વનમા વિખૂટી મૂકને ચાલ્યા ગયા..." કહી તાપસમુનિ અગ્રેસર થયા.

મલય પણ તેની પાછળ પાછળ ચાલવા માંડી.

આકાશમા અંધકાર ઉભરાઈ રહ્યો હતો. રાત્રિનો પ્રથમ પ્રહર શરૂ થઈ ચૂકયો હતો. થોડી જ વારમા મલ્ય એક નાના છતાં સુંદર ઉપવનમાં આવી પહોચી આછેરા અંધકારમા પણ તે જોઈ શકી... ઉપવનના એક ખૂણામાં બે કુટિરો આવી છે

તાપસમુનિએ કુટિરો તરફ આગળ વધતાં કહ્યું : " પુત્રી, તારું નામ ? "

" મલયસુંદરી . "

" તારુ નામ જેમ શીતળ છે તેમ તારી આકૃતિ સૌમ્ય અને પવિત્ર છે...આ કુટિરમાં તુ આનંદથી રહેજે.. અરે, પણ તેં આજ કંઈ ભોજન કર્યું હોય એમ નથી લાગતુ " કહેતા કહેતા મુનિ ઊભા રહી ગયા.

" હા, મહાત્મન.. મને ભૂખનો ખ્યાલ જ નથી રહ્યો.. "

" અહીં તને ફળ સિવાય કશું નહિ મળે . તું જમણા હાથ તરફની કુટિરમાં જા હુ તારા માટે બેચાર ફળ લઈ આવુ."

" આપ તસ્દી ન લેશો...રાત્રિભોજનનો મારે ત્યાગ છે." મલયે સંકોચપૂર્ણ સ્વરે કહ્યું.

" ઉત્તમ...ત્યારે તો તું શ્રી જિનેશ્વર ભગવંતના માર્ગની આરાધક લાગે છે..."

મલયે મસ્તક નમાવ્યું.

તાપસમુનિ ખૂબ જ પ્રસન્ન થઈ ગયા.

મલય કુટિરમાં દાખલ થઈ. અંધકાર તો હતો જ...ત્યાં તાપસ મુનિ બોલ્યા : "મલય, તું ઊભી રહે...હું મારી કુટિરમાંથી પ્રકાશનું સાધન લઈ આવું."

થોડીવારમાં તેઓ એક સળગતું પાતળું ને લાંબુ લાકડું લઈને આવ્યા અને બોલ્યા: "મલય,અહીં દીવો તો છે નહિ.. પણ આ એક અગ્નિબ્હા નામની દિવ્ય વનસ્પતિનું લાકડુ છે.આખી રાત સળગ્યા કરશે અને એનો હળવો પ્રકાશ મળ્યા કરશે." કહી મુનિએ તે સળગતુ બોયા જેવું લાકડું એક માટીના પિંડાકાર ગોળામાં ભરાવ્યું. ત્યારપછી કહ્યુ : "કેમ પુત્રી, હવે બધુ જોઈ શકાય છે ને ?"

"હા.. મહાત્મન .."

"અહીં ગાદલું કે ચાદર કશું નહિ હોય ..પણ તને હરકત ન આવે એવી ઘાસની પથારી બનાવી દઉ છુ ...બે વલ્કલ આપીશ, એક ઓઢજે ને એક ઘાસની પથારી પર પાથરજે."

"કૃપાવંત, મારા જેવી એક દુ:ખિની માટે આપ આટલી બધી તકલીફ શા માટે ल्यो छो ? આ કુટિર ઘણી જ સ્વચ્છ છે.. હું એક તરફ સૂઈ જઈશ."

"ના મા . તારે જનનીસ્વરૂપ પામવાનુ છે . અને ત્યાગીઓના હૈયામાં દુ:ખીઆઓ પ્રત્યે સહાનુભૂતિ હોય છે." કહી તાપસમુનિ બહાર નીકળી ગયા.

લગભગ એક ઘટિકા પછી તેઓ ઘાસ લઈને પાછા આવ્યા અને એક તરફ ઘાસની પથારી કરી આપી . તેના પર એક વલ્કલ બિછાવ્યું અને બીજું પાંગતે મૂક્યુ. ત્યારપછી મલય, સામે જોઈને કહ્યું : "મલય હવે તું આરામ કર.. કુટિરનું દ્વાર અંદરથી બંધ કરજે. નવકારમંત્રનું સ્મરણ કરીને સૂઈ જજે."

આ પ્રમાણે ધૈર્ય, બળ અને આશ્રય આપીને મુનિ પોતાની કુટિરમાં ચાલ્યા ગયા.

મલયે કુટિરનું દ્વાર બંધ કર્યું. ત્યાર પછી તે તૃણશય્યા પર આડે પડખે થઈ.

તૃણશય્યા !

જ્યાં રત્નજડિત સુવર્ણના પલંગોને મશરૂનાં ગાદલાંઓ ઓછાં પડતાં હતાં ત્યાં એક માત્ર તૃણશય્યા !

છતાં આ તૃણશય્યા પર છત્ર પલંગો કરતાં યે ઉત્તમ હતી...

મલયે મનમાંથી બધા સંકલ્પ વિકલ્પ અળગા કરી મહામંત્રનું સ્મરણ કર્યું...અને આખા દિવસના થાકના લીધે તે થોડી જ વારમાં નિદ્રાધીન બની ગઈ.

## પ્રકરણ ૧૦ મું : : ઘટસ્ફોટ !

યુવરાજનો મહેલ છેલ્લા ત્રણ દિવસથી સાવ બંધ થઈ ગયો હતો...આજ ચોથા દિવસનું પ્રભાત હતું...રાણી કનકવતી યુવરાજના શયનકક્ષમાં આવેલા એક નાના ખંડમાંજ પૂરાયેલી હતી. અન્ન-ભોજન વગર તે ભારે અકળામણ અનુભવી રહી હતી. આજ તો પાણીનું પાત્ર પણ પૂરું થઈ ગયું હતું, તેના મનમાં થયું, બે ચાર દિવસ પર્યંત મારી આને આ દશા રહેશે તો મારો પ્રાણ ટકી શકશે નહિ. કમનસીબી એ હતી કે આ ખંડમાં એક પણ વાતાયન નહોતું અને હવા પ્રકાશ માટેનું જાળિયું એટલું ઊંચું હતું કે ત્યાં કોઈ પણ ઉપાયે પહોંચી શકાય તેમ નહોતું.

આ મોરીવાળા નાના ખંડમાં છૂપાઈ રહેવા તેનો પાછળ ઉદ્દેશ બચી જવાનો હતો... પરંતુ આ તો કોઇનું અહિત કરવા જતાં પોતાનું જ અહિત સામે આવી ગયું !

હવે કરવું શું ?

તેણે રાક્ષસીનો વેશ તો તરત જ કાઢી નાખ્યો હતો અને પોતાનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. વાપરવાના પાણીની એક જળકુંડી ભરી હતી તેમાથી તેણે હાથ મુખને અંગ ધોઈ નાખ્યાં હતાં. તેને આશા હતી કે કોઈ દાસ દાસી આવશે ત્યારે બહાર નીકળી શકાશે. તેના મનમાં એવો સંશય તો આવ્યો જ નહોતો કે આ બારણાં આમને આમ દેવાયલાં રહેશે

પલ્લીપાતનો પરાજય કરીને યુવરાજ મહાબલ ઉત્સાહભેર આવી રહ્યો હતો. જો તે વનપલ્લીમાં રોકાયો ન હોત તો ગઈકાલે જ આવી ગયો હોત !

મહાબલના અંતરમાં પ્રિયતમાને મળવાની પ્રબળ ઉત્કંઠા હતી. તેને એમ પણ થતું કે ગણતરીના હિસાબે તે હવે ગણ્યા દિવસોમાં જ એક સુંદર બાળકનો પિતા બનશે...અને પત્નીનું મધુરતમ માતૃ-સ્વરૂપ નિહાળી શકશે !

પરંતુ તેને એ કલ્પના નહોતી કે પ્રજામાં ફેલાયેલી મરકીના કારણે મલયસુંદરીનો વધ કરવાની આજ્ઞા અપાઈ ચૂકી હતી ! તે તો એવાજ સ્વપ્ન સેવી રહ્યો હતો કે મલયસુંદરી વાટ જોતી ઝરૂખે ઊભી હશે...પોતે તેના સામે દ્રષ્ટિ કરશે એટલે તે પોતાના મધુર સ્મિત વડે સ્વામીના વિજયને વધાવશે અને એ વધાઈ પાછળ એનો અપૂર્વ પ્રેમ છલકતો હશે !

સૂર્યોદય પહેલાં જ મહાબલે મોકલેલો એક દૂત રાજ ભવનમાં આવી ગયો અને મહારાજ સુરપાળને સમાચાર આપ્યાઃ "યુવરાજશ્રીએ

પલ્લીપતિ પર વિજય પ્રાપ્ત કર્યો છે અને આજે દિવસના પ્રથમ પ્રહર પછી તેઓ આવી પહોંચશે."

આ સમાચારથી મહારાજને ઘણોજ હર્ષ થયો. તેઓએ તરત. મહાપ્રતિહારને આજ્ઞા કરી..."યુવરાજનુ સામૈયુ કરવાની ઝડપી વ્યવસ્થા કરો."

અને દિવસનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ મહારાજા સુરપાળ, મંત્રીઓ, નગરના શ્રેષ્ઠિઓ, મહાસેનાપતિ, સુભટો વગેરેને લઈને ગામની ભાગોળે જવા નીકળી ગયા.

ગઈકાલે સવારે મલયના વધ માટે મોકલેલા બંને સુભટો આવી ગયા હતા અને બંને સુભટોએ 'આજ્ઞાનુ પાલન કર્યુ છે' એમ જણાવ્યું હતું. આથી મહારાજાને સંતોપ થયો હતો

વળી વધારાના આશ્ચર્ય એ પણ થયુ હતુ કે મલયસુંદરીને વિદાય કર્યા પછી વળતે જ દિવસે મરકીનુ પ્રમાણ ઘટવા માંડયું હતુ. આમ થવાનું ખરૂ કારણ તો વૈદોએ કરેલો પુરૂપાર્થ હતો. પરંતુ મહારાજાને એમ થયુ કે રાક્ષસી મલયસુંદરીની વિદાયનું જ આ શુભ ફળ છે!

સહુ ગામની ભાગોળે પહોચ્યા અને એકાદ ઘટિકા ઊભા રહ્યા ત્યાં વિજયી પુત્ર પોતાના સૈન્ય સાથે આવતો જણાયો.

પુત્રને પ્રાપ્ત થયેલા વિજયના ઉત્સાહને અંગે મહારાજા મલયનો પ્રશ્ન સાવ ભૂલી ગયા હતા. તેમને એ પણ કલ્પના નહોતી રહી કે પુત્ર મલયના સમાચાર પૂછશે ત્યારે પોતે શું જવાબ આપશે?

ગામની ભાગોળે નગરજનો પણ મોટી સંખ્યામા એકત્ર થઈ ગયા હતા અને યુવરાજને જોતાં જ સહુએ યુવરાજના જયનાદથી ગગન ગજવી મૂકયુ

મહાબલ અશ્વ પરથી નીચે ઉતરીને પિતાના ચરણમાં ઢળી પડયો. પિતાએ પુત્રને હૈયાસરસો લઈ વહાલથી મસ્તક સૂંઘ્યુ.

ત્યાર પછી મહાબલે અન્ય વડીલોને પ્રણામ કર્યાં અને મહાસેનાપતિને પલ્લીપતિના પકડાયેલા સૈનિકોને કારાગારમાં લઈ જવાની વ્યવસ્થા કરાવી.

આનંદ ઉલ્લાસ સાથે યુવરાજ રાજ ભવનમાં આવ્યો સહુએ યુવરાજ સમક્ષ વિજયની વાત સાંભળવાની માગણી કરી એટલે યુવરાજે ટુંકમાં પલ્લીપતિના ગામને ઘેરો ઘાલીને પલ્લીપતિ નાસી ગયા સુધીની વાત કહી સંભળાવી.

યુવરાજે પોતાના મહેલ સામે જોયું. ઝરૂખામાં કોઈ નહોતું... મહેલનાં દ્વાર પણ બંધ હતાં...માત્ર બે ચોકિયાતો ઊભા હતા. યુવરાજે ધાર્યું ...પ્રસવ થયો હશે અથવા પ્રસવનો સમય થયો હશે એટલે મલય માતાના ભવનમાં હશે. આમ વિચારી તે માતાને મળવા ગયો. માતાએ એકના એક પુત્રને ઘણાજ ભાવથી વધાવ્યો...પરસ્પર કુશળવાર્તા કર્યા પછી યુવરાજે પ્રશ્ન કર્યો : " મા, આપની વહુ તો કુશળ છે ને ? "

મહારાજાએ મહાદેવીને સઘળી વાત કરી હતી મહાદેવીએ એ પ્રશ્નને ટાળવા ખાતર આનંદભર્યા સ્વરે ત્યાં ઊભેલી પરિચારિકાઓ સામે જોઈને કહ્યું · " અરે તમે શું ઊભી રહી છો ? મહારાજકુમારના સ્નાનની વ્યવસ્થા કરો એક જણી ભોજનગૃહમાં જાઓ. " ત્યાર પછી મહાબલ સામે જોઈને કહ્યું : " મહાબલ, તું પહેલાં નિરાંતે સ્નાન ભોજન કરી લે. પછી તને બધી વાત કહીશ. "

મહાબલે મનમા ધાર્યું કે મલય પ્રસૂતિગૃહમાં હોવી જોઈએ અને દીકરાને બદલે દીકરી જન્મી હોવી જોઈએ. એથી મા પોતાને નિરાંતે વાત કરવા માગે છે.

સ્નાનાદિથી નિવૃત્ત થઈ યુવરાજ પિતાની સાથે ભોજનગૃહમાં ગયો. જમતાં જમતાં પલ્લીપતિના પ્રશ્નની જ વાત નીકળી જમ્યા પછી ઊઠીને મુખવાસ લેતી વખતે યુવરાજે મા સામે જોઈને કહ્યું : " હવે મને વીગતથી વાત કહો. મલય અને બાળકની તબિયત તો સારી છેને ? "

મહારાજાએ કહ્યું : " મહાબલ, તું હવે મલયને ભૂલી જજે. જેને આપણે દેવી માનતા હતા તે ભયંકર રાક્ષસી નીકળી. "

યુવરાજ ભારે ચંચળ બની ગયો.

મહારાજાએ પહેલેથી છેલ્લે સુધાની સઘળી વાત કરી. આ સાંભળીને મહાબલ બોલ્યો : " પિતાજી, આપે એક નિર્દોષ આત્માને ભારે અન્યાય કર્યો છે. મહારાજ વીરધવળની કન્યા સર્વદગુણસંપન્ન નારી હતી. આપને આવી વાત કહેનારી કનકવતી પોતે જ દુષ્ટ છે...કનકવતી ક્યાં છે ? "

" મહાબલ, કનકવતીએ સત્ય કહ્યું હતું...મલયને વધ માટે મોકલ્યા પછી વળતે જ દિવસે મહામારી હળવી પડી ગઈ હતી અને આજ તો એક પણ મૃત્યુના સમાચાર નથી આવ્યા. "

" પિતાજી, હુ કોઈપણ રીતે આવી વાત માની શકું એમ નથી. આપ કનકવતીને બોલાવો. હું એને કેટલાક પ્રશ્નો પૂછીને સત્ય તારવી લઈશ. "

મહારાજાએ કહ્યું : " મહાબલ, કનકવતી પણ દેખાતી નથી. મેં એને ઈનામ આપવા માટે વિચાર કર્યો હતો અને તપાસ પણ કરી હતી પરંતુ તે ક્યાં ગઈ છે એજ કોઈથી જાણી શકાયું નથી. "

તરત મહાબલ ઊભો થઈ ગયો અને બોલ્યો ' બાપુજી, ખરેખર આપ અન્યાય અને અધર્મ કર્યો છે. આપે કેવળ મલયનો વધ નથી કર્યો, મારા જીવતરનો પણ વધ કર્યો છે. હુ કનકવતીને શોધવા માટે માણસો મોકલું છું. '

આટલુ કહીને યુવરાજ સડસડાટ ખંડ બહાર નીકળી ગયો. તેનું મન ભારે વેદના અને વિષાદથી પીડાઈ રહ્યું હતુ મલયના વધની વાત સાંભળીને જ તેનુ હૃદય સાવ હતાશ થઈ ગયું હતું. થોડા જ સમયમાં માતા બનનારી નારી પ્રત્યે આવો અત્યાચાર કરતાં

પિતાજીનો જીવ કેમ ચાલ્યો હશે ? એમાં પિતાજીનો દોષ શું કાઢવો ? મારા ભાગ્યમાં જ સુખનો અસ્ત થવાનો હોય ત્યાં બિચારા પિતાજી શુ કરે ? આના કરતાં હું મલયને સાથે લઈ ગયો હોત તો સારું હતું. રાણી કનકવતીએ જ જૂની વેર ભાવનાને પોષવા ખાતર આ ષડયંત્ર રચ્યુ લાગે છે. જે મલય જૈનદર્શનની આરાધક છે, જે કદી રાત્રિ ભોજન કરતી નથી, જે કદી કોઈનું અહિત ચિંતવતી નથી, જેના નિર્મળ ચિત્તમાં પોતાની અપરમાતા પ્રત્યે પણ કોઈ પ્રકારનો રોષ રહ્યો નહોતો, મલય આ રીતે નગરીની નિર્દોષ જનતા પર મહામારીનો પ્રયોગ કરે એ કોઈ કાળે માની શકાય નહિ.

યુવરાજ આવા વિચાર વચ્ચે સીધો પોતાના મહેલ પાસે આવ્યો. અને ચોકીદારો ઊભા થઈ ગયા. ત્યાં તો મહેલની ચાવી લઈને મહારાજાનો મહાપ્રતિહાર આવી ગયો. મુખ્ય દ્વાર ખોલીને મહાપ્રતિહારે કહ્યું : "મહારાજકુમાર, મહેલમાં કોઈ નથી."

યુવરાજના હૃદયમાં એક આશા જાગી હતી...વિદાય થતાં પહેલાં પ્રિયતમાએ કોઈ સંદેશ મૂક્યો હોય !

પ્રથમ તેણે પોતાના ખંડમાં જોયું...કશું નહોતું. માત્ર પ્રિયાનાં મધુર સ્મરણો જ દેખાતાં હતાં. ભોજન પછી મલય પોતે જ મુખવાસનો થાળ લઈને આવતી અને આ આસન પર બેસતી. આ ખંડમાં બેસીને બન્નેએ અનેક ચર્ચાઓ કરેલી.

મહાબલે ખંડમાં જોયું. સંદેશ જેવુ કશું ન મળ્યું. તે ત્યાંથી મલયના શયનકક્ષ તરફ ગયો.

ખંડમાં દાખલ થતાં જ તેની નજર રત્નજડિત વિશાળ પલંગ પર પડી...અને પ્રિયાની અનેક સ્મૃતિઓ હૈયાને ખળભળાવવા માંડી. તેણે ચારે તરફ જોયું. ક્યાય કોઈ પ્રકારનો સંદેશ ન હતો. આખો ખંડ જાણે જીવ વગરના નિશ્ચેત દેહ સમો લાગતો હતો.

પ્રિયાના સ્મરણો હૈયે ઉભરાતાં યુવરાજનાં નયનો સજળ બની ગયાં.

યુવરાજે માત્ર ખંડ જોયો. પણ ખંડમાં રહેલા નાના ખંડને ન ખોલ્યો. જો એ ખંડ ખોલ્યો હોત તો ક્ષુધા અને તૃષાથી આકુળવ્યાકુળ બનેલી સાચી રાક્ષસી તેને મળી જાત.

ખંડ જોઈને તે પાછો વળવા જતો હતો ત્યાં એક ત્રિપદી તેના પગ સાથે અથડાઈ...નીચે પડી ગઈ.

એનો અવાજ કનકવતીએ અંદર સાંભળ્યો અને પ્રાણ બચાવવા ખાતર તેણે નાના ખંડમાં વાસેલા કમાડ પર બેચાર વાર હાથ પછાડયો.

કમાડ ખખડવાનો અવાજ આવતાં જ યુવરાજ ચમકયો...તેણે પળનોયે વિલંબ કર્યા વગર નાના અભ્યંતર ખંડનું બારણું ખોલી નાખ્યું. લથડિયાં ખાતી કનકવતી ક્ષુધા તૃષાથી સાવ કૃશ બનીને પડી હતી.

યુવરાજે તરત તેને બેઠી કરી. કનકવતીએ એક હાથ મોઢા પર મૂકીને પાણીનો ઈશારો કર્યો.

ખંડ બહાર ઊભેલી દાસીને તરત જળ લાવવા રવાના કરી. ખંડ બહાર ઉભેલો મહાપ્રતિહાર પણ અંદર આવી ગયો.

યુવરાજે કહ્યું : "અરે, આ બિચારી અહીં જ પૂરાઈ ગઈ લાગે છે ..એને બહાર કાઢો ને આ આસન પર બેસાડો."

મહાપ્રતિહારે રાણી કનકવતીને ઉચકીને એક આસન પર બેસાડી.

જળનું પાત્ર લઈને દાસી આવી ગઈ. થોડું જળપાન કર્યાં પછી કનકવતી કંઈક સ્વસ્થ થઇ.

યુવરાજ આ વખતે નાના ખંડમાં ગયો હતો. ત્યાં તેણે ચળકતો હરતાલનો લેપ, વાળની ઘાઘરી, બીજા રંગના દાગડા વગેરે જોયું. આ

પિતા સામે જોઈને કહ્યું : "પિતાજી, આપે કરેલા અન્યાયનો અને મલય નિર્દોષ હોવાનો પુરાવો જોવો હોય તો સામેના નાના ખંડમાં જઈને જોઈ લ્યો. આ દુષ્ટ સ્ત્રીએ જ રાક્ષસીનો વેશ ધારણ કરીને આપને ભ્રમમાં નાખ્યા હતા."

મહારાજાએ કનકવતી સામે વેધક દૃષ્ટિએ જોઈને કહ્યું : "સત્ય વાત કહી દે..."

"મારો અપરાધ ક્ષમા કરો...કૃપાવતાર, જૂના વેરના કારણે જ મારાથી આમ થઈ ગયું છે...આપ આપનાં પુત્રવધૂને બોલાવો... હું એની ક્ષમા માગી લઉં. મેં જ રાક્ષસીનું રૂપ ધારણ કર્યું હતું એ...વખતે યુવરાજ્ઞી પોઢી ગયાં હતાં...આપ જ્યારે આપના સુભટો સહિત આ મહેલ તરફ આવતા હતા ત્યારે છૂપાઈ જવા ખાતર હું આ ખંડમાં ચાલી ગઈ હતી અને મેં જ યુવરાજ્ઞીને દ્વાર બંધ કરવાનુ જણાવ્યું હતું...મને ક્ષમા કરો..."

મહારાજા સુરપાળ પોતાના કપાળ પર હાથ પછાડી ત્યાં ને ત્યાં બેસી ગયા. અરેરે, જીવનમાં કોઈ દિવસ આવો ભયંકર અન્યાય કર્યો નથી. આવી ઉતાવળ કરી નથી. આ શું થઈ ગયું ? તેઓ પુત્ર સામે જોઈને બોલ્યા : "મહાબલ, મારાથી ગંભીર અન્યાય થઈ ગયો છે. તું મને ક્ષમા કર...!"

"પિતાજી, આપનો દોષ શું કાઢું ? મારા દુર્ભાગ્યનું જ આ પરિણામ છે." ત્યાર પછી તેણે કનકવતી સામે જોઈને કહ્યું : "કનકવતી, એક સ્ત્રી ઉપર હાથ ઉપાડવો એ શોભા નથી, તેમ મારું તકદીર તો ફૂટી ગયું છે. હવે હું તારા અપરાધની શિક્ષા કરું તોયે મારી પાંખ સાજી થવાની નથી. તુ અત્યારે ને અત્યારે આ મહેલ મૂકીને ચાલી જા...'

કનકવતી તરત ઊભી થઈને ખંડની બહાર નીકળી ગઈ.

યુવરાજ બન્ને હાથ વડે મોઢું છૂપાવીને એક આસન પર બેસી ગયો.

મહારાજાએ ઊભા થઈ એકના એક પુત્રની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું: "બેટા, ન બનવાનું બની ગયું છે. તું ધૈર્ય રાખ.. કોઈપણ સુયોગ્ય રાજકન્યા સાથે તારાં .."

વચ્ચે જ મહાબલ બોલ્યો: "બાપુ, મારાં લગ્ન એકવાર થઈ ગયાં છે. ફરીવાર એવી વાત કરશો નહિ. જે સુભટો મલયનો વધ કરવા ગયા હતા તેમને બોલાવો. મલયનો વધ જે સ્થળે કર્યો હોય તે સ્થળે હું એકવાર વંદના કરવા જવા માગું છું."

મહારાજાએ મહાપ્રતિહારને આજ્ઞા કરી.

થોડી જ વારમાં બન્ને સુભટો આવી ગયાં.

યુવરાજે બન્ને સામે જોઈને કહ્યું: "તમે યુવરાણીનો વધ જે સ્થળે કર્યો હોય તે સ્થળ મને બતાવો."

બન્ને સુભટો પળ માટે ધ્રુજી ઊઠ્યા.

મહારાજાએ કહ્યું: "તમારો કાંઈ દોષ નથી. તમે તો માત્ર રાજ આજ્ઞાનું પાલન કર્યું છે તમે સંકોચ વગર સ્થળ જણાવો."

બન્ને સુભટોએ કહ્યું: "કૃપાવતાર, અમને ક્ષમા કરો...અમે આપની આજ્ઞાનું યથાર્થ પાલન નથી કર્યું."

યુવરાજ ચમક્યો તરત ઊભો થઈ ગયો અને બંને સામે જોઈને બોલ્યો: "ત્યારે?"

"મહારાજકુમાર, દેવીને જોઈને અમને એમ લાગ્યું હતું કે આ સાવ નિર્દોષ અને પવિત્ર છે. મહારાજાનો જ કંઈક દ્રષ્ટિદોષ થયો હોવો જોઈએ. એટલે અમે એનો વધ નથી કર્યો...એમને છિન્ના નામના વનપ્રદેશમાં મૂકીને અમે આવતા રહ્યા હતા." સુભટે કહ્યું.

યુવરાજે તરત પ્રસન્ન સ્વરે કહ્યું: "ઓહ, તમે મારા પર મોટામાં મોટો ઉપકાર કર્યો છે."

## પ્રકરણ ૧૩ મું : : દર્દનો અગ્નિ !

મહારાજાએ કનકવતીને હદપાર કરી...પોતાની થયેલી ભૂલનો ભારે પસ્તાવો કર્યો...પરંતુ એથી પુત્રની ચિંતા જરાયે હળવી ન થઈ.

બીજે જ દિવસે બસો સૈનિકો સાથે બંને સુભટોને જ્યાં મલયસુંદરીને જીવતી છોડી હતી, ત્યાં તપાસ અર્થે રવાના કર્યા.

મહાબલના કહેવા મુજબ મહારાજાએ ચંદ્રાવતી નગરીમાં પણ તપાસ કરવા માણસો રવાના કર્યા. કારણ કે, કદાચ મલયસુંદરી તે તરફ ગઈ હોય! અથવા મહારાજા વીરધવલ પણ પોતાના માણસો દ્વારા તપાસ કરાવે.

આમ ને આમ છ દિવસ ચાલ્યા ગયા. બંને સુભટો વનપ્રદેશ ખૂંદીને પાછા આવ્યા. મલયસુંદરીના કાંઈ વાવડ મળી શક્યા નહિ.

મલયસુંદરી તાપસમુનિની કુટિરમા હતાં, પરંતુ એ સ્થળ એવું હતું કે સહેજે નજરે ચડે તેવું નહોતું.

બંને સુભટોએ આવીને કહ્યું: "રાજેશ્વર, અમે આખું વન ખૂંદી વળ્યાં પરંતુ ક્યાંય યુવરાજશ્રી દેખાયા નહિ."

મહાબલે નિરાશ હૈયે પ્રશ્ન કર્યો: "કોઈ હિંસક પ્રાણીનો ભોગ બન્યાં હોય એવું કોઈ ચિહ્ન દેખાયું હતું?"

"ના મહારાજકુમાર, એવું કોઈ ચિહ્ન દેખાયું નહોતું. સંભવ છે કે તેઓ ક્યાંક ચાલ્યાં ગયાં હોય!'

મહારાજાએ કહ્યું : " એ વનમાં કોઈ પલ્લી છે ? "

" હા મહારાજ...ત્રણ પલ્લી છે અને અમે ત્યાં પણ તપાસ કરી હતી. "

યુવરાજના હૈયામાં પ્રગટેલી આશા નષ્ટ થઈ ગઈ...તે ઊઠીને પોતાના શયનખંડમાં ચાલ્યો ગયો.

એક પવિત્ર નારીને થયેલા અન્યાયથી તેના ચિત્તમાં ભારે વેદના જાગી હતી . સાથોસાથ સર્વશ્રેષ્ઠ પ્રિયતમાનો વિયોગ પણ હૈયાને બાળી રહ્યો હતો. સગર્ભાવસ્થાના અંતિમ દિવસો હતા...કોઈપણ દિવસ આવું સંકટ કલ્પનામાં યે આવ્યું નહોતું...આવા નિર્જન વનપ્રદેશમાં તે કોઈપણ સંયોગોમાં જિવિત રહી શકે જ નહિ.કોઈ સિંહ, વાઘ, કે એવા પ્રાણીએ એના પ્રાણ લીધા હશે...

આવા વિચારોમાં ને વિચારોમા તે ભારે દર્દ અનુભવવા માંડયો. તેના હૈયામાં સહજીવનના અનેક આનંદ ભર્યાં સ્મરણો ઉભરાવા માંડયાં. એક એક સ્મરણ અને પ્રિયાની એકાએક સ્મૃતિ એના અંતરને ભેદવા માંડી.

ભોજનનો સમય થયો. એક પરિચારિકા બોલાવવા આવી. યુવરાજે મસ્તક હલાવીને ભોજનની ના પાડી. મહાબલના મનમા એક જ વસ્તુ સ્થિર બની ગઈ હતી કે...સથવારો છૂટી ગયા પછી જીવવાનો કોઈ અર્થ નથી . અને જીવવું પણ કોના માટે ? જે બાળક અને જે પત્ની માટે જીવવાનું જરૂરી હતું તે તો છે નહિ...અને આ રીતે વેદનાની આંધી વચ્ચે પડયા રહીને જીવવાનો અર્થ પણ શુ ?

ડાહ્યા, ધર્મિષ્ઠ અને સુશીલ માણસોને પણ મોહ ઘણીવાર ભાન ભૂલાવી દે છે. મહાબલ કોઈપણ ઉપાયે પ્રિયતમા વગર જીવી શકાય એમ માની શકતો નહોતો.

તેણે ભોજન બંધ કર્યું અને પોતાના ખંડમાં યોગીની માફક ધ્યાનમગ્ન બનીને બેસી રહેવાનું જ પસંદ કર્યું .

પુત્રની આ પરિસ્થિતિ જોઈને માતપિતા પણ ભારે દુઃખ અનુભવવા માંડયા. મહારાજા સુરપાળ દુઃખી પુત્ર પાસે જઈને આગ્રહપૂર્વક કશું કહી પણ નહોતા શકતા ..કારણ કે તેઓ માનતા હતા કે મારા જ અવિચારનું આ પરિણામ છે.

આમને આમ બીજા બે દિવસ વીતી ગયા. રાજના મંત્રીઓ, પંડિતો વગેરેએ યુવરાજને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો...પરંતુ યુવરાજ સહુની સામે મૌન જ રહેતો.

ત્રીજે દિવસે યુવરાજના શયનગૃહમાં માતાપિતા અને અન્ય મંત્રીઓ બેઠા હતા. મહારાજકુમારની આ દશા જોઈને સહુનાં ચિત્ત ભારે ચિંતિત થઈ ગયાં હતાં...કોઈને ઉપાય સૂઝતો નહોતો અને યુવરાણી અંગેના કંઈ પણ સમાચારો આવતા ન હતા.

માતાએ પુત્રનાં મસ્તક પર હાથ મૂકીને કહ્યું : " બેટા, તું આ રીતે અન્નજળ વગર રહીશ તો અમારું શું થશે ? " આ રાજ્યનું શું થશે ? આપણા મહાન વંશનું શું થશે ? "

યુવરાજ કશું બોલ્યો નહિ, માત્ર તેની આંખો સજળ બની ગઈ.

બરાબર આ સમયે મહામંત્રી સુનિદત્ત ખંડમાં દાખલ થયા... તેની પાછળ એક વૃદ્ધ પુરૂષ હતો. મહામંત્રીએ મહારાજા સામે જોઈને કહ્યું: " મહારાજ, દક્ષિણ ભારતના પ્રખ્યાત નિમિત્તક આચાર્ય નેમીચરણ પધાર્યા છે..."

મહારાજ સુરપાળ તરત ઊભા થઈ ગયા.. અન્ય સહુ પણ ઊભા થઈ ગયા અને આચાર્ય નેમીચરણને આદર સહિત બેસાડયા.

મહામંત્રીએ કહ્યું : " મહારાજ, હું આ જિનમંદિરે ગયો હતો... ત્યાં જ આ મહાપુરૂષનો ભેટો થઈ ગયો. હું એમને ત્યાંથી જ મારી સાથે લેતો આવ્યો છું. "

મહારાજાએ આચાર્ય સામે બે હાથ જોડી કહ્યું : " મહાત્મન, આપ આ નગરીમાં ક્યારે પધાર્યા છો ?"

" ગઈ કાલે જ એક શ્રેષ્ઠિના કાર્ય અર્થે આવ્યો હતો..." વૃદ્ધ નિમિત્તકે કહ્યું.

મહાદેવીએ આચાર્ય સામે જોઈને કહ્યું : " આચાર્ય દેવ, અમે ભારે દર્દ અનુભવી રહ્યા છીએ. ખરેખર આપ અમારા પુણ્યપ્રયોગે જ પધાર્યા છો."

આચાર્યે મહાદેવી પદ્માવતીને આશીર્વાદ આપ્યા.

બે દિવસ અન્ન જળ વગરના ગયા હોવાથી મહાબલનો ચહેરો શુષ્ક બની ગયો હતો. મહાબલે આચાર્યને નમસ્કાર કરી કહ્યુ : " આચાર્યદેવ, આપની કીર્તિ મેં સાંભળી છે, પરંતુ આપના દર્શનનો યોગ આજે જ પ્રાપ્ત થાય છે. આપ કૃપા કરીને મારા એક પ્રશ્નનું સમાધાન કરી આપો."

આચાર્ય નેમીચરણે કહ્યું : " કુમારશ્રી આપનો પ્રશ્ન આપ મનમાં જ ચિંતવી રાખજો પરંતુ એ પહેલાં મારી વિદ્યાની ખાત્રી કરવા આપ મનમાં બીજો કોઈ પ્રશ્ન ઊભો કરશો નહિ."

વૃદ્ધ નિમિત્તક સામે મહાબલ જોઈ રહ્યો.

વૃદ્ધ નિમિત્તકે પોતાની થેલીમાંથી એક પાટી કાઢી અને તેના પર અંક મૂકી દાંતના પાસા વડે કંઈક ગણિત કર્યું...ત્યાર પછી કહ્યું : " કુમારશ્રી, આપે છેલ્લો પ્રશ્ન જે ધાર્યો છે તે આપના ગળામાં શોભતી મુક્તામાળામાં કેટલા મોતી છે, એ અંગેનો છે. આપના ગળામા રહેલી મુક્તામાળામાં એકસો એકોતેર મોતી છે."

આવી ગણતરી તો કોઈએ કરીજ નહોતી. મહાબલે મુક્તા માલાનાં મોતી ગણ્યા અને કહ્યું : "બરાબર છે, મહાત્મન !"

"હવે આપના હૃદયને પીડા આપી રહેલા મુખ્ય પ્રશ્ન અંગે

કહીશ." આમ કહી વૃદ્ધ નિમિત્તકે પુન.પાસાનું ગણિત કર્યું અને પાટી પર કંઈક અંક મૂકી કહ્યું: "કુમારશ્રી, આપનો મુખ્ય પ્રશ્ન છે આપના પત્ની જિવિત છે કે નહિ?"

"બરાબર છે...આચાર્ય દેવ, મને મારા આ પ્રશ્નનો ઉત્તર આપો...અન્નજળનો ત્યાગ કર્યાને આજ ત્રીજો દિવસ છે."

નિમિત્તકે કહ્યું: "કુમારશ્રી, આપનાં પત્ની જીવે છે."

મહારાજા તરત હર્ષભર્યા સ્વરે બોલી ઊઠયા: "શું જિવિત છે?"

"હા, મહારાજ.. જિવિત છે...અને..." કહીને તેમણે ફરીવાર પાસાનું ગણિત કર્યું અને કહ્યું: "એમનું નામ સિંદરાશિનું છે..."

"હા...મારી પુત્રવધૂનું નામ મલયસુંદરી છે." મહાદેવીએ કહ્યું.

મહાબલે પ્રશ્ન કર્યો: "આચાર્યદેવ, આપે મારા હૈયામાં અમી રેડયું છે...મને કહો કે તે અત્યારે કયાં છે?"

નિમિત્તકે કહ્યું: "કુમારશ્રી, તે અત્યારે કયાં છે, શું કરે છે, વનમાં છે કે કોઈ નગરમાં છે વગેરે હું નહિ કહી શકું.. પણ એટલું અવશ્ય કહું છું કે તેઓ જિવિત છે...પ્રસવકાળ પાકવા આવ્યો છે. અને એક સુંદર પુત્રરત્નનો પ્રસવ-થશે."

આ સાંભળીને મહારાજા, મહાદેવી, મહાબલ અને અન્ય સર્વના મન પ્રફુલ્લ બની ગયાં. નિરાશાના ગાઢ અંધકારમાં આશાનું એક તેજકિરણ પ્રગટી ઊઠયું હતું. મહાબલે કહ્યું: "મહાત્મન, મારી પ્રિયતમા મને મળશે કે નહિ?"

"અવશ્ય મળશે ..કયારે તે હું નહિ કહું."

મહામંત્રીએ, મહારાજાએ અને મહાદેવીએ આ અંગે અનેક પ્રશ્નો કરવા માંડયા. પરંતુ વૃદ્ધ નિમિત્તકે આથી વિશેષ કશું ન કહ્યું.

પરંતુ દુકાળના ઓળા દેખાતા હોય અને થોડો પણ વરસાદ વરસી જાય એટલે માનવીના હૈયાને નિરાંત વળે છે...એજ રીતે આટલા ભાવિથી પણ સહુને નિરાંત થઈ.

મહારાજાએ નિમિત્તકને સારો એવો પુરસ્કાર આપ્યો અને વૃદ્ધ નેમીચરણ સૌને આશીર્વાદ આપી વિદાય થયા

માતાપિતાએ મહાબલને ભોજન કરાવ્યું...ત્યાર પછી માતા પિતાએ પણ ભોજન કર્યું.

મહાબલના હૃદયમાં એક વાતનો સંતોષ થયો કે મલય ગમે તે સ્થળે જિવિત છે અને થોડા જ દિવસોમાં માતા થવાની છે, પણ આ રીતે તે ક્યાં હશે ? એને પ્રાપ્ત કરવા માટે કયો માર્ગ ગ્રહણ કરવો ? કયે સ્થળે માણસો મોકલવા ? જ્યાં જ્યાં માણસો મોકલ્યા હતા ત્યાં ત્યાંથી જે સમાચારો પ્રાપ્ત થયા હતા તે નિરાશાજનક જ હતા તો પછી મલય હશે ક્યાં ?

તેના મનમાં એમ પણ થયું કે પત્નીને શોધવા અર્થે સારે જ નીકળી જવુ જોઈએ પરંતુ મુશ્કેલી એ હતી કે માતાપિતા કોઈપણ સંયોગોમાં રજા આપે એમ હતા જ નહિ, અને આ રીતે રાજ-મહેલમાં બેસી રહેવુ પણ ગમે તેમ નહોતું પ્રિયતમા કઈ હાલતમાં હશે, કોના આશ્રયે હશે, અને કઈ પરિસ્થિતિમાં હશે એની કલ્પના આવી શકતી નહોતી

સંધ્યા પછી તે પોતાના શયનખંડમાં આવ્યો ત્યારે પણ આના આ વિચારે તેને સતાવી રહ્યા હતા.

ઓરડાના બારણાં અંદરથી બંધ કરી તેણે નીચે મુજબ એક પત્ર લખ્યો :

" પરમ પૂજ્ય માતાજી તથા પૂજ્ય પિતાશ્રી, આપના પુત્ર મહાબલના ભાવભર્યાં પ્રણામ સ્વીકારશો. અહીં રાજભવનમાં

મલયસુંદરી વગર મારાથી એક પણ રહી શકાય એમ નથી. કારણકે મારું હૃદય મેં તેને અર્પણ કર્યું છે અને તેના પર થયેલા અન્યાયની વાત મારા ચિત્તને ભારે વ્યથા આપી રહી છે. આ સંયોગો જોતાં મારું કર્તવ્ય પોકારે છે કે મારે મલયને શોધવા માટે જવું જોઈએ. આ સાથે બીજો વિચાર એ પણ આવે છે કે આપ બંને મારા માટે મહાન ઉપકારી છો...મારા પ્રત્યે આપની મમતા પણ અપાર છે અને મારા જેવો એક જુવાન પુત્ર આપની સેવામાં રહે એ ભાવના પણ આપે સેવી હોય તે યોગ્ય છે. આમ છતાં મલયનો પ્રશ્ન એવો ઊભો થયો છે કે એક પાતે તરીકે પણ મારે કંઈક કરી છૂટવું જોઈએ...એટલું જ નહિ પણ એને થયેલા અન્યાયનું મારે કંઈક પ્રાયશ્ચિત કરવું જોઈએ.

"આ વિચાર મને વધારે કર્તવ્યપૂર્ણ લાગે છે અને હું આપ સમા પ્રેમાળ માતા–પિતાના હૈયાને દુઃખ લગાડવાના હેતુથી નહિ, માગ કર્તવ્યના હેતુથી મલયને શોધવા માટે આજ રાતે જ નકળી જાઉં છું.

"આપ મનમાં અન્ય કોઈ પણ પ્રકારનો સંશય લાવશો નહિ. હું ગમે તે ઉપાયે અને ગમે તેટલી મુસીબતો સહન કરીને પણ મલયને શોધી કાઢીશ. અને મલયને લઈને જ આપના ચરણ કમળમાં મસ્તક નમાવવા આવી પહોંચીશ.

"મારો આ પ્રવાસ કઈ દિશામાં હશે, કેટલો લાંબો હશે કે કયા સ્વર્ગ ચાલશે તે હું કહી શકતો નથી. પરંતુ નિમિત્તક મહારાજના કહેવા પ્રમાણે મલય જિવિત છે એટલે મને શ્રદ્ધા છે કે હું એને અવશ્ય શોધી કાઢીશ.

"આપ બંને મારા આરાધ્ય છો...મારા વિયોગને સહી લેજો.. કારણ કે કર્તવ્ય ઘણીવાર ભાવના કરતાં મહાન હોય છે! મને એ પણ વિશ્વાસ છે કે આપ બંનેના આશીર્વાદ પળેપળે મારું રક્ષણ કરતા જ રહેશે. જે સમયે પુત્રે માતાપિતાની સેવા કરવી જોઈએ તે સમયે પુત્ર

માતાપિતાનો ત્યાગ કરીને ચાલ્યો જાય એ ભારે દુઃખદ ઘટના છે... પરંતુ હું આપના પ્રત્યેના કોઈ દુખથી જતો નથી...કેવળ મારા કર્તવ્યનું પાલન કરવા જઉં છું અને એમાં જ મારી શોભા છે. આપ સમા મહાન માતાપિતાનો પુત્ર કર્તવ્ય આગળ લાચાર બનીને ઘરમા બેસી રહે એ ઓછી શરમની વાત ન લેખાય, આમ માનીને આપ જરાયે દુખ ન કરશો...પણ પ્રસન્ન ચિત્તથી મને આશીર્વાદ આપતા જ રહેજો. વિદાય લેતી વખતે હું આપ બનેના ચરણ કમળનુ ધ્યાન કરી ભાવવંદના જણાવું છું."

આ રીતે પત્ર લખીને મહાબલનુ ચિત્ત કંઈક ઉત્સાહી બન્યું. તેણે પોતાની તલવાર ધારણ કરી પોતાના કેટલાંક અલંકારો ધારણ કર્યા કેટલીક દિવ્ય ગુટિકાઓ, અંજન, તિલક વગેરે પણ સાથે લીધા અને બરાબર મધ્ય રાત્રિએ કોઈને ખબર ન પડે તે રીતે અશ્વશાળામાંથી એક અશ્વ લઈને ચાલ્યો ગયો...અને બારોબારના માર્ગેથી નગરીનો ત્યાગ કરીને આગળ વધવા લાગ્યો.

સૂર્યોદય થઈ ગયો હોવા છતાં યુવરાજશ્રી શયનગૃહમાંથી બહાર નથી આવ્યા...શું હજી સુધી સૂતા હશે? આવા પ્રશ્ન મનમાં ઉદ્ભવતા એના ખાસ પરિચારકે શયનખંડનુ દ્વાર ઉઘડાવવા ખખડાવ્યુ.. પણ તે સહેજ ધક્કો લાગતાં જ ઉઘડી ગયું. પરિચારકે આશ્ચર્યભરી નજરે શય્યા તરફ જોયુ ...શય્યા સાવ સૂની હતી...શય્યા પર એક તાલપત્ર પડયુ હતુ ... પરિચારક ચારે તરફ નજર ફેરતો શય્યા પાસે પહોંચ્યો અને વાળેલું તાલપત્ર ઊઠાવ્યું. ઉપર લખ્યું હતું, પૂજ્ય માતા પિતાના કરકમળમાં.

પરિચારક એમને એમ તાલપત્ર જ્યાં હતુ ત્યાં મૂકીને બહાર નીકળી ગયો અને સીધો મહારાજા પાસે પહોચ્યો.

પરિચારકની વાત સાંભળીને મહારાજા અને મહાદેવી બને યુવરાજના મહેલમાં ગયા.

મહારાજાએ તાડ્રપત્ર ખોલીને વાંચ્યું...રાણીને પણ સંભળાવ્યું.

માતા તો ધ્રુસકે ધ્રુસકે રડવા માંડી.

મહારાજાનાં નયનો પણ સજળ બની ગયાં.

મહારાજાએ પત્નીને શાંત કરી. મહાપ્રતિહારને બોલાવ્યો અને યુવરાજ ક્યારે કોને કહીને ગયા અને કયે રસ્તેથી ગયા તે તપાસ કરવા જણાવ્યું.

ભારે વેદના સહન કરતાં માતાપિતા મુખ્ય ભવનમાં આવ્યા. અને મહારાજથી બોલાઈ જવાયું : "પ્રિયે, મારા હાથે થયેલા અવિચારનું જ આ ફળ છે. મને લાગે છે કે મહાબલ મલયને શોધીને આવ્યા વગર પાછો નહિ ફરે.'

મહાપ્રતિહારે આવીને મહારાજાને જણાવ્યું : "કૃપાવતાર, રાજભવનમાંથી યુવરાજ ક્યારે ચાલ્યા ગયા તે કોઈ જાણી શક્યું નથી. તેઓ એક અશ્વ લઈને ચાલ્યા ગયા છે."

મહારાજાએ પુત્ર અને પુત્રવધૂની શોધ માટે ચારે તરફ માણસો રવાના કરવાની આજ્ઞા કરી.

એકનો એક પુત્ર આ રીતે ચાલ્યો જાય એ માબાપને મન ભારે દર્દભર્યો પ્રસંગ હોય છે

પુત્રવધૂને અન્યાય કર્યાનું દર્દ હૈયામાં અગ્નિ માફક પીડી રહ્યું હતું, ત્યા આ પુત્રની વિદાયનું દર્દ આવી પડયું.

ગઈકાલે નિમિત્તકના આગમનથી એક આશા બંધાણી હતી અને પુત્રે ભોજન કર્યું હતું. આજ પુત્ર પોતે જ ચાલ્યો ગયો.

ખરેખર કર્મની વક્રગતિનો પાર કોઈ પામી શકતુ નથી.

આ સમાચાર થોડી જ વારમાં નગરીમા પ્રસરી ગયા.

## પ્રકરણ ૧૪ મું : : પુત્ર જન્મ !

વિરાટ વનના એક ભાગ તરફ આવેલા તાપસમુનિના આશ્રમમાં આશ્રય પામ્યાને મલયસુંદરીને અગિયાર દિવસ થઈ ગયા.

વૃદ્ધ તાપસમુનિના ઉપદેશથી અને મહામંગલકારી નવકારમંત્રના સ્મરણના પ્રભાવથી મલય સ્વસ્થ બની ગઈ હતી. તેના ચિત્તમાં મહારાજાએ કરેલા અન્યાય અંગેનો કોઈ રોષ રહ્યો જ નહોતો. કારણ કે પોતા પર જે કંઈ બનતું તે પોતાનાજ કોઈ પૂર્વકર્મોનું પરિણામ હતું એમ તે શ્રદ્ધાપૂર્વક માનતી હતી. જે લોકો નિમિત્ત પ્રત્યે રોષ કરે છે અથવા વેર બાંધે છે, તે લોકો જીવનમાં શાંતિ અને સ્વસ્થતા મેળવી શકતા નથી. એટલું જ નહિ પણ નવા કર્મ બાંધતા રહે છે. મલયસુંદરીને જૈન દર્શનના સર્વોત્તમ સંસ્કાર મળ્યા હતા એટલે તે અન્ય કોઈ નિમિત્ત પ્રત્યે રોષ કરવા ટેવાયેલી જ નહોતી. આમ છતાં તે પોતાના પ્રિયતમ મહાબલને જરાય ભૂલી શકી નહોતી તેઓ પલ્લીપતિ પર વિજય મેળવીને આવી ગયા હશે અને ભવનને સૂનું જોઈને એમના ચિત્તની વ્યાકુળતા કેટલી વધી ગઈ હશે.. એ કલ્પના આવતાં જ મલયનાં નયનો સજળ બની જતાં .

આજ આ આશ્રમમાં આવ્યાને બારમો દિવસ હતો અને દિવસના પ્રથમ પ્રહર પછી વૃદ્ધ મુનિ કંઈક કામે બહાર નીકળી ગયા હતા અને મધ્યાહ્ન સમયે આવવાનું કહી ગયા હતા.

આશ્રમના નાના ઉપવનમાં અન્ય કોઈ મનુષ્ય પ્રાણી ન હોવા છતાં ભયનું કારણ નહોતું એ વાતની મલયને ખાત્રી થઈ હતી... અને આજ તેના દેહમાં કંઈક અકળામણ પણ થતી હતી. મલય સમજતી હતી કે આ અકળામણ પ્રસવકાળ નજીક આવતો હોવાની છે...પરંતુ તેને એક વિચાર ભારે પીડી રહ્યો હતો આ આશ્રમમાં કોઈ સ્ત્રી નથી...પ્રસવકાળે સૂતિકર્મ કોણ કરશે ? પ્રસવ વખતે પોતે મૃત્યુ પામશે તો બાળકનું અને પતિનું શું થશે? પતિના હૃદયમાં બાળકને નિહાળવાની તીવ્ર ભાવના હતી તે પતિ હવે કોઈવાર મળી શકશે કે નહિ ? અથવા પોતાના પ્રિય બાળકને ઓળખી શકશે કે નહિ ?

આવા અનેક વિચારો કરતી મલયસુંદરી ઝૂંપડીના ઉંબરામાં બેઠી હતી અને તેના નયનો આવા વિચારોના કારણે સજળ બની ગયાં હતાં.

મધ્યાહ્નકાળ વીતી ગયો હતો. મલય વારંવાર ઉપવનના ઝાંપા તરફ નજર કર્યા કરતી, પરંતુ વૃદ્ધ મુનિ દેખાતા નહોતા.

આમ વાટ જોતાં જોતાં અને વિચારો વચ્ચે અથડાતાં અથડાતાં દિવસનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો. તે ઘણા સમયથી ઉંબરા વચ્ચે બેસી રહી હોવાથી અકડાઈ ગઈ હતી ..તે ઊભી થઈ અને શરીર છૂટું પડે એ આશાએ ઉપવનના એક ભાગ તરફ અગ્રસર થઈ...ત્યાં તેની નજર ઝાંપા તરફ ગઈ અને જોતા જ તેનું વ્યાકુળ ચિત્ત શાંત થઈ ગયું.

વૃદ્ધ તાપસ આવતા હતા. તેની પાછળ કોઈ ગામડિયણ જેવી વૃદ્ધ ડોશી હતી. ડોશીના માથાપર સૂંડલો હતો.

આટલા દિવસે આજ મલય એક ત્રીજા માનવીનું મોઢું જોઈ શકી. તે સ્થિર નજરે જોતી ઊભી રહી ..ત્યાં તો વૃદ્ધ તાપસે નજીક

આવતાં જ કહ્યું : " કેમ પુત્રી, અકળામણ તો નહોતી થતીને ? બેટી, મે તને કહ્યું હતુ કે આપણા આશ્રમમાં કોઈ આવી શકતુ નથી. હિંસક પ્રાણીઓ પણ આ ઉપવનમાં આવતાં નથી...કંઈ ભય જેવુ તો નહોતું ને ? "

મલયે આછા હાસ્ય સહિત કહ્યું " આપ મધ્યાહ્ન સમયે આવવાના હતા અને અત્યાર સુધી ન આવ્યા એટલે જરા ચિંતા થતી હતી. આ ડોશીમાં ક્યાંથી મળ્યાં ? "

ડોશી પણ મલય સામે ઊભી રહી ગઈ હતી. તાપસમુનિએ કહ્યું:- " તારો પ્રસૂતકાળ નજીક છે એમ મને આજે સવારે જ લાગ્યું હતુ એટલે પાંચ કોસ દૂરના એક પલ્લીમાંથી આ જાણકાર બાઈને લઈ આવ્યો છુ."

મલયે ડોશીમા સામે જોઈને પૂછયું: "માજી, આપનું નામ ? "

ડોશીએ કહ્યું " મારુ નામ ગોદા."

" ગોદામા, આવો સામેની ઝૂંપડીમાં." મલયે કહ્યું. ત્યાર પછી મુનિ સામે જોઈને કહ્યું " મહાત્મન, આપે દસકોસનો પથ કર્યો છે...મારા ખાતર આપને ભારે કષ્ટ સહવું પડયું છે...હું આપના ઉપકારનો બદલો કયે ભવ વાળી શકીશ ? હવે આપ વિશ્રામ કરો."

મુનિએ હસતાં હસતાં કહ્યું: "મલય સાધુ કેવળ કર્તવ્ય બજાવે છે. ઉપકારનો બદલો મનમાં પણ ઈચ્છતા નથી...તું મારા શ્રમની ચિંતા કરીશ નહિ. આમ તો મારે રોજ વીસ કોસ ચાલવાનુ જ હોય છે...આ તો તું અહીં છે એટલે હુ ક્યાંય જતો નથી."

ત્રણેય કુટિરમા ગયા.

તાપસમુનિની ઝોળીમાં કેટલાંક ઉત્તમ ફળો હતાં અને કેટલીક વનસ્પતિનાં મૂળિયાં હતાં. તેઓએ ઝોળીમાંનાં દ્રવ્યો એક ટોપલામાં ઠાલવતાં કહ્યું: " આ ફળ તારા માટે છે...બે ફળ ખાઈશ એટલે

પૂર્ણ તૃપ્તિ મળી જશે અને ઉત્તમ બળ પ્રાપ્ત થશે. અત્યારે આ ફળોનું જ સેવન કરજે. બીજા મૂળિયાં વગેરે છે તે તારા માટેનાં ઔષધો છે ...પ્રસૂતિ વખતે કંઈપણ ઉપાધિ થાય તો હરકત ન આવે."

સૂર્યાસ્ત પહેલાં જ મલયે બે ફળ ખાધાં. એનો સ્વાદ એટલો મધુર હતો કે ન પૂછો વાત. આવાં ફળ તેણે જીવનમાં કદી ચાખ્યાં નહોતાં.

ગોદા ડોશીએ પણ બે ફળ ખાધાં.

તાપસમુનિને આજ ઉપવાસ હોવાથી તેઓએ કશું ન લીધું.

રાત પડી.

ગોદા ડોશીએ પોતાના સૂંડલામાંથી તેલની એક કુપી, અમુક પ્રકારનાં ઓજાર, બેચાર મૂળિયાં વગેરે દ્રવ્યો કાઢીને એક તરફ મૂકયાં.

અહીં દીપમાલિકાનું કોઈ સાધન નહોતું, પરંતુ વૃદ્ધમુનિએ આપેલ લાકડીના બળવાથી આછો પ્રકાશ રહેતો હતો અને એ પ્રકાશથી મલય પણ ટેવાઈ ગઈ હતી.

ગોદા ડોશીએ મલયને એક શય્યા પર...જે ઘાસની જ બનાવેલી હતી તેના પર-સુવાડીને પોતાની રીતે કંઈક તપાસ કરી. ત્યાર પછી તે બાજુની કુટિરમાં તાપસમુનિ પાસે ગઈ. અને બોલી: "મુનિબાબા બેનબાના ગર્ભને કોઈ વાંધો નથી.. અને મને લાગે છે કે પાછલી રાતે અથવા સવારે પ્રસવ થશે .. પરંતુ આપ એક વસ્તુ ભૂલી ગયા લાગો છો ? '

" કઈ વસ્તુ ! "

"બેનબા પાસે બીજાં કોઈ વધારાનાં વસ્ત્રો તો છે નહિ."

તાપસમુનિ આછું હસ્યા ને બોલ્યા: " ગોદા, મુનિના આશ્રમમાં તો એ બધું કયાંથી હોય ? પણ તું ચિંતા કરીશ નહિ. જો સામેના ખૂણામાં એક પોટલી પડી છે...આમાં ત્રણ ચાર જોડ કપડાં છે."

ગોદાએ તરત તે પોટલી લઈ લીધી...ખોલીને જોયું તો ઉત્તમ પ્રકારના કાપોસ વસ્ત્રોની ત્રણ જોડી હતી. નવજાત શિશુને ઢાંકવા માટે પણ બેત્રણ ટુકડાઓ હતા. આ જોઈને આશ્ચર્ય પામતી ગોદાએ કહ્યું : "મુનિબાબા, આ વસ્ત્રો ક્યાંથી આવ્યાં ?"

"ત્રણચાર દિવસ પહેલાં જ હું દત્તને મળ્યો હતો અને આ વસ્ત્રો તેણે મને લાવી આપ્યાં હતાં." મુનિએ કહ્યું.

વસ્ત્રોની પોટલી લઈને ગોદા મલય પાસે આવી. તેણે પણ ત્યાં જ એક ઘાસની સાદડી બિછાવી.

ગોદાનું અનુમાન સાચું પડ્યું. પાછલી રાતે જ મલયને અકળામણ થવા માડી અને વેણ આવવા માંડી.

ગોદાએ મુનિબાબાને વાત કરી. મુનિબાબાએ એક મૂળિયું આપતાં કહ્યું : "ગોદા, આ મૂળિયું મલયની કમ્મરે બાંધી દેજે... પણ તને એમ લાગે કે બહુ પીડા થાય છે તો બાંધજે."

સવાર પડ્યું...સૂર્યોદય થયો અને મલયની પીડા કંઈક વધવા માંડી. ગોદાએ તરત મુનિબાબાએ આપેલું મૂળિયું મલયની કેડએ બાંધી દીધું.

અને વળતી જ પળે ઓષધિના પ્રભાવિક ગુણના લીધે મલયને સુખપૂર્વક પ્રસૂતિ થઈ ગઈ.. સૂર્યસમા એક તેજસ્વી પુત્ર રત્નનો જન્મ થયો.

બાળકનુ પહેલુ રૂદન જાણે સમગ્ર ઉપવનમાં કલ્લોલની લહર સમું રમવા માંડ્યુ.

મુનિબાબા પર્ણકુટીરની બહાર ઊભા હતા.

ગોદાએ વિધિપૂર્વક સૂતિકર્મ કરી, બહાર આવી મુનિબાબાને હર્ષભર્યા સ્વરે કહ્યું. "બાબા, બેનબાને મણિ જેવો તેજસ્વી દીકરો અવતર્યો છે ..!"

મુનિબાબાએ આકાશ તરફ નજર કરી...ત્યાર પછી મનમાં નવકારનું સ્મરણ કરી ગોદા તરફ જોઈને કહ્યું : "ગોદા, તને હમેશા યશ જ મળ્યો છે હવે સઘળુ તારે જ સંભાળવાનુ છે."

ગોદા નમસ્કાર કરીને કુટિરમાં ચાલી ગઈ.

અને વાતવાતમાં વીસ દિવસ વીતી ગયા ગોદા ડોશીની કાળજીથી મલય અને તેનો પુત્ર સ્વસ્થ રહ્યાં. મુનિબાબાએ પણ અમુક વનસ્પતિક ઔષધો આપીને મલયની પ્રસૂતાવસ્થાને સુખરૂપ બનાવી દીધી.

વીસમે દિવસે તો મલય કુટિરની બહાર નીકળી ..સુંદર અને સોહામણા પુત્રને જોઈને માતાનું હૃદય બધી વેદના વીસરી ગયું. પોતે એક મહાન રાજાની પુત્રી છે, એક મહાન રાજકુળની પુત્રવધૂ છે અને એક વીર પુરૂષની પત્ની છે એ વાત તેણે કદી વિચારી પણ નહિ...બસ પોતે એક દેવ દીધા પુત્રની માતા છે એ જ ભાવના તેના હૈયાને પ્રસન્ન રાખી રહી હતી. બાળકની ચમકદાર આંખો, નીરોગી અને ઉજ્જવળ કાયા, આકર્ષક વદન, કમળ જેવા હાથ પગ, નાની સુંદર આંગળિયો, નમણું નાક...આ બધુ જોઈને મલય સઘળુ વીસરી જતી અને જ્યારે બાળક ધાવતું ત્યારે તો મલયનું સમગ્ર ચિત્ત પુત્રમાં જ ઓતપ્રોત થઈ જતું. મલયને એમ તો થતુ કે જે આ બાળકનો જન્મ રાજભવનમા થયો હોત તો સમગ્ર નગરીમાં આનંદોત્સવની લહર નાચતી હોત મહારાજા સુરપાળ અને દેવી પદ્માવતી ભારે હર્ષિત બની ગયા હોત ..અને એ બધા કરતાં પુત્રના પિતાનો આનંદ તો અકથ્ય હોત !

પરંતુ ભાગ્યનું ચક્ર માનવીના સ્વપ્નને ઘણીવાર પીંખી નાખે છે મલયનુ સ્વપ્ન પણ પીંખાઈ ગયુ હતુ ...છતા એ પીંખાયેલા સ્વપ્નની માધુરી બનીને પુત્ર એના ખોળામાં રમતો હતો . એજ એને માટે પુણ્યબળનું પરિણામ હતું.

મલયને એકવાર એ વિચાર પણ આવેલો કે મુનિબાબાની સહાય લઈને ચાલીસ દિવસ વીતી જાય એટલે પૃથ્વીસ્થાનપુર જવુ ...પણ આ વિચાર બીજી જ પળે મનમાંથી ખસી ગયો હતો. ત્યાં જઈને કરવું શુ ! પૂજ્ય સસરાએ આ સ્થિતિમાં વધની આજ્ઞા કરી હતી તે સસરા પાસે જવુ કઈ રીતે ? ના...ના ..એ કરતાં તો આ નિર્જન વનમાં જ બાળકને મોટું કરવું એ જ ઉત્તમ છે।

નારીના હૈયામાં જેમ પ્રેમ અને વાત્સલ્યનો અખૂટ ભંડાર હોય છે તેમ અભિમાનનો પણ ભાવ ભરેલો હોય છે। આ સ્વભાવગત અભિમાન પૃથ્વીસ્થાનપુર તરફ કેવી રીતે પગલાં માંડવા દે ?

આ નિર્જન વનમાં રહેવામાં પણ એક મુશ્કેલી સામે ઊભી થઈ હતી. મુનિબાબા સમા સર્વત્યાગી સંતના આશ્રમમાં એક બોજો બનીને રહેવું અને મુનિબાબાની આરાધનામાં વિક્ષેપ પાડવો એ કોઈ દ્રષ્ટિએ ઉચિત ગણાય નહિ. વળી વયોવૃદ્ધ મુનિબાબા ક્યારે દેહત્યાગ કરે એ પણ કલ્પી શકાય નહિ.. જ્યારે મારી સામે તો હજુ યૌવનનો પ્રારંભ કાળ છે.. આવા વનપ્રદેશમાં પુત્રને મોટો કરવા જતાં એના શિક્ષણનો પ્રશ્ન અધૂરો રહી જાય...એને એના રાજવંશનું કદી જ્ઞાન પણ ન થાય...ના એ કરતાં ..

દરેક સ્ત્રીને પિયર એ ન ભૂલાય એવો વિસામો છે. મલયને થયુ કે સવા મહિનાનો પ્રસૂતકાળ પૂરો થયા પછી મુનિબાબાની સહાય લઈને પિતાને ઘેર જવું એજ ઉત્તમ છે.

ઘણા મનોમથન પછી આ વિચાર મલયના ચિત્તમાં સ્થિર થઈ ગયો મલયને એ ખબર નહોતી કે એનો સ્વામી મહાબલ રાજસુખનો ત્યાગ કરીને પત્નીને શોધવા નીકળી પડયો છે।

મહાબલ રાજભુવન અને નગરીનો ત્યાગ કરીને સીધો આ વન પ્રદેશમાં જ આવ્યો હતો. આઠ આઠ દિવસ પર્યંત તેણે આ

વનમાં ચારે તરફ તપાસ કરી હતી...પરંતુ મલયનું કોઇ નિશાન પ્રાપ્ત થયું નહોતું. આ વન જોયા તેને એમ જ થયું હતું કે આ નિર્જન વન પ્રદેશમાં છોડાયેલી મલય કોઈપણ સંયોગોમાં જિવિત દશામાં બહાર નીકળે જ નહિ. વનનાં હિંસક પ્રાણીઓ એને જીવતી છોડે જ નહિ, પરંતુ નિમિત્તકની યાદ આવતા તેનામાં આશા પ્રગટી હતી અને તે વનમાં ભૂખ તરસ વેઠીને પણ ભમી રહ્યો હતો.

બન્નેના મિલન વચ્ચે કર્મરાજાનું અટ્ટહાસ્ય પડેલું હશે કે ભાગ્યમાં ભોગવવાનું અંકિત થયુ હશે ..મહાબલ આશ્રમ પાસેની સરિતાના કિનારા સુધી ગયો હોવા છતાં તે આશ્રમને જોઈ શક્યો નહોતો અને કમનસીબે અન્ય દિશા તરફ વળી ગયો હતો.

અને જ્યારે દુઃખ, વેદના ને પરિતાપ ભોગવવાનાં હોય છે ત્યારે માનવી માર્ગ પણ ભૂલી જાય છે.

આઠ આઠ દિવસના અવિરત રઝળપાટ પછી મહાબલ વન-પ્રદેશને સામે છેડે નીકળી ગયો અને બીજી કમનસીબી ઊભી થઈ કે તેનો અશ્વ એક સ્થળે પાણી પીતાં પીતા જ મૃત્યુ પામ્યો.

મહાબલને અશ્વના મૃત્યુથી ભારે દુખ થયું ..પરંતુ મલયને મેળવ્યા વગર અથવા તો એના સમાચાર જાણ્યા વગર પોતાની નગરીમાં ન જવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો.

જો તે મલયને ભૂલી ગયો હોત તો આજ તેના માતાપિતાએ તેની સામે અનેક રાજકન્યાઓ રજૂ કરી હોત, પરંતુ મહાબલના હૈયામાં મલયનુ સ્થાન અનેરૂં હતુ. તે માનતો હતો કે સંસાર સુખ પ્રાપ્ત થવાનુ હશે તો મલયથી જ થશે...અને જે પ્રિયતમાને આવો જબ્બર અન્યાય મળ્યો છે તે પ્રિયતમાને ભૂલી જઈ અન્ય નારીને જીવનમાં લાવવી તે મોટામાં મોટો અપરાધ છે.

મહાબલે વિચાર કર્યો, મલય ગમે તે ઉપાયે આ વનમાંથી નીકળી ગઈ હોવી જોઈએ અને કોઈ ગામ કે નગરમાં આશ્રય મેળવીને રહેતી હોવી જોઈએ.

આમ વિચારી તેણે મલયને શોધવા માટે પગપાળો પ્રવાસ ખેડવો શરૂ કર્યો.

આ વાતની કોઈ કલ્પના મલયને ક્યાંથી આવે ? મલયને તો એ પણ ખબર નહોતી કે સ્વામી પલ્લીપતિને હરાવીને પાછા આવી ગયા છે ! અને પાછા આવ્યા હશે તો પણ બંને સુભટોએ વધના જ સમાચાર આપ્યા હશે. આ સમાચાર સાંભળીને તેઓ ભારે વેદના વચ્ચે વલોવાતા હશે...અથવા શાંત બનીને નિષ્ક્રિય બની ગયા હશે!

મલયને વારંવાર એક પ્રતિજ્ઞાનું સ્મરણ થયા કરતું હતું.

પૃથ્વીસ્થાનપુરમાં આવ્યા પછી બંને આનંદથી રહેતાં હતાં ત્યારે એક રાત્રિએ વાતવાતમાં મહાબલે કહ્યું હતું : " પ્રિયે, આજ મેં એક પ્રતિજ્ઞા લીધી છે."

" પ્રતિજ્ઞા ? " હસીને મલયે સામો પ્રશ્ન કર્યો હતો.

" હા...આજ સવારે એક મુનિના દર્શન થયાં હતાં.. મેં એમની પાસે તારા સિવાય અન્ય કોઈ સ્ત્રીને પત્ની ન બનાવવાનું મહાવ્રત લીધું છે."

આ સાંભળીને મલય ચમકી હતી અને તેણે કહ્યું : " સ્વામી, આ ઉતાવળ શા માટે કરી ? પ્રતિજ્ઞા લેતાં પહેલાં મને પૂછવું તો હતું..."

" કેમ, આ કંઈ અનુચિત છે ? "

" કદાચ મારું મૃત્યુ થાય..."

" મલય, તું મારી પાંખ છે...પાંખ તૂટી ગયા પછી પંખી વધુ સમય જીવી શકે નહિ...અને નવી પાંખ કદી ચોડી શકાય નહિ...એવું અમંગળ કદી બનવાનું નથી...અને..."

વચ્ચે જ મલયે હસતાં હસતાં કહ્યું હતું..." કદાચ બને તો ?"

"તો તારું સ્મરણ એજ મારા જીવતરનો સહારો બને." મહાબલે પોતાનો હૃદયભાવ આ શબ્દોદ્વારા વ્યક્ત કર્યો હતો અને મલય તેને વળગી પડી હતી.

આ વાત મલયના મનમાંથી ભૂંસાઈ નહોતી...આજ વીસ વાસાનો સિંહબાળ સમો પુત્ર ખોળામાં પડ્યો હોવા છતાં સ્વામીની આ વાત તેના હૈયામાં એવીને એવી રમતી હતી અને એથી જ તેણે ચંદ્રાવતી જવાનો મનથી નિર્ણય કર્યો હતો.

## પ્રકરણ ૧૫ મું :                    : અણધારી વિપત્તિ !

એક મહિનોને દસ દિવસનો પ્રસૂતકાળ આંખના પલકારામાં પૂરો થઈ ગયો.

ડોશીમાએ સજળ નયને વિદાય લીધી. વિદાય આપતી વખતે સુંદરી તેના બંને પગમાં નમી પડી અને બોલી : "માતા, આપે મારી અને મારા બાળકની રક્ષા કરી છે...આપના ઉપકારનો બદલો હું કોઈપણ ઉપાયે વાળી શકતી નથી. ખરી રીતે નિઃસ્વાર્થ ભાવે કરેલી સેવાનો બદલો હોય જ નહિ. પરંતુ આપે મારી એક પ્રાર્થના સ્વીકારવી પડશે."

ગોદા ડોશીએ મલય સામે સજળ નયને જોયું.

મલય પાસે માત્ર એક મુદ્રિકા હતી...તે રત્નજડિત હતી... મહાબલના સ્મરણ સમી પણ હતી. મલયે તે મુદ્રિકા ડોશીને આપતાં કહ્યું : "મા, મારું આટલું સંભારણું સાચવજે."

મલયને ભાવ જોઈને ગોદા ડોશીએ જરાયે આનાકાની કર્યા વગર મુદ્રિકા લઈ લીધી અને મસ્તકે અડકાડી પોતાની ટચલી આંગળીમાં ધારણ કરી.

તાપસમુનિએ મલય સામે જોઈને કહ્યું : "મલય, મારે પણ માજીની સાથે જવું પડશે ..સંધ્યા પહેલાં હું આવી જઈશ...તું નિર્ભયતાથી રહેજે."

મલયે મસ્તક નમાવી સંમતિ દર્શાવી.

તાપસ મુનિ અને માજી વિદાય થયાં.

હજી દિવસનો પ્રથમ પ્રહર ચાલતો હતો. વાતાવરણ ઘણુ જ રમ્ય અને મનોહર હતું. મલયનો પુત્ર ઘાસની પથારીમા પડ્યો પડ્યો જાગતો હતો અને ઘૂઘવાટા કરી રહ્યો હતો.

તાપસમુનિ અને માજી આશ્રમ બહાર નીકળી ગયાં અને દૃષ્ટિ-મર્યાદાથી દૂર થયાં ત્યારે મલય કુટિરમાં આવી અને રમતાં બાળકને લઈ ઉંબર પાસે બેઠી'

એના મનમાં થતુ હતું કે.. સ્વામી ક્યારે મળશે તે ચોક્કસ નથી...પરંતુ સ્વામીની આ પ્રિય સ્મૃતિ તો અવશ્ય મારા જીવનનો આધાર બની જશે. આ પુત્રને મોટો કરવો, સંસ્કારી અને સુદૃઢ બનાવવો એ જ મારું કર્તવ્ય છે. આ કર્તવ્ય બજાવવા જતાં ગમે તેવો કપરો સમય પણ વીતી જશે.

ના ..સ્વામી જરૂર મળશે. આ અંગે મારે જ પ્રયત્ન કરવો જોઈએ. તાપસ મુનિને સઘળી વાત કરીને ચંદ્રાવતી નગરી પહોંચવું જોઈએ. ત્યાં પહોંચ્યા પછી બધું ચાલે પડી જશે...

આ રીતે વિચારમાં, નવી આશામાં અને પ્રિય પુત્રને રમાડવામાં દિવસ પૂરો થવા આવ્યો.

સૂર્ય અસ્તાચળની પાછળ છુપાઈ જાય તે પહેલાં જ તાપસમુનિ ઝૂંપામાં દાખલ થયા.

થોડીવાર પહેલાં જ પુત્ર પોઢી ગયો હતો...મલય પ્રસન્ન નજરે જોતાં જોતાં તાપસમુનિ તરફ ગઈ.

મલયને સામી આવતાં જોતાં તાપસ મુનિએ ઉલ્લાસભર્યા સ્વરે કહ્યું : "મલય, બન્ને કુશળ છો ને ?"

"હા મહાત્મન, આપની કૃપાથી અમે બંને કુશળ છીએ... જુઓ, હમણાં જ સૂર્યાસ્ત થશે...આપ થોડાં ફળ..."

"નહિ પુત્રી, હું ગોદાને ત્યાં આહાર લઈને આવ્યો છું .. અને આજ એક દિવ્ય વનસ્પતિ માર્ગમાંથી પ્રાપ્ત થઈ છે." કહી તાપસ મુનિએ ઝોળીમાંથી મધ્યમ બોર જેવડી ચાર પાંચ ગાંઠ કાઢી.

મલયે આશ્ચર્યભરી નજરે એના સામે જોઈને કહ્યું : "દિવ્ય વનસ્પતિ ?"

"હા...આ વનસ્પતિ ઘણી જ પ્રભાવશાળી છે. કેરીના રસમાં ઘસીને આ દિવ્ય વનસ્પતિનું કપાળમાં તિલક કરવામાં આવે તો તરત જ જાતિપરિવર્તન થઈ જાય છે...પરંતુ આમાં એક મુશ્કેલી છે..."

"કઈ મુશ્કેલી, મહાત્મન ?"

"આ વનસ્પતિ મારા કામની નથી...જે સ્ત્રી આનું તિલક કરે તે પુરુષ બની જાય...પરંતુ જ્યાં સુધી એના સ્વામીનાં કે પ્રિયતમનાં થૂંકથી એ તિલક ભૂસવામાં ન આવે ત્યાં સુધી એ મૂળ સ્વરૂપે આવે નહિ...એજ રીતે પુરુષ તિલક કરે તો સ્ત્રી બની જાય... એની પ્રિયતમાનાં થૂંક વડે ભૂસવામાં ન આવે તો તે પુનઃપુરુષ થાય નહિ"

તાપસ મુનિના આ શબ્દો સાંભળીને તેને પોતાના સ્વામી પાસે રહેલી ગુટિકા યાદ આવી. સાથોસાથ અલઆદ્રિ પહાડના તલ પ્રદેશોમાં પોતે પુરુષ બની ગઈ હતી અને સ્વામીએ સર્પનારૂપે તે તિલક ભૂસ્યું હતું તે વાત પણ યાદ આવી.

તાપસમુનિએ વિચારમગ્ન બનેલી મલય સામે જોઈને કહ્યું : "પુત્રી, કેમ વિચારમાં પડી ગઈ ? ખરેખર આ દિવ્ય વનસ્પતિ છે...લે, એક ગાંઠ તારી પાસે રાખ. કોઈ સમયે કામમાં આવે અને આવતી કાલે વહેલી સવારે હું એક પહાડ પર જવાનો છું...સંધ્યા પહેલાં પાછો આવી જઈશ"

મલયે દિવ્ય વનસ્પતિની ગાંઠ પોતાના ઉત્તરીયના છેડે બાંધતાં બાંધતાં કહ્યું : "પહાડ પર ?"

"હા...એ પહાડ પર એક આકાશગામિની વનસ્પતિ છે...આ ઋતુમાં જ તે પ્રાપ્ત થઈ શકે છે." કહી તાપસ મુનિ ઝૂંપડી તરફ અગ્રસર થયા.

મલય પણ પાછળ પાછળ ચાલતી થઈ.

ઝૂંપડી પાસે પહોંચ્યા પછી તાપસ મુનિએ કહ્યું: "પુત્રી, છેલ્લા પંદર વીસ વર્ષથી આકાશગામિની બુટ્ટી પ્રાપ્ત કરવાનો હું પ્રયત્ન કરું છું...પરંતુ સફળતા મળી નથી. આ વખતે મને શ્રદ્ધા છે કે તારા જેવી ભાગ્યશાલિનીનાં પગલાંથી મારો શ્રમ સાર્થક થશે."

"મહાત્મન, હું તો આપના ચરણની રજ છું. એ દિવ્ય વનસ્પતિ શું આવતીકાલે જ પ્રાપ્ત થઈ શકે એમ છે ?"

"હા પુત્રી, આવતી કાલે મધ્યાહ્ન સમયે નક્ષત્રનો ઉત્તમ યોગ છે. પછી એવો યોગ આવતો નથી અને ઋતુ પણ વિદાય લે છે. અહીં એકલા રહેવામાં તને ભય તો નથી લાગતો ને ?"

"ના...પરંતુ મારે આપની સાથે કેટલીક વાતો કરવાની હતી."

"પરમ દિવસે હું ક્યાંય નથી જવાનો. તારે જે કંઈ પૂછવું હોય તે પૂછજે ને જાણવું હોય તે જાણજે. આકાશગામિની વનસ્પતિ અંગે કંઈ પૂછવું છે ?"

મલય કશું બોલી નહિ...માત્ર વૃદ્ધ મુનિ સામે જોઈ રહી. તેના

મનમાં આવતી કાલે પોતાના પિતાનો, સ્વામીનો અને પોતાનો પરિચય આપી...ચંદ્રાવતી જવા અંગેની માગણી કરવાની ભાવના હતી.

મુનિએ મલયને મૌન જોઈને કહ્યું: " આવતીકાલે મને દિવ્ય વનસ્પતિ પ્રાપ્ત થશે. એટલે તું પણ તારા બાળક સાથેઆકાશગમન કરી શકીશ અને થોડી જ પળોમાં જ્યાં જવું હોય ત્યાં જઈ શકીશ. એ દિવ્ય ઔષધિને ચોખાના ધોણમા વાટીને બંને પગના તળિયે તેનો લેપ કરવાનો હોય છે થોડી જ પળોમાં માનવી હળવો ફૂલ બની જાય છે અને પૃથ્વીથી એક કોસ ઊંચે ચડી જાય છે અને જે દિશાએ જવું હોય ત્યાં જઈ શકે છે."

" અદ્‌ભુત વનસ્પતિ ! " મલય બોલી : હું શ્રી શાસનદેવને પ્રાર્થના કરું છું કે આપનો શ્રમ આવતીકાલે અવશ્ય સફળ થાય."

મુનિએ પ્રસન્નભાવે મલયને આશીર્વાદ આપ્યા અને તેઓ પોતાની કુટિરમાં ચાલ્યા ગયા.

મલય પણ પોતાની કુટિરમાં આવી. બાળકુમાર હજી નિદ્રાધીન હતો.

મલય આ આશ્રમની માહિતગાર બની ગઈ હતી. હવે તો તે એકલી નદીએ પણ જઈ શકે એમ હતી. આશ્રમમાં કશું એને માટે અજાણ્યું નહોતું રહ્યું.

થોડીવાર પછી બાળક જાગૃત થયું.

મલયે વહાલથી બાળકને ઉછરંગમાં લઈ સ્તનપાન કરાવવા માંડયું. મનમાં એક આશાદીપ પ્રગટ્યો હતો. આવતીકાલે મુનિશ્રીને આકાશ ગામિની ઔષધિ પ્રાપ્ત થઈ જાય તો પરમ દિવસે જ ચંદ્રાવતી નગરી તરફ વિદાય થઈ શકાય.

જેમ દીપકનો પ્રકાશ હોય છે તેમ આશાનો પણ આલોક હોય છે. આશાનું તેજ અંતરમા પથરાય છે. અને આશાના એ તેજના પ્રભાવે માનવી પોતાની વેદના વીસરી જાય છે...માનવીને એ કલ્પના

સરખીયે નથી હોતી કે આશા પોતે જ એક ઠગારી ચીજ છે... માનવીના મનને જો કોઈ પણ સપડાવનાર હોય તો મનના તરંગ સમી એ આશા જ છે...આથી પોતે ઠગારી હોય તો પછી એનો પ્રકાશ કેવો હોય ?

રાત્રિના પ્રથમ પ્રહર પછી ભાવિ આશાનાં પ્રતીકસમા અને સ્વામીની સ્મૃતિરૂપ પુત્રને પડખામાં લઈને મલય સૂઈ ગઈ. સૂતાં સૂતાં તેણે નવકાર મંત્રનું સ્મરણ કર્યું.

જ્યારે તાપસ મુનિ ધ્યાનસ્થ બનીને આરાધના કરી રહ્યાં હતાં.

ઉષાનો પ્રકાશ પથરાય તે પહેલાં જ મલય શય્યામાંથી બેઠી થઈ. પુત્ર ભરનિદ્રામાં સૂતો હતો.

મલય પુત્રને એક કપડું ઓઢાડી બહાર આવી...જોયું તો તાપમ મુનિ પહાડ તરફ ચાલ્યા ગયા હતા.

મલયના મનમાં થયું; હવે હું સ્વસ્થ છું...પ્રાતઃકાર્ય આટોપી લઈ પાણી ભરી આવું...પછી બાળક જાગે એટલે એને ધવરાવું.'

આમ વિચારી તેણે બંને કુટિરો વાળીચોળીને સ્વચ્છ કરી. ત્યાર પછી શૌચાદિથી નિવૃત્ત થઈ તે પોતાની કુટિરમાં આવી.. પુત્ર ભરનિદ્રામાં સૂતો રહેશે એમ માની એક માટલુ લઈ નદી તરફ જળ ભરવા ગઈ.

બરાબર આ સમયે આશ્રમના પાછલા એક માર્ગ પર આ વનમાં રાત્રિકાળ વિતાવીને વહેલી પરોઢે નીકળેલી બલસાર નામના સાર્થવાહની વણઝાર ચાલવા માંડી આ વણઝાર સાગરતિલક નગર તરફ જઈ રહી હતી...પોતાના વેપારનું કાર્ય પતાવીને બલસાર પોતાને ગામ સાગરતિલક નગર તરફ જઈ રહ્યો હતો.

મલયને એટલી ખબર હતી કે પાછળ એક માર્ગ છે...પરંતુ આ વનપ્રદેશમા ચીરીને એ માર્ગે વરસમાં એકાદ વખત કોઈ નીકળતું

એમ મુનિએ કહેલું. એટલે મલયે કોઈ દિવસ એ માર્ગનો વિચાર નહોતો કર્યો તેમ એ માર્ગ તરફ નજર સરખીયે નહોતી કરી.

અને આજ વણઝાર નીકળી ત્યારે મલય નદીએ ગઈ હતી. જો તે આશ્રમમાં રહી હોત તો વણઝારનો અવાજ અવશ્ય સાંભળી શકત.

અને શય્યામાં સૂતેલ બાળક જાગ્યું...બાળક પાસે રુદન સિવાય અન્ય કોઈ શસ્ત્ર હોતું નથી. સોડ્યમાં માતાનો અભાવ જોઈને બાળક રડવા માંડયું.

આખી વણઝાર પસાર થઈ ગઈ હતી...માત્ર બલસારનો રથ પાછળ હતો. અને તેણે આ અરણ્યમાં બાળકનું રુદન સાંભળ્યું. તરત તેણે સારથીને રથ ઊભો રાખવાની આજ્ઞા કરી. પોતાના સાથી સાથે તે રથમાંથી નીચે ઉતરી ગયો અને જે દિશાએથી મલયના પુત્રના રુદનનો અવાજ આવતો હતો તે દિશા તરફ ઉતાવળી ગતિએ આવવા માંડ્યો. થોડી જ વારમાં એને એ કુટિર દેખાઈ. તે કાંટાની વાડ કૂદીને અંદર આવ્યો. ઝૂંપડીમાં આવીને જોયું તો કોઈ માનવી હતું નહિ ..એક સુંદર અને તેજસ્વી બાળક રડતું હતું.

બલસારે આસપાસ નજર કરી. તેના સાથીએ પણ આસપાસ જોયું...કોઈ દેખાતું નહોતું. બલસારને આ બાળક ગમી ગયું... તેણે તરત ઉઠાવી લીધું અને પોતાના સાથી સામે જોઈને કહ્યું: "ચાલ હવે વિલંબ કરવાની જરૂર નથી. બાળક ભૂખ્યું લાગે છે... સંભવ છે કે એની માતા એને મૂકીને ક્યાંક નાસી ગઈ હોય!"

"હા શ્રીમાન, પરંતુ આ કુટિરમાં કોઈનો વસવાટ હોય એવું લાગે છે!"

"બરાબર છે...પણ જોતો નથી બાળક એકાદ મહિનાનું જ લાગે છે! એની માતા કોઈ હરામના હમેલ સાથે અહીં આવી હશે અને બાળકને જન્મ આપી જરા મોટું થવા દઈ આજ વહેલી સવારે જ ક્યાંક ચાલી ગઈ હશે."

" એમ જ લાગે છે ! નહિ તો આવા સુંદર બાળકને આ રીતે નિર્જન પ્રદેશમાં કોઈપણ માતા એકલું મૂકીને જાય નહિ."

બાળક રડતું જ હતું.

બલસાર મધ્યમ અવસ્થાનો હતો છતાં ભારે સશક્ત હતો. એના શરીર પર ઉત્તમ અલંકારો ચળકતા હતા...એ પરથી એમ કલ્પી શકાતું કે આ સાર્થવાહ ધનકુબેર હોવો જોઈએ. બલસારે બાળકને છાનું રાખવાનો પ્રયત્ન કરતાં કરતાં ચાલવા માંડયું.

બરાબર આ સમયે મલય આશ્રમના દ્વારમાંથી દાખલ થઈ અને તેની નજર બાળકના રૂદનના કારણે ઝૂંપડી તરફ ગઈ...તેણે જોયું, બે પુરૂષો ચાલ્યા જાય છે. એકના હાથમાં પોતાનો પ્રિયપુત્ર છે...કાળી ચીસો પાડી રહ્યો છે!

આ દૃશ્ય જોતાં જ તેની કાખમાં કેડે રાખેલું માટલું નીચે પડી ગયું અને ભાગીને ભુક્કો થઈ ગયું. માટલું પડયાના અવાજથી બલસારે પાછળ નજર કરી, પણ તે ઉતાવળના લીધે કશું જોઈ શકયો નહિ...તરત ચાલવા માડયો.

મલય હેબતાઈ ગઈ. આવા જન માનવ શૂન્ય અરણ્યમાં આ રીતે કોણ આવ્યુ હશે ? મારા બાળકને કોણ અને શા માટે ઉઠાવી જતા હશે ? તે મનને મજબૂત કરીને ઉતાવળી ગતિએ પાછળ ચાલવા માંડી; અને બૂમ મારી.

સાર્થવાહ બલસાર ઊભો રહી ગયો. તેનો સાથી પણ ઊભો રહી ગયો. બલસારે મલય સામે નજર કરી...મલયને જોતાં જ તે ચમકયો ! આવું રૂપ શું આ ધરતી ઉપર ? શું આવા અરણ્યમાં ? જરૂર આ સ્ત્રી જ આ બાળકની માતા લાગે છે.

મલયે નજીક આવીને કહ્યું : " મારા બાળકને શા માટે લઈ જાઓ છો ? "

મલયના પ્રશ્નનો ઉત્તર ન આપતાં બલસારે સામો પ્રશ્ન કર્યો : "સુંદરી, તું કોણ છો ? આવા ભયાનક અરણ્યમાં એકલી કેમ રહે છે ? તારા રૂપ ઉપરથી એટલું તો અવશ્ય લાગે છે કે તું કોઈ ઉત્તમ કુળમાં જન્મી હઈશ . આવા અરણ્યમાં તારે શા માટે આવવું પડ્યુ ? શું કોઇ વિપત્તિને વશ થઈને આવી છે ? શું તારા પતિએ તારો ત્યાગ કર્યો છે ? અથવા કોઈએ તારુ અપહરણ કરીને આવા વનમાં મૂકી દીધી છે ?"

"હું કોણ છું અને શા માટે અહી રહું છું તે જાણવાની આપને કોઈ જરૂર નથી. આપ મને મારો પુત્ર સોંપી દો રડીરડીને એનો અવાજ પણ બેસી ગયો છે."

"દેવી, તું ચિંતા ન કરીશ.. હું સાગરતિલક નગરનો રહેવાશી છું...મારુ નામ બલસાર છે. મારા ભવનમાં ઇંદ્ર જેટલું સુખ છે. મારી વણઝાર આગળ નીકળી ગઈ છે. તું મારા રથમાં બેસીજા...હું તને સુખી કરીશ." બલસારે કહ્યું.

મલય સમજી ગઈ કે, આ એક આધેડ ધનાઢ્ય છે. એની આંખમાં પિપાસા નૃત્ય કરે છે...આવાના આશ્રયે જવાથી મારુ હિત થવાનો સંભવ નથી. નારીના શણગાર અને તેજ સમુ શિયળ જાળવવું એજ મારું કર્તવ્ય છે. આમ વિચારી તે બોલી : "શ્રીમાન, હું એક હલકા કુળની કન્યા છું.પતિ સાથે ઝઘડો થવાના કારણે આ સ્થળે આવી ચડી છું, હું આપની સાથે નહિ આવી શકું.. હું મારા માતાપિતા પાસે જવાની છું. આપ મને મારો પુત્ર સત્વર આપી દો "

"સુંદરી, તારું રૂપ કને હલકા કુળનુ નથી લાગતુ, છતાં તું કહે છે તે સત્ય હોય તો હું તારા હલકા કુળની વાત છુપાવી રાખીશ. તું નિર્ભય બનીને મારી સાથે ચાલ.. મારા ભવનમાં હુ તને રાજરાણી કરતાયે વધારે સુખી કરીશ...તારી ઇચ્છા મુજબનું વર્તન કરી

શકીશ...હું પણ તારી આજ્ઞામાં જ રહીશ." આટલું કહીને બલસાર મલય સામે મીઠી લોલુપતાભરી નજરે જોઈ રહ્યો.

"શ્રીમાન, કૃપા કરીને મારું બાળક મને સોંપી દો ..હું મારું સ્થાન છોડીને ક્યાંય જવા ઈચ્છતી નથી ..મને આ સ્થળે કોઈ દુઃખ નથી. બીજાનું સુખ મેળવવા કરતાં પોતાનું દુઃખ ઘણું જ ઉત્તમ હોય છે."

બલસારે પોતાના સાથીને કહ્યું : "તું વાડય કૂદી જા ..પછી હું તને આ બાળક સોંપી દઉં ...આપણે સત્વર જવું જોઈએ."

"શ્રીમાન..." મલય ગળગળા સ્વરે બોલી.

"સુંદરી, બાળક જોઈતું હોય તો મારી સાથે આવવું પડશે." કહી બલસાર ચાલતો થયો.

મલય એક નવી વિપત્તિમાં આવી પડી. સાથે જઉં તો શિયળની રક્ષાનો સવાલ છે...રહી જઉં તો પોતાની એકની એક આશા હંમેશ માટે નષ્ટ થાય છે. મારા શિયળનું રક્ષણ કરવું એ મારા મનોબળનો સવાલ છે. સ્ત્રી ધારે તો ગમે તે સંયોગોમાં પોતાના શિયળનું રક્ષણ કરી શકે છે. હું નહિ જાઉં તો સવા મહિનાનું બાળક રડીરડીને મૃત્યુ પામશે !

માનું હૃદય આ રીતે પુત્ર વિયોગ કેવી રીતે સહી શકે ?

બલસારનો સાથી વાડ કૂદી ગયો હતો અને બલસારે ધ્રૂસકા ભરતું બાળક તેના હાથમાં મૂકી દીધું હતું. અને તે વાડ કૂદવા જાય તે પહેલાં જ મલય દોડતી દોડતી આવી પહોંચી અને બોલી : "આપના જેવા શ્રીમાન અને ધનાઢ્યને આ રીતનો વ્યવહાર શોભા નથી આપતો."

"સુંદરી, આ વ્યવહારનો પ્રશ્ન નથી. તને જોયા પછી દેવ પણ ચલિત બની જાય...હું તો એક સામાન્ય માનવી છું.. તારે અને તારા પુત્રને સુખી થવું હોય તો વાડ કૂદી જા."

મલયનાં નયનો સજળ બની ગયાં હતાં. વાડની બહાર તેનો

પુત્ર રડતો હતો. ભૂખના સંતાપથી પુત્રનો સુંદર ચહેરો જાણે વિવર્ણ બની ગયો હતો.

શું કરવું ? મુનિશ્રી પણ આજ છે નહિ, અને આવશે તો છેક સંધ્યા વખતે આવશે. તે કંપતા સ્વરે બોલી : "હું આવું છું... પરંતુ મારો પ્રસૂતકાળ પૂરો થયા પહેલાં હું તારી કોઈ ઇચ્છાને વશ નહિ થઉં."

"સુંદરી.. તારી ઇચ્છા હું અવશ્ય પૂર્ણ કરીશ..." કહી બલસારે પોતાની કમરે લટકતી તલવાર મ્યાન મુક્ત કરીને થોરની વાડયમાં છિંડુ પાડયું...મલયને આગળ કરીને તે તેની પાછળ ચાલવા માંડયા.

રથ પાસે જઈને તે બોલ્યો : "સુંદરી, આ રથમાં બેસી જા."

"નહિ...હું પાછળ પાછળ ચાલી આવીશ."

"દેવી, તું રથમાં બેસી જા...તારી અસ્પૃશ્ય દશાનો ખ્યાલ રાખીને અમે બંને ચાલતા આવશું."

મલય રથમાં બેસી ગઈ.

બલસારના કહેવાથી તેના સાથીએ પુત્રને મલયના ખોળામાં મૂકયો.

રથ ગતિમાન થયો.

આજ કોઈ દિવ્ય સંપત્તિ પ્રાપ્ત થઈ હોય એવા આનંદ સાથે બલસાર અને તેનો સાથી રથની પાછળ પાછળ ચાલવા માંડયા.

## પ્રકરણ ૧૬ મું : : સાગરતિલક નગરમાં

બે ઘટિકા પછી બલસાર મલયના રથને લઈને પોતાના સાથી સાથે થઈ ગયા

સાર્થમાંથી બીજો એક રથ પોતા માટે તૈયાર કરાવ્યો અને મલયસુંદરી છટકી ન જાય એટલા ખાતર અને તેની તમામ સગવડતાઓ સચવાય એ દૃષ્ટિએ એક વિશ્વાસુ દાસી ઊર્મિલાને મલયના રથમાં બેસાડી અને દાસીને આજ્ઞા કરી કે, "આ સુંદરીની પ્રત્યેક આજ્ઞાનું તારે પાલન કરવાનું છે..પ્રવાસમાં કોઈ પ્રકારની અગવડતા ન આવે અને આ દેવી જે કંઈ માગે તે તારે સંકોચ વગર હાજર કરી આપવાનું છે એટલું જ નહિ પણ રાત દિવસ એની સેવામાં તારે જ રહેવાનું છે."

બલસાર મલયસુંદરીને જોયા પછી તેને પોતાની પ્રિયતમા બનાવવા ઇચ્છતો હતો અને પોતે નિઃસંતાન હોવાથી તેના પુત્રને પોતાના પુત્રરૂપે સ્વીકારવા ઇચ્છતો હતો.

તે વ્યાપારી હતો...તેણે અનેક દેશનાં પાણી પીધાં હતા. તે એટલું સમજી શક્યો હતો કે આ સુંદરી કોઈ હલકા કુળની સામાન્ય નારી નથી. ગમે તે કારણે અટવીમાં આવી ચડી હોય પરંતુ કોઈ ઉત્તમ કુળની જ છે...એ સિવાય એના રૂપ જેવું જ એનામાં તેજ છે. આવી સ્ત્રીઓ ધાકધમકીથી કદી વશ થતી નથી. મમતાથી અને

પ્યારથી જ વશ થાય છે...એટલે એના ચિત્તમાં વિશ્વાસ જાગે એવું જ વર્તન રાખવુ...કોઈ પ્રકારની ઉતાવળ ન કરવી.

પરંતુ એની સામે પહાડ જેવો પ્રશ્ન હતો પોતાની પત્ની પ્રિયસુંદરીનો. બલસાર પોતાના પત્ની આગળ હંમેશા લાચાર હતો. અને કોઈ પણ સંયોગોમાં પત્નીને દુ:ખ આપવાનુ સાહસ કરી શકે તેમ નહોતો. વળી તેને એ પણ ભય હતો કે પ્રિયસુંદરીને આ સુંદરીની ખબર પડશે તો ભારે વિપત્તિ ઊભી થશે અને વતનમા આબરૂના કાંકરા થઈ જશે. આ અંગે પણ તેણે એક વિચાર કરી લીધો હતો. પોતાના એક સ્વતંત્ર ઘરમાં આ સુંદરીને રાખવી અને તેનું મન જીતીને તેની સાથે વિલાસ ભોગવવો. આ બાબતની કોઈ કલ્પના પત્નીને ન આવે તે રીતે સઘળી વ્યવસ્થા કરવી.

મધ્યાહ્ન પછી એક સુંદર જળાશય પાસે સાર્થનો પડાવ પડચો

એક તંબૂમાં મલયસુંદરીને સ્થાન આપતી વખતે બલસારે પ્રશ્ન કર્યો : "સુંદરી, તું કોઈ પ્રકારનો ભય કે ચિંતા ન રાખીશ. તારી ઇચ્છા મુજબ જ બધું થશે."

"શ્રીમાન, મારી અન્ય કોઈ ઇચ્છા નથી. મને આશ્રય મળશે એટલે હુ આપનો આભાર માનીશ."

બલસારે કહ્યું : "આશ્રય તો મળશે...પરંતુ તારી ઇચ્છા હશે ત્યાં હુ તને પહોંચતી કરીશ. તારું નામ તો તે મને હજી પણ જણાવ્યું નથી"

"મારું નામ મલયસુંદરી છે."

"ઘણું જ ઉત્તમ નામ. આપણને સાત આઠ દિવસ પ્રવાસમાં થશે...ત્યાર પછી આપણે સાગરતિલક નગરમાં પહોંચી જઈશું." ત્યાર પછી દાસીને કેટલીક ભલામણ કરીને બલસાર પોતાના તંબૂમાં ચાલ્યો ગયો.

બલસારના પાકશાસ્ત્રીઓએ રસોડું શરૂ કરી દીધું હતું અને મલયે દાસીને કહ્યું: "હું રાત્રિ ભોજન નથી કરતી...એટલે સૂર્યાસ્ત પહેલાં મને ભોજન મળશે તો જ હું લઈ શકીશ."

દાસીએ તરત કહ્યું: "દેવી, આપની ઇચ્છા મુજબ આપને દિવસ છતાં જ ભોજન મળશે."

એમ જ થયું.

અહીં આશ્રમમાં બરાબર સંધ્યા વખતે વૃદ્ધ તાપસમુનિ આવી ગયા. તેઓનો શ્રમ સફળ નહોતો થયો...આકાશગામિની વનસ્પતિ તેઓ મેળવી શક્યા નહોતા.

આશ્રમમાં આવીને જોતાં જ તેઓ ચમક્યા. મલયસુંદરી કે તેનો પુત્ર કોઈ હતું નહિ. બંને ક્યાં ગયાં હશે?

તેઓ વિસામો લીધા વગર સમગ્ર ઉપવનનાં અને આસપાસના સ્થળોમાં તપાસ કરી આવ્યા. મલયસુંદરીના કોઈ વાવડ ન મળ્યા.

તાપસ મુનિના મનમાં થયું, અવશ્ય એના કોઈ સગાઓ આવી ચઢ્યા હશે અને તેને પોતાની સાથે લઈ ગયા હશે...એ વગર આ નિર્જન આશ્રમમાં અન્ય કોઈ વિપત્તિ આવવાનો સંભવ નથી.

'જેવી શાસનદેવની ઇચ્છા.' એમ મનને મનાવી વૃદ્ધ તાપસમુનિ પોતાની કુટિરમાં આવશ્યક ક્રિયા કરવા બેસી ગયા.

ત્યાગી પુરુષો હંમેશાં તટસ્થ ભાવ જ રાખતા હોય છે... એના સંપર્કમાં આવેલાઓ પ્રત્યે એમના હૈયામાં કરૂણા હોય છે, પરંતુ મોહ હોતો નથી. કારણ કે મોહને જીતવા અર્થે જ તેઓએ સંસાર ત્યાગ કર્યો હોય છે.. એટલા જ ખાતર તેઓ તપરૂપી અગ્નિમાં મોહાદિ શત્રુઓને બાળવાનો પુરૂષાર્થ કરતા રહે છે.

તાપસ મુનિના હૈયામાં બીજો કોઈ પ્રશ્ન ઊભો થયો નહિ... આકસ્મિક આવેલું ક્ષુદ્રબંધન આપોઆપ છૂટી ગયું...તેઓ એવાને એવા અચળ ભાવે પોતાની આરાધનામાં તદાકાર બની ગયા.

સાત દિવસના બદલે અગિયારમા દિવસે સાર્થપતિ બલસાર સાગરતિલક નગરમાં પહોંચી ગયો. આમ બે દિવસના વધુ વિલંબ પાછળ તેણે પોતાના વિશ્વાસુ સાથીને અગાઉથી નગરીના પશ્ચિમ છેડે આવેલા પોતાના વાયુસેવનવાળા ભવનને સાફસૂફ કરાવવા અને સઘળી સામગ્રીથી ભવનને તૈયાર કરવાના કાર્ય અર્થે મોકલ્યો હતો. તે જ્યારે પોતાનું કાર્ય સારી રીતે કરીને આવી ગયો ત્યારે નગરીમાં દાખલ થતાં પહેલાં તેણે પોતાના વિશ્વાસુ સાથી સાથે મલયસુંદરીને અને તેની સંભાળ રાખતી વિશ્વાસુ દાસી ઊર્મિલાને બહારના મકાનમાં મોકલી આપી.

અને જ્યારે તે નગરીમાં દાખલ થયો ત્યારે તેના અનેક મિત્રો, સંબંધીઓ કુશળ પૂછવા આવી પહોંચ્યા. બલસાર સાગરતિલક નગરનો એક ધનકુબેર હતો. તેનો વેપાર માત્ર ભારતમાં જ પથરાયેલો નહોતો પણ સાગરપારના અન્ય દેશોમાં પણ પથરાયેલો હતો. આ કામ માટે તેની પાસે ઘણાં વહાણો હતાં...

અને તેનું ભવન અતિ ભવ્ય હતું, ભવનમાં શતાધિક દાસ દાસીઓ હતાં. ભવનનું ઉપવન ઘણું વિશાળ અને વિવિધ વૃક્ષો, લતાઓ અને ફૂલ છોડો વડે શોભાયમાન હતું.

બલસારની પત્ની પ્રિયસુંદરી ચાલીસ વર્ષની હતી...પરંતુ જ્યાં સુખ હોય છે ત્યાં યૌવનને આથમતાં ચે વાર લાગે છે. પ્રિયસુંદરીને જોનાર એમ જ કહે કે આ નારીની ઉંમર માંડ ત્રીસ બત્રીસ વર્ષની હશે ! પ્રિયસુંદરી પણ એક ધનકુબેર પિતાની કન્યા હતી અને પ્રિયસુંદરી સાથેના લગન પછી જ બલસાર ધનકુબેર બન્યો હતો. આ કારણે પણ બલસાર પત્ની સમક્ષ એક પણ શબ્દ ઊંચા સ્વરે બોલી શકતો નહોતો.

બલસાર પોતાના રથમાં બેસીને ભવન પર આવ્યો...દાસદાસીઓ ઝૂકી ઝૂકીને નમન કરવા માંડયા.

બલસારના મુનિમો વણજારના માલની વ્યવસ્થા કરવા ચાલ્યા ગયા હતા.

ભવનની સોપાનશ્રેણિ ચડતાં જ બલસારે પોતાની પ્રિય પત્ની પ્રિયસુંદરીને સ્વાગત અર્થે ઊભેલી જોઈ. પત્ની સામે જોઈને બલસાર આછું હસ્યો. પ્રિયસુંદરીએ પણ મધુર હાસ્ય સહિત સ્વામીને એક પુષ્પમાળા આરોપી અને કહ્યું : " આપ કુશળ છોને ? "

" હા પ્રિયે, તને જોઈને મારો સઘળો શ્રમ દૂર થઈ ગયો."

પ્રિયસુંદરીએ સ્વામીને એક ખંડ તરફ લઈ જતાં કહ્યું : " રસ્તામાં કોઈ વિપત્તિ તો નહોતી આવીને ? "

" ના...આખો પ્રવાસ સુખરૂપ થયો છે."

" અહીં મળેલા સમાચાર પ્રમાણે તો આપ ત્રણ દિવસ પહેલાં આવવાના હતા .."

" હા પ્રિયે...પરંતુ પ્રવેશ મુહૂર્તનો દોષ આવતો હોવાથી મારે દસ કોસ દૂરના ગામ પાસે રોકાઈ રહેવું પડયું હતું." બલસારે પત્નીને પસંદ પડે એવો જવાબ આપી દીધો.

પ્રિયસુંદરીએ એક દાસીને બોલાવીને સ્નાનની વ્યવસ્થા કરવાની આજ્ઞા કરી. ત્યારપછી સ્થિર નેત્રે સ્વામી સામે જોતાં બોલી : " આપના ચહેરા પર કંઈક ચિંતા હોય એવું મને દેખાય છે... વ્યાપારમાં કોઈ મુશ્કેલી તો નથી પડીને ? "

" નહિ પ્રિયે, આ વખતનો વ્યાપાર ઘણો જ લાભદાયક નીવડયો છે."

" તો પછી આપના નયનો ઉદાસ કેમ દેખાય છે ? " કહી પ્રિયસુંદરી એક આસન પર બેસી ગઈ.

" ખરેખર, તું ભારે ચબરાક છે...તારી નજર મનને પણ ભેદી નાંખે એવી તીવ્ર છે. પરંતુ આજ તું પારખવામાં થાપ ખાઈ ગઈ...આંખમાં ઉદાસીનતા નથી...આતુરતા છે..."

"આતુરતા ?" આછા હાસ્ય સહિત પ્રિયસુંદરી બોલી: "આતુરતા કદી છૂપી રહી શકતી નથી. મને લાગે છે કે રસ્તામાં ગમે તે વિપત્તિ આવી હોવી જોઈએ."

"હું સત્ય કહું છું.. કોઈ વિપત્તિ નથી આવી...પણ છેલ્લા પંદર દિવસથી..."

વચ્ચે જ પ્રિયસુંદરી બોલી ઉઠી : "શું શરીર નરમગરમ થયું હતું ?"

"ના..."

"ત્યારે ?"

"તારું સ્મરણ મને નિદ્રાથી દૂર રાખતું હતું...જો જેપીએ પ્રવેશમુહૂર્તનો બાદ ન કાઢ્યો હોત તો હું ત્રણ દિવસ પહેલાં આવી પહોંચ્યો હોત."

"તમે હજી એવાને એવા રહ્યા. આધેડ ઉંમર થઈ ગઈ તોયે તે..."

બલસાર કંઈ કહેવા જાય તે પહેલાં જ એક દાસી ખંડમાં દાખલ થઈ અને બોલી : "શેઠજી, સ્નાનગૃહમાં પધારો."

બલસાર ઊભો થયો.

પ્રિયસુંદરીએ કહ્યું: "આપ નાહીને તૈયાર થાઓ...હું ભોજનની તૈયારી કરું છું. સીધા ભોજનગૃહમાં જ આવજો."

"જેવી આજ્ઞા..." કહીને બલસાર આછા હાસ્ય સાથે સ્નાનગૃહ તરફ વિદાય થયો.

તે દર વરસે સાર્થ લઈને જતો હતો અને લગભગ આઠ નવ મહિને પ્રવાસેથી પાછો ફરતો હતો અને આવતાં વેંત તે પ્રિયસુંદરીને પોતાના ખંડમાં લઈ જતો અને બાહુબંધનમાં ઝકડી લઈ ઉપરાઉપર કેટલાંય ચુંબન લઈ લતો.

આ વખતે તેણે આવો કોઈ આવેશ જણાવ્યો નહોતો. કારણ કે તેના હૈયામાં મલયસુંદરી પ્રતિમાની કોતરાઈ ગઈ હતી. તે માનતો હતો કે મલય જેવી સુંદર નારીના સહચાર વગરનું જીવન સાવ સૂનું અને નિરર્થક છે.

મન જ્યારે અન્યમાં ભમતું હોય ત્યારે પોતાનું સુખ સાવ અપૂર્ણ લાગે છે.

ભોજનાદિથી તે નિવૃત્ત થયો ત્યારે નગરીના કેટલાક શ્રીમંતો અને વ્યાપારીઓ મળવા માટે આવી ગયા હતા.

એ લોકો ગયા ત્યારે મુનીમોએ આવીને સાગરતિલકમાં કરેલા વ્યાપારની માહિતી આપવી શરૂ કરી.

અને અપરાહ્ન પછી પણ તે પ્રિયસુંદરીને મળી શક્યો નહિ... અક્ષયને મળવા એક રથમાં બેસીને ચાલ્યો ગયો.

પ્રિયસુંદરીને પણ આશ્ચર્ય થયું. પ્રવાસેથી આવ્યા પછી આ રીતે તેઓ કદી બહાર જાય નહિ. જરૂર વ્યાપારમાં કંઈક વિપત્તિ આવી હશે. મનનો આ સંશય ટાળવા ખાતર તેણે પ્રવાસમાં સાથે ગયેલા મુનીમને બોલાવ્યો અને કહ્યું : " આ વખતે વેપારમાં કંઈ ખોટ આવી છે ? "

" ખોટ ? દેવી, મારા શેઠ કદી ખોટનો ધંધો કરતા જ નથી. આ વખતે તો ધાર્યા કરતાં વધારે નફો થયો છે."

" તો પછી તારા શેઠ અત્યારે ક્યાં ગયા ? "

" કદાચ મહારાજાને મળવા ગયા હોય." મુનીમે કહ્યું.

પ્રિયસુંદરીએ વિશેષ કંઈ પ્રશ્ન ન કરતાં મુનીમને વિદાય કર્યો.

આ તરફ મલયસુંદરીને જે મકાનમાં આશ્રય મળ્યો હતો તે મકાન નાનું છતાં સુંદર હતું...વળી નગરીને છેડે હોવાથી આસપાસ શાંતિ પણ પુષ્કળ હતી. તેના મનમાં થયું હતું કે થોડા દિવસ ની અક્ષયની સહાય વડે ચંદ્રાવતી નગરી તરફ વિદાય થવું.

ભોજનાદિથી નિવૃત્ત થઈ પ્રિયપુત્રને સ્તનપાન કરાવી, ઘડીક આરામ લઈ મલયસુંદરી અપરાહ્ન સમયે દાસી સાથે નગરી અંગેની માહિતી મેળવી રહી હતી...ત્યાં બલસાર આવી પહોંચ્યો.

બલસારનો રથ તો ઘણે દૂર ઊભો રહ્યો હતો ..કારણ કે રથચાલકને પણ કલ્પના ન આવવી જોઈએ કે પોતે ક્યાં જઈ રહ્યો છે ! આથી તેણે એક ગલીમાં રથ ઊભો રખાવ્યો હતો અને પોતે બીજી ગલીમાંથી નીકળીને પોતાના એકાંત ભવનમાં આવ્યો હતો.

ભવનમાં બે વૃદ્ધ ચોકીદાર હતા. બે દાસ હતા...એક દાસ શેઠને જોઈને દોડતો દાસીને સમાચાર આપવા ગયો.

બલસાર જ્યારે ભવનની સોપાનશ્રેણિ ચડવા માંડયો ત્યારે ઊર્મિલા ઉપરથી ઉતરીને સામે આવી ગઈ. બલસારે આરતેથી પૂછ્યું : " શું કરે છે ? "

" ઉપરના ખંડમાં બાળકને રમાડે છે."

" એનું મન જાણી શકી ? "

" પ્રયત્ન કરું છું...પરંતુ મારી એક ભલામણ છે..."

" કહે..."

" જો આપ ઉતાવળા થશો તો બાજી બગડી જશે. પાંચ પંદર દિવસ સુધી આપ સાવ આશ્રયદાતા રૂપે જ વ્યવહાર રાખજો. તે દરમ્યાન હું તેને સમજાવીશ."

" હં .. તારી વાત બરાબર છે." કહી બલસાર દાસીની પાછળ પાછળ ઉપર ગયો.

મકાન નાનું હતુ. નીચે ત્રણ ખંડ હતા અને ઉપર એક જ ખંડ હતો. એ ખંડમા દાખલ થતાં જ બલસારે પ્રસન્ન ભાવે કહ્યું :

" કેમ મલય, અહીં કોઈ પ્રકારની તકલીફ તો નથી પડીને ? "

"ના, શ્રીમાન...પરંતુ..."

"સંકોચ વગર કહે."

"આપનાં પત્ની વગેરે......"

વચ્ચે જ બલસાર ખડખડાટ હસીને બોલ્યો: "મલય, મારી પત્ની જો અહીં હોત તો તે તને એક પળ માટેય સહી શકત નહિ. તને કોઈ પ્રકારની અડચણ ન આવે એટલા ખાતર તો મારે આ નિરાળા ભવનમાં તારી વ્યવસ્થા કરવી પડી છે."

મલય કશું બોલી નહિ.

બલસાર બાળકને થોડી પળો રમાડી, આનંદપૂર્વક રહેવાની ભલામણ કરીને વિદાય થયો. જતી વખતે તેણે દાસીને એકસો જેટલી સુવર્ણમુદ્રાની એક થેલી આપતાં કહ્યું: "ઊર્મિલા, કોઈપણ ચીજની જરૂર પડે તો દાસને આજ્ઞા કરજે.. મલય માટે ઉત્તમ વસ્ત્રો વગેરે લાવી રાખ્યાં છે.. છતાં જરૂર પડે તો તું મગાવી લેજે."

બલસાર સીધો પોતાના રથ પાસે આવ્યો અને ચાલક સામે જોઈને બોલ્યો:

"સાવ ધરમધક્કો થયો!"

"કેમ શેઠજી?"

"ત્રિપુરીના વ્યાપારીને મળવું હતું...પણ તે છે જ નહિ... ક્યાંક ગયો છે...હવે તું સત્વર ઘર તરફ રથ લઈ લે."

રથચાલકે તરત રથને ગતિમાન કર્યો.

બલસાર જ્યારે પોતાના ભવનમાં આવ્યો ત્યારે સંધ્યા વીતી ગઈ હતી અને સમગ્ર ભવન દીપમાલિકાઓનાં પ્રકાશથી ઝળહળી રહ્યું હતું.

બેઠકમાં દસ બાર સબંધીઓ પણ રાહ જોતા બેઠા હતા.

બલસાર સીધો બેઠકમાં ગયો અને મળવા આવનારાઓ વચ્ચે પ્રવાસની વાતો કરવા બેસી ગયો.

લગભગ રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થયા પછી તે નિવૃત્ત થઈ શક્યો. તેના મનમાં પત્નીની બીક પડેલી જ હતી. પોતે એકાએક ચાલ્યો ગયો હતો; એટલે એ અંગેનો ખુલાસો કરવો પડશે એમ તેને થયા કરતું હતું.

પરંતુ પ્રિયસુંદરીએ રથચાલકને બોલાવીને જાણી લીધું કે શેઠજીને ધરમધક્કો થયો છે. ત્રિપુરીના કોઈ વેપારીને મળવું હતું... પણ તે ભેગો ન થયો.

આ હકીકત જાણ્યા પછી પ્રિયસુંદરીએ મનમાં નક્કી કર્યું કે હવે પ્રવાસ બંધ કરાવવો.. પુષ્કળ ધન છે...ભોગવનાર કોઈ છે નહિ ...સ્વામીને આ બાબત સમજાવવી પડશે.

ભોજન કરીને બલસાર શયનગૃહમાં ગયો.

## પ્રકરણ ૧૭ મું : : બલસારનો અભિનય !

બલસાર શયનગૃહમાં ગયો કે તરત પ્રિયસુંદરીએ પ્રશ્ન કર્યો: "અપરાન્હ સમયે ક્યાં ગયા હતા ?"

"ત્રિપુરીના એક વેપારીને મળવા ગયો હતો...પરંતુ સાવ ધરમધક્કો થયો."

"આપ આજે આવ્યા...પ્રવાસનો શ્રમ ઊતર્યો નથી.. વિસામો પણ લીધો નથી...આવી હાયવરાળ શા માટે ?" પત્નીએ એક આસન પર બેસતાં કહ્યું.

પોતાનું ઉત્તરીય એક ખીંટી પર મૂકતાં બલસાર બોલ્યો: "જો એ મળ્યો હોત તો મોટો સોદો થઈ જાત."

"એને સોદો કરવો હશે તો આપને મળવા નહિ આવે ! આવી ઉપાધિ શા માટે રાખવી જોઈએ ? આપણી પાસે ધનનો તોટો નથી ..વળી કોઈ ભોગવનાર છે નહિ...દોડાદોડી કરીને શા માટે જિંદગી ઓછી કરવી જોઈએ ?"

બલસાર પત્નીના આસન પાસે આવ્યો અને પત્નીના ખભા પર હાથ મૂકીને બોલ્યો : "પ્રિયે, ભોગવનાર નથી એટલે ભોગવનાર થશે જ નહિ એવું શા માટે માની લે છે ?"

"આટઆટલી બાધાઓ રાખી, આટઆટલાં ઔષધો કર્યાં .. છતાં કોઈ આશા ન બંધાણી એટલે ભાગ્યમાં ભોગવનારનું સુખ નથી એમ જ મનમાં માનવું રહ્યું" પ્રિયસુંદરીએ વેદનાભર્યા સ્વરે કહ્યું.

બલસારે પ્રિયસુંદરીને હૈયાસરસી લઈ એક ચુંબન આપ્યું... પછી કહ્યું : "પ્રિયે નિરાશ થવાનું કોઈ કારણ નથી . મે ઘણે સ્થળે જોયું છે કે નિરાશાના અંધકાર વચ્ચે પણ આશાનો ચંદ્ર ઉદય પામતો હોય છે."

પ્રિયસુંદરી કશું બોલી નહિ

બલસારે ફરી એક ચુંબન ચાંપતાં કહ્યું: "પ્રિયે, તારા વગર મને કોઈ સ્થળે ગમતું નહોતું."

"તારી વાત હું ન માનું...જેનો જીવ કેવળ પૈસા પાછળ ભમતો હોય છે તેને બીજું કોઈ યાદ આવતું નથી હવેથી. હુ તમને ક્યાંય જવા નહિ દઉં...તમારે વણજાર મોકલવી હોય તો મુનીમો સાથે મોકલજો.'

"મારી પણ એવી જ ઈચ્છા છે અને કદાચ ક્યાંય જવું પડશે તો તને સાથે રાખીશ"

"ના...હું કોઈ સ્થળે આવવાની નથી. આવુ ભર્યું ઘર માણસોને ભળાવીને જવું એ મારાથી કદી ન બને."

"સારું..." કહી બલસારે પત્નીને ભુજબંધમાં દબાવી... અને...

બલસાર છેક સૂર્યોદય પછી જાગૃત થયો. તે જ્યારે ખંડ બહાર નીકળ્યો ત્યારે પ્રિયસુંદરી સ્નાનાદિથી નિવૃત્ત થઈને દેવમંદિરે પણ જઈ આવી હતી.

બલસાર જ્યારે પ્રવાસેથી છ આઠ મહિને ઘેર આવતો ત્યારે પ્રિયસુંદરીને એક પળ માટે પણ નજરથી દૂર થવા નહોતો દેતો અને આવીને તરત ચુંબનાદિથી ભીંજવી નાખતો. પરંતુ આ વખતે આવ્યા પછી તેનો ઉમળકો સાવ નષ્ટ થઈ ગયો હોય એવો અનુભવ પ્રિયસુંદરીને થયો હતો.

પરનારીમાં આસક્ત રહેતા પુરૂષની વિષમ મનોદશા હોય છે. બલસારના નયન-મનમાં મલયસુંદરી એટલી અંકિત થઈ ગઈ હતી કે પ્રિયસુંદરી પ્રત્યે તેના હૈયામાં જાણે કોઈ આકર્ષણ રહ્યું નહોતું.

રાતે ઊંઘવાનો ડોળ કરીને બલસારનું મન મલયને કેવી રીતે પોતાની કરવી એ જ વિચાર કરી રહ્યું હતું. મલય પોતાની બને તો એના પુત્રને પણ પોતાના પુત્ર તરીકે ગ્રહણ કરી શકાય અને પ્રિયસુંદરીને અંધારામાં રાખીને મલયનું યૌવન માણી શકાય.

આવા વિચારોનાં કારણે તે પ્રિયસુંદરી પ્રત્યે ઊર્મિલ નહોતો રહી શક્યો.

પ્રિયસુંદરી શય્યામાં પડખે પડીને વાતો કરવા માંડી ત્યારે બલસારે થાકનું બહાનું બતાવીને પડખું ફેરવી લીધું હતું.

પ્રિયસુંદરીને આવા વર્તનથી જરાક દુઃખ થયું હતું...પરંતુ તેણે માની લીધું હતું કે, સ્વામી ખરેખર થાકી ગયા લાગે છે !

અને સવારે તે જાગૃત થઈ ત્યારે બલસાર ભરનિંદ્રામાં ડુબી ગયો હતો. તેને છેક પાછલી રાતે નિંદ્રા આવી હતી.

સ્નાનાદિથી નિવૃત્ત થઈને બલસાર જ્યારે બેઠકમાં આવ્યો ત્યારે તેના મુનીમો આવી ગયા હતા. બલસારના મનમાં ફરી એકવાર મલયસુંદરી પાસે જવાનો તલસાટ જાગ્યો હતો, એટલે તેણે મુનીમોને પોતે પેઢી પર આવશે એમ જણાવીને વિદાય કર્યા.

ત્યાર પછી તેણે પત્નીને ખબર ન પડે એ રીતે કોષાગારમાંથી એક મૂલ્યવાન મુક્તમાળા કાઢી...ત્યાર પછી તેણે રથ તૈયાર કરવાની આજ્ઞા કરી.

પ્રિયસુંદરી એક બહેનપણી સાથે વાતો કરતી હતી, છતાં તેનું ધ્યાન ચારે તરફ ફરતું હતું. સ્વામી કોષાગારમાં ગયા છે તે તેનાથી અજાણ રહ્યું નહોતું. જો બહેનપણી ન આવી હોત તો તે પણ કોષાગારમાં ગઈ હોત. તેણે માની લીધું હતું કે કોઈ વેપારીને દેવા માટે સુવર્ણમુદ્રાઓ કાઢી હશે. પરંતુ બલસારની આજ્ઞા મુજબ રથ દ્વાર પાસે આવીને ઊભો રહ્યો ત્યારે પ્રિયસુંદરી બહેનપણીને ઘડીક બેસવાનું કહીને ઊભી થઈ ગઈ. તે ઓસરીમાં આવી ત્યારે બલસાર ખૂબ જ આનંદભર્યા ભાવે બેઠક ખંડમાંથી બહાર નીકળી રહ્યો હતો... પ્રિયસુંદરી તરત તેની પાસે ગઈ અને બોલી : "કઈ તરફ ?"

"પ્રિયે, જરા પેઢી પર જવું પડે તેમ છે."

"ના...આવી દોડાદોડીની શી જરૂર છે ?"

હસીને બલસારે કહ્યું: "પેલો ત્રિપુરીનો વેપારી પેઢી પર આવશે. એની સાથે વાતો કરીને હું ભોજન સમયે અહીં આવી જઈશ..."

"તમે કોઈ દિવસ મારું કહ્યું માનવાના નથી...!" આમ કહીને પ્રિયસુંદરી કંઈક રોષ સાથે પોતાના ખંડ તરફ ચાલી ગઈ.

બલસાર રથ તરફ ગયો. આ અગાઉ જ્યારે જ્યારે પ્રિયસુંદરીના વદન પર રોષની રેખાઓ ઉપસી આવતી ત્યારે ત્યારે બલસાર તેને બાહુબંધનમાં લઈને રોષ હળવો કરતો અને કહેતો : "તારો રોષ તારા રૂપને વધારે તેજસ્વી બનાવે છે !"

પરંતુ આજ તો બલસારના મનમાં માંડ છૂટયાનો સંતોષ થયો હતો.

રથમાં બેસીને તે સીધો પેઢી પર ગયો ..પેઢી પાસે રથમાંથી ઉતરીને તેણે ચાલકને કહ્યું : " તું ઘેર જા ..એકાદ પ્રહર પછી રથ લઈને આવજે."

ચાલક તરત રથ લઈને પાછો ફર્યો.

બલસાર દુકાનમાં આવ્યો કે તરત મોટા મુનીમ સિવાયના બધા વાણોતરો અને મુનીમો આદરપૂર્વક ઊભા થઈ ગયા.

મોટા મુનીમ વયોવૃદ્ધ હતા અને બલસાર તેને વડીલ રૂપે માનતો હતો.

ગાદી પર બેઠક લઈને બલસારે મોટા મુનીમ સામે જોતાં કહ્યું : " કેમ કાકા, કુશળ છો ને ? "

' હા ભાઈ...,ધર્મની કૃપાથી બધું જ સારું છે. કેમ અત્યારમાં આવવું પડયું ? "

" ખાલી એમને એમ ! મારે જરા બજારમાં પણ કામ હતું... મનને થયું કે કાકાનાં દર્શન કરી લઉ. આપે મહારાજને ભેટણું તો મોકલ્યું છે ને ? "

" ગઈકાલે સંધ્યા વખતે જ હું જાતે ગયો હતો મહારાજા ખૂબ જ પ્રસન્ન થયા.. તમારા પણ કુશળ પૂછ્યા હતા."

ત્યાર પછી થોડીવાર આડીઅવળી વાતો કરીને બલસાર ઊભો થયો ,અને બોલ્યો : " કાકા, હું જરા આટલામાં જ છુ."

" કંઈ લેવું હોય તો કોઈને સાથે મોકલું."

" ના ..ના...જરા બેચાર મિત્રોને મળીને આવું છું." કહી બલસાર બહાર નીકળી ગયો.

શેઠ કોઈ દિવસ આ રીતે બજારમાં જતા નહોતા...કદાચ જાય

તો સાથે મોટા મુનીમ અથવા એક બે માણસો હોય. આજ આ રીતે શેઠને જતા જોઈ બધા મુનીમોને આશ્ચર્ય થયા વગર ન રહ્યું.

બલસાર ધીરે ધીરે ચોક પાસે આવી ગયો...જ્યાં ચાર રસ્તા ભેગા થતા હતા. ચોકના એક કોણમાં પાંચ સાત ભાડુતી બગ્ગીઓ ઊભી હતી...પાંચ સાત પાલખીઓ પડી હતી. બલસાર એક બગ્ગીમાં બેસી ગયો અને બલસાર જેવા શ્રીમંત વ્યાપારીને પોતાની બગ્ગીમાં બેસતા જોઈ ચાલાક ભારે હર્ષિત બન્યો. તેણે પૂછ્યું: " કઈ તરફ લઈ જાઉં, શ્રીમાન ? "

બલસારે જ્યા મલયને રાખી હતી તે લતાનું નામ કહ્યું.

બગ્ગી રવાના થઈ.

અર્ધઘટિકામાં બલસાર પોતાના હવા ખાવાના મકાન પાસે આવી ગયો. બગ્ગીને ત્યાં જ ઊભી રાખવાનું કહીને તે પોતાના ગુપ્ત ભવનમાં દાખલ થયો.

મલયસુંદરી પોતાના બાળકને નવરાવીને વસ્ત્રો પહેરાવી રહી હતી. ઊર્મિલા ભોજનગૃહમાં સૂચના આપતી ઊભી હતી...ત્યાં એક સેવકે આવીને કહ્યું : " બેનબા, શેઠશ્રી પધાર્યા છે."

ઊર્મિલા તરત ભોજનગૃહમાંથી બહાર નીકળી. બલસાર ઓસરીમાં આવી ગયો હતો. ઊર્મિલાએ નજીક આવી કહ્યું : " શ્રીમાનનો જય થાઓ ! પ્રથમ આ ખંડમાં પધારો..."

બલસાર કશું બોલ્યા વગર ઊર્મિલા સાથે એક ખંડમાં ગયો.

ઊર્મિલાએ ખંડનું દ્વાર અટકાવી દીધું અને કહ્યું : " કેમ અત્યારે આવવું પડ્યું ? "

" ઊર્મિલા, મલય વગર મારાથી એક પળ પણ રહી શકાતું નથી."

ઊર્મિલા આછા હાસ્ય સહિત બોલી : " મેં આપને ગઈકાલે જ કહ્યું હતું કે આપે થોડું ધૈર્ય રાખવું પડશે. આ સુંદરી મને સામાન્ય નથી લાગતી..."

ઊર્મિલાના ખભા પર હાથ મૂકીને બલસારે કહ્યું: "ઊર્મિલા, તેં મારાં અનેક કામ કરી આપ્યાં છે...તને યાદ છે વાણારસીમાં..."

વચ્ચે જ ઊર્મિલા બોલી ઊઠી : "શેઠજી, વાણારસીમાં મળેલી કોઈની કુળવધૂ મલય જેવી તેજસ્વિની નહોતી. આ કામ તો વાંકી આંગળીએ ઘી કાઢવા જેવું છે...ગઈ રાતે મેં સામાન્ય પ્રયત્ન કરી જોયો હતો...પરંતુ મલય ભારે ચતુર લાગે છે...હજી સુધી તેણે પોતાનો સાચો પરિચય જ નથી આપ્યો. પરંતુ એક વાત સ્પષ્ટ છે કે તે ખૂબ જ દુઃખમાં પડેલી છે...જો આપ ધૈર્યપૂર્વક એનામાં વિશ્વાસ ઊભો કરશો તો એકાદ સપ્તાહમાં આપની આશા સફળ થઈ જશે."

"એટલા માટે જ હું આવ્યો છું. અત્યારે તે શું કરે છે?"

"એના પુત્રને નવરાવીને સૂવાડી રહી હશે."

"તો હું જરા મળી લઉં."

"હા...મારી પાછળ પાછળ આવજો, પણ મારાં શેઠાણીએ મારા અંગે કંઈ પૂછ્યું તો નથીને?"

"પૂછ્યા વગર રહે?"

"શું કહ્યું?"

"ઊર્મિલા કેમ ન આવી? મેં કહ્યું કે એની માતા પાસે એકાદ માસ માટે ગઈ છે."

"જો એમને ખબર પડી જશે કે હું અહીં છું તો મારા માથે ઝાડવાં જ ઉગાડશે." ઊર્મિલાએ કહ્યું.

બલસારે ઉર્મિલાને એક ચુંબન લઈ લીધું અને કહ્યું: "તું એના કરતાંયે બુદ્ધિમતી છે!"

"હવે હું ઉપર જાઉં છું..."

"આ થેલી ક્યાં રાખું?"

"શું છે?"

"સો જેટલી સુવર્ણમુદ્રાઓ છે .."

"લાવો..." કહી ઊર્મિલાએ બલસારના હાથમાંથી થેલી લઈ લીધી. ત્યાર પછી તે ખંડનું બારણું ખોલીને બહાર ગઈ અને ઉપર જતી સોપાનશ્રેણિ ચડવા માંડી...

બલસાર પણ ધીરે ધીરે તેની પાછળ ગયો.

મલયનો પુત્ર એક પારણામાં સૂઈ ગયો હતો. મલય પારણું ઝૂલાવી રહી હતી ત્યાં ઊર્મિલાએ ખંડમાં પગ મૂકતાં જ કહ્યું : "દેવી, શેઠજી પધાર્યા છે."

તરત મલય વસ્ત્રો સંકોરીને ત્યાંને ત્યાં બેસી રહી.

બલસાર સહાસ્ય વદને ખંડમાં દાખલ થયો અને મધુર સ્વરે બોલ્યો : "કેમ મલય, કોઈ પ્રકારની તકલીફ તો નથી પડતીને ?"

"નહિ શેઠજી..."

"ઊર્મિલા તારી આજ્ઞાનું પાલન તો કરે છે ને ?"

"હા શેઠજી, મારા પર ખૂબ જ મમતા રાખે છે..."

બલસાર એક આસન પર બેસી ગયો અને ઊર્મિલા સામે જોઈને બોલ્યો : "ઊર્મિલા, મલય માટે ઉત્તમ અલંકારો નથી આણ્યા લાગતા ?"

ઊર્મિલાએ કહ્યું : "દેવી કશું ધારણ જ નથી કરતાં."

બલસારે મલય સામે જોઈને કહ્યું : "મલય, આમ શા માટે કરવું જોઈએ ? જો આજ હુ એક મૂલ્યવાન મુક્તામાળા લાવ્યો છુ. તારે ધારણ કરવી જ પડશે. તુ વિશ્વાસ રાખજે કે તારી ઈચ્છા વિરૂદ્ધનું એક પણ કાર્ય હું નહિ કરૂં."

"શેઠજી, મારા મનમાં અવિશ્વાસ જેવું કશું નથી ..પણ મારા જેવી હીનજાતિની સ્ત્રીની મૂલ્યવાન અલંકારો શોભે નહિ."

બલસારે મુક્તામાળા કાઢીને મલય તરફ ધરતાં કહ્યું : "મલય,.

કપાળ પર ભભૂતિ લગાવવાથી કર્મની રેખાઓ છૂપાઈ શકતી નથી. તું તારો સત્ય પરિચય ગુપ્ત રાખવા માગતી હો તો ભલે...એ માટે મારો કોઈ તે જાણવાનો આગ્રહ નથી. પરંતુ તારે આ માળા તો સ્વીકારવી જ પડશે.'

મલયે નીચી નજરે જોતાં જ કહ્યું : “ નહિ, આપની કૃપા જ મારા માટે મોટી વાત છે...આવી માળાઓ કરતાં આપનું વાત્સલ્ય અનેકઘણું કિંમતી છે!”

“ મલય, આ માળા હું તને મારા હૈયામાં રહેલા વિશ્વાસના પ્રતીકરૂપે આપું છું. જો તું ધારણ નહિ કરે તો મને એમ જ થશે કે તને મારામાં વિશ્વાસ નથી. લઈ લે...” કહી બલસારે મલયના પગ પાસે મોતીની તેજસ્વી માળા મૂકી.

મલય કશું બોલી નહિ.

બલસારે કહ્યું : “ મલય, પ્રવાસ વખતે મેં તને જે કંઈ કહ્યું હતું તે ભૂલી જજે. તારું રૂપ જોઈને દેવ પણ સ્થિર રહી શકે નહિ .. પછી મારા જેવા વેપારીનું મન પાગલ બની જાય એમાં શી નવાઈ? પણ હું તને ફરીવાર ખાતરી આપું છું કે તું મારામાં વિશ્વાસ રાખજે...અને જો તું મારી ભાવનાનો સત્કાર નહિ કરે અથવા મારો પ્રેમ નહિ સ્વીકારે તો પણ હું જરાયે વિચલિત નહિ બનું અને તું અને તારું બાળક પ્રવાસને યોગ્ય થશો એટલે હું તને તું જ્યાં ઈચ્છીશ ત્યાં મોકલવાની વ્યવસ્થા કરીશ.”

મલયના ચહેરા પર એક હર્ષભરી રેખા રમી ગઈ. તે બોલી : “ શું આપ સત્ય કહો છો ? ”

“ હા...એકાદ મહિનામાં જો મારો સ્વેચ્છાએ સ્વીકાર નહિ કરે તો હું વેદનાનો ઘૂંટડો ચૂપચાપ પી જઈશ અને તું ઇચ્છીશ ત્યાં તને મોકલી આપીશ.” બલસારે ભાવભર્યો સ્વરે કહ્યું.

મલયે કહ્યું : "શેઠજી, હું આપનું કલ્યાણ ઇચ્છું છું.. એક મહિના પર્યંત હું અવશ્ય ધૈર્ય રાખીશ...પરંતુ હું પરનારી છું... મારી જાતિ હલકી હોવા છતાં મને મારું શિયળ પ્રાણ કરતાં ય પ્યારું છે."

"તું નિશ્ચિંત રહેજે, મલય...હું તારી ઈચ્છા વિરૂદ્ધનું કોઈ કદમ નહિ ભરું."

ત્યાર પછી બલસાર ઊભો થયો અને ખંડ બહાર નીકળી ગયો.

ઊર્મિલા પણ તેની પાછળ ગઈ અને સોપાનશ્રેણી ઉતરતાં ઉતરતાં બોલી : "શેઠજી, તમે આવું વચન આપીને મારો માર્ગ ભારે કઠણ કરી નાખ્યો."

"કેમ ?"

"હવે એને ખાતરી થઈ ગઈ કે એક મહિના પછી તો તે જ્યાં જવું હોય ત્યાં જઈ શકશે."

"તું ચિંતા કરીશ નહિ...મારામાં વિશ્વાસ ઊભો થાય એટલા ખાતર મારે આમ કહેવું પડયું છે...તું તારો પ્રયત્ન જારી રાખજે. એકાદ સપ્તાહમાં જ મારી ઈચ્છા પૂરી થશે."

બલસાર ભવન બહાર નીકળી ગયો.

ધાર્યા કરતાં ઘણો વધારે સમય થઈ ગયો હતો. બલસાર જ્યારે પેઢી પર પહોંચ્યો ત્યારે મધ્યાહ્નકાળ થઈ ગયો હતો. તેનો રથ પણ આવીને ઊભો હતો.

તેના મનમાં થયું...પ્રિયસુંદરીને પ્રસન્ન કરવા ખાતર કંઈક કરવું પડશે.

## પ્રકરણ ૧૮ મું : : 'બલસાર છંછેડાયો!'

આઠ દિવસ પસાર થઈ ગયા, બલસારની વિશ્વાસુ દાસી ઊર્મિલા મલયસુંદરીને સમજાવવાનો કોઈ પ્રયત્ન કરી શકી નહિ.

બલસાર હંમેશા આવતો અને ખબર અંતર પૂછી જતો...ગઈ કાલે તેણે ઊર્મિલાને તાકીદ પણ કરી હતી અને ઊર્મિલાએ ગમે તે ઉપાયે સમજાવવાનું જણાવ્યું હતું.

પરંતુ ગઈ રાતે તે મલય સમક્ષ કશું બોલી શકી નહિ. શીલવતી મલયના વદન પર એવું તેજ રમતું હતું કે ઊર્મિલા તેની સમક્ષ મુખ્ય પ્રશ્ન રજૂ જ કરી શકતી નહોતી.

અને આજ સવારે બલસાર આવ્યો...સહુ પ્રથમ ઊર્મિલાને મળ્યો અને પ્રશ્ન કર્યો : "શું પરિણામ આવ્યું ?"

"ગઈ રાતે હું તેને સમજાવવા ગઈ હતી, પરંતુ તે પોતાના ઈષ્ટનું સ્મરણ કરવા બેસી ગઈ હતી...પરંતુ આજ રાતે હું અવશ્ય સમજાવીશ."

'મને નવાઈ લાગે છે કે ઉડતાં પંખી પાડવાની તારામાં શક્તિ હોવા છતાં આજ સુધી તું મલયને વાત પણ કરી શકી નથી! જો...ધૈર્યની પણ એક મર્યાદા હોય છે હું બે દિવસથી વધારે રાહ નહિ જોઉં...એ દરમ્યાન તું નહિ સમજાવી શકે તો હું મારી પ્રયત્ન કરીશ."

"શેઠજી, આજ રાતે હું બરાબર પ્રયત્ન કરીશ."

"શું તને તારા પ્રયત્નમાં કંઈ ભય કે શંકા લાગે છે?"

"ના શેઠજી, પણ મને એમ લાગે છે કે મલય એક પવિત્ર નારી છે...એના હૈયામાં અન્ય પુરુષોની વાત ઉતારવી એ સરલ નથી."

"તારે માટે કોઈ વાત અશક્ય નથી. આઠ આઠ દિવસ ચાલ્યા ગયા છે...હવે હું પણ અકળાયો છું. પગ પાસે મીઠું અને સ્વચ્છ નીર પડ્યું હોય અને તૃષાની વેદના ભોગવવી એ ક્યાં સુધી ઉચિત ગણાય? વળી તારી શેઠાણીને કશી શંકા પડવા નથી દીધી.. પરંતુ એના સ્વભાવ મુજબ જો એના મનમાં જરા જેટલોય વહેમ પેસી જશે તો મારી સઘળી આશા પર પાણી ફરી વળશે."

"આપની વ્યથા હું સમજુ છું...પણ કોણ જાણે કેમ મલયને જોતાં જ મારી જીભ ઉપડતી નથી...પરંતુ હવે બે દિવસમાં હું મારું કામ ગમે તે ઉપાયે સાધી લઈશ. આપ વધુ બે દિવસ ધૈર્ય રાખો."

બલસારે વધુ બે દિવસ ધૈર્ય રાખવાનું કબૂલ્યું ત્યાર પછી હંમેશના ક્રમ મુજબ મલયસુંદરીના બાળકને રમાડ્યું. મલયના કુશળ પૂછ્યા અને પછી તે ચાલ્યો ગયો.

મધ્યાહ્ન વખતે મલય પોતાના પુત્રને લઈને જરા આડે પડખે થઈ હતી. ઊર્મિલા શય્યા સામે જ નીચે બેઠી હતી અને સાંજે શું રસોઈ કરવી છે તે પૂછી રહી હતી. મલયે એના પ્રશ્નના ઉત્તરમાં આછા હાસ્ય સહિત કહ્યું: "ઊર્મિલા, તું મને હંમેશા રસોઈ માટે પૂછે છે અને મારો એક જ જવાબ હોય છે કે જે હશે તે ચાલશે."

"દેવી, હું આપની રૂચિ જાણવા ખાતર જ પ્રશ્ન કરૂં છું. આપ હજી પણ સંકોચ રાખો છો તેનું મને ભારે દુઃખ થાય છે."

"ઊર્મિલા, તારા અંગે મારા મનમાં કોઈ પ્રકારનો અભાવ નથી...તું જો મારી પાસે ન હોત તો હું એક પળ પણ અહીં રહીં

શકત નહિ: હું કોઈ પ્રકારનો સંકોચ નથી રાખતી...માત્ર જે હોય તેમાં ચલાવી લેવું એમ માનું છું...તું મનથી જરાયે તારા મનમાં દુ:ખી થઈશ નહિ..."

"દેવી, આપની સાથે આઠ દિવસથી અહીં છું અને પ્રવાસમાં પણ સાથે જ હતી...પરંતુ હજી સુધી આપના જીવનનો અને આપના હૃદય વચ્ચે છૂપાયેલી વેદનાનો મને કોઈ પરિચય થયો નથી... ખરી રીતે આપને કંઈપણ પૂછતાં જ મારું મન અચકાતું હોય છે."

મલયસુંદરી આછું હસી અને નિદ્રાધીન થયેલા પુત્રના મસ્તકને પંપાળી મૃદુ ગંભીર સ્વરે બોલી: "ઊર્મિલા, નારીના જીવનનો સત્ય પરિચય એના પ્રાણમાં રહેલા સંતોષ અને શીલ વડે જ થાય છે, એથી વિશેષ પરિચય અન્ય કોઈ હોઈ શકે નહિ...અને વેદના તો સહુને વલોવતી જ રહે છે. કોઈની વેદના અલ્પ હોય, કોઈની વેદના અકથ્ય હોય તો કોઈની અસીમ હોય. માનવીને જે કંઈ ભોગવવું પડે છે તે તેના શુભાશુભ કર્મનું જ પરિણામ હોય છે."

"આપ કહો છો તે બરાબર છે.. હું તો એક વાતે મારું આશ્ચર્ય સમાવી શકતી નથી."

"કઈ વાતે?"

"આપનું સૌન્દર્ય જોયા પછી, આપની ભાષા, આપનો વિવેક અને આપની સહનશક્તિનો મને જે કંઈ પરિચય થયો છે તે પરથી મારું મન કહે છે કે આપ કોઈ ઉચ્ચકુળનાં જ છો...આપ આપના સ્વામીથી વિખૂટા કેમ પડી ગયા એજ મારે મન મોટું આશ્ચર્ય છે."

મલયસુંદરીએ પ્રફુલ્લ ભાવે ઊર્મિલા સામે જોઈને કહ્યું: "ઊર્મિલા, તને પહેલાં જ કહ્યું હતું કે આ બધું જે કંઈ બને છે. તે માત્ર કર્માધીન જ હોય છે મારા હાથે કોઈ ભવમાં એવાં કર્મ થયા હશે કે જેથી આજ મારે મારા સ્વામીથી વિખૂટાં પડવું પડયું ..."

" દેવી, આ દુઃખ દૂર કરવાનો શું કોઈ ઉપાય નથી ?"

" છે..."

" મને જણાવવાની કૃપા કરશો ?"

" ગાંડી, ઉપાય ઘણો જ સરલ અને સહજ છે. કર્મરાજાએ આપેલા દુઃખને હસતાં પી જવું દુઃખ પણ હૈયામાં હોય છે અને એનો ઉકેલ પણ હૈયામાં જ છૂપાયેલો છે."

ઊર્મિલા સમજી ગઈ કે મલયસુંદરી કોઈ પણ ઉપાયે પોતાનો સત્ય પરિચય આપે એમ નથી. એટલે તે બોલી: " દેવી, મને એક સરલ ઉપાય સૂઝયો છે .. આપે જે ઉપાય બતાવ્યો તે કેવળ નિરાશાનું જ પ્રતિબિંબ છે."

" તને કયો ઉપાય સૂઝયો છે ? "

" હમણાં આપ આરામ કરો આજ રાતે હું આપને કહીશ"

" જેવી તારી ઈચ્છા " મલયે હસીને કહ્યું.

ત્યાર પછી ઊર્મિલા નીચે ચાલી ગઈ.

સધ્યા વીતી ગઈ.

ઊર્મિલાએ મલય પાસે આવીને કહ્યું: " દેવી, આપનું દુઃખ મારાથી જોયું જતું નથી. આજ હું આપની સાથે ઘણી વાતો કરવા ઈચ્છું છું... આપ ધ્યાન ધરવા બેસી ન જતા."

" મારું નિત્યકર્મ હું વહેલુ પતાવી લઈશ. તારું કાર્ય સંપેટીને તું આવજે."

ઊર્મિલા 'જી' કહીને ચાલી ગઈ.

મલયે પોતાના પુત્રને થોડી વાર રમાડયો...ત્યાર પછી ધવરાવ્યો અને ધાવતાં ધાવતાં જ તે સૂઈ ગયો.

પુત્રને સરખી રીતે સૂવાડી, ઉપર પાતળી ચાદર ઓઢાડી મલય-સુંદરી નવકારમંત્રનું આરાધન કરવા નીચે બેસી ગઈ.

લગભગ બે ઘટિકા પછી ઊર્મિલા ખંડમાં આવી. એ વખતે મલય નવકારમંત્રનું સ્મરણ કરતી બેઠી હતી.

ઊર્મિલા કશો પણ અવાજ કર્યો વગર એક તરફ બેસી ગઈ... અને ધ્યાનસ્થ મુદ્રામાં બેઠેલી મલય સામે જોઈ રહી.

મલયનું ધ્યાનસ્થ સ્વરૂપ જોઈને ઊર્મિલાને હૈયામા અનેક વિચારો આવવા શરૂ થયા. આવી પવિત્ર રમણીને કંઈ જીભે ચારિત્રહીન થવાની સલાહ આપવી ? જે નારી દુઃખને પી જવામાં માને છે તે નારી પોતાના શીયળનો સોદો કરવા કદી તૈયાર ન થાય.

ના...ના...ના...શેઠને રાજી રાખવા ખાતર મેં ઘણાં પાપ કર્યાં છે...પ્રવાસમાં ઘણી સ્ત્રીઓને પદભ્રષ્ટ કરીને શેઠની કામેચ્છાને પોષી છે...અરે, હું પણ ઘણીવાર એની કૃપા મેળવવાને એની ભૂખને સંતોષવા તાબે થઈ છું.. પણ આ નિર્દોષ નારી આગળ વાત કરતાં મારુ હૈયું ધ્રૂજી ઊઠે છે.

શું કરું ? આવી એક નિર્દોષ સ્ત્રી આગળ હલકી વાત કરીને એની નજરે હલકા પડવું એ કોઈપણ દ્રષ્ટિએ ઉચિત નથી.

ના...ના...ના...શેઠને જેમ કરવુ હોય તેમ કરે મારે એક સતીસાધ્વીનો અભિશાપ શા માટે લેવો જોઈએ ?

તો ?

શેઠને કહી દઈશ કે મલયસુંદરી મારાથી સમજી શકી નથી... ત્રણ લોકની સંપત્તિને પણ તે શિયળ આગળ તુચ્છ માને છે।

આવા અનેક વિચારો તેને આવતા હતા...અને દુઃખ દૂર કરવાનો ઉપાય સૂચવવાના વિચારો સરી પડતા હતા.

બીજી અર્ધઘટિકા જતા જ મલયેઁ આંખો ખોલી અને સામે બેઠેલી ઊર્મિલાને જોતાં જ તે બોલી ઊઠી : " ઉર્મિલા, તારે બહુવાર તો બેસી રહેવું નથી પડયું ને ? "

"ના દેવી...હું થોડીવાર પહેલાં જ આવી છું."

"હવે તારે જે ઉપાય બતાવવો હોય તે બતાવ..." કહી મલય ઊભી થઈ અને એક આસન પર બેઠી.

શય્યામાં કુમાર નિરાંતે પોઢી ગયો હતો. ઊર્મિલાએ એક વાર શય્યા તરફ જોઈને કહ્યું: "દેવી, મને ક્ષમા કરો. આપે દર્શાવેલા ઉપાય પર વિચાર કરતાં મને પણ એ જ શ્રેષ્ઠ ઉપાય દેખાયો છે."

"ઊર્મિલા, વેદનાને દૂર કરવા માનવી મોટે ભાગે ફાંફાં જ મારતો હોય છે...ખરી રીતે દુઃખને પી જવું ને જીરવી લેવું એ જ દુઃખના મરણનો સાચો રસ્તો છે. તને આ વાત સમજાણી એ જાણીને મને ઘણો જ આનંદ થયો. તું મને કયો ઉપાય બતાવીશ તે હું સમજી ગઈ હતી."

"દેવી .."

"સંસારમાં સહુ ભૌતિક સુખ માટે જ પ્રયત્ન કરતા હોય છે. અને માનવીના સુખદુઃખનો નિર્ણય પણ એના ભૌતિક સુખના પરિમાણ પર કરતા હોય છે. તારો ઉપાય પણ આવો જ કોઈ હશે એમ મેં માની લીધું હતું." મલયે મધુર સ્વરે કહ્યું.

"દેવી, આપનું અનુમાન સાચું છે. મને એમ જ થયું હતું કે દુઃખ અને વેદનામાં આવું રૂપ યૌવન વેડફી નાખવું એ કરતાં એનું મૂલ્ય આંકાવવું શું ખોટું ? પણ આ ક્ષુદ્ર ઉપાય પર મેં જેમ જેમ વિચાર કર્યો તેમ તેમ મને લાગતું ગયું કે આ સાચો રસ્તો નથી. આમ કરવાથી કરેલાં કર્મના ભોગવટામાંથી કદી છૂટકારો મળતો નથી...એ તો ગમે તે રીતે ભોગવવાં જ પડે છે !"

"ઊર્મિલા, તું આ ન સમજી હોત તો મારે જ તને સમજાવવી પડત. હવે તું સૂઈ જા...આખો દિવસ કામકાજ કરીને થાકી ગઈ હઈશ..." મલયે કહ્યું.

થોડીવાર આડી અવળી વાતો કરીને ઊર્મિલા ઊભી થઈ અને નમઃસ્કાર કરીને બહાર ઓસરીમાં પોતા માટે કરેલી પથારી તરફ ગઈ.

મલય ખંડનું દ્વાર બંધ કરીને શય્યામાં પડી અને પતિની સ્મૃતિ સમા પુત્રને હૈયાસરસો લઈ થોડી જ વારમાં નિદ્રાધીન બની ગઈ.

બલસાર રોજ સવારે મલયને મળવા આવતો હતો . આ માટે તેણે પત્ની સમક્ષ પ્રાત:ભ્રમણનું બાનું રજૂ કર્યું હતું. પત્નીએ આ વાત માની લીધી હતી. પ્રિયસુંદરી જ્યારે સ્નાનગૃહમાં જતી ત્યારે બલસાર ભવનમાંથી નીકળી જતો.

પત્નીને કશી કલ્પના ન આવે એટલા ખાતર બલસાર રથને ઘણે દૂર ઊભો રખાવતો અને તે પગે ચાલીને જતો.

પ્રિયસુંદરીએ આ અંગે રથચાલકને પૂછ્યું હતું અને તેને ખાતરી થઈ હતી કે સ્વામી પ્રાતઃભ્રમણ અર્થે જ જાય છે.

નિત્ય ક્રમ પ્રમાણે સૂર્યોદય થતાં બલસાર પોતાના ગુપ્તભવનમાં આવી ગયો.

મલય સ્નાનાર્થે ગઈ હતી...મલયનો પુત્ર હજી સૂતો હતો અને ઊર્મિલા નીચે કામ કરતી હતી.

શેઠને જોતાં જ ઊર્મિલા બાજુના ખંડમાં ગઈ. બલસાર પણ એ ખંડમાં ગયો અને એક બેઠક પર બેસતાં બોલ્યો : " મલય, શું કરે છે ? "

" સ્નાનાગૃહમાં ગયાં છે."

" તને કેટલી સફળતા મળી ? "

" શેઠજી, ગઈ રાતે મેં ચર્ચા કાઢી હતી, પરંતુ તે કોઈપણ પ્રલોભનને વશ થાય એમ નથી. જો આપ રોષ ન કરો તો મારો મત દર્શાવું......" ઊર્મિલાએ કહ્યું.

" તારા પ્રત્યે રોષ કરવાનુ મને કોઇ કારણ નથી. કહે..."

" શેઠજી, મલય એક પવિત્ર અને દુઃખિની નારી છે...એની વાત

પરથી મને સ્પષ્ટ દેખાયું છે કે તે આપની ઇચ્છાને આધીન નહિ થાય. એનું મન જોયા પછી મારા દિલમાં પણ એમ જ થયું છે કે આપ એને જ્યાં જવું હોય ત્યાં જવાની વ્યવસ્થા કરી આપો તો વધારે ઉત્તમ ગણાશે..."

"ઊર્મિલા, આ તું શું કહે છે? અનાયાસે પ્રાપ્ત થયેલું સુખ શું મારે જતું કરવું?"

"શેઠજી, મને લાગે છે કે એક સતીને છંછેડવા જતાં હાથને હેયું દાઝી જશે."

"જોઈ તારી સતી સ્ત્રી...! મને લાગે છે કે તું એના ભોળા ને તેજોમય ચહેરા આગળ લાચાર બની ગઈ છે...હવે જે કરવું ઘટશે તે હું જ કરી લઈશ...અને તને પણ ખાતરી કરાવીશ કે તારી સતી નારી મારી શય્યાને શોભાવતી હશે." આટલું કહીને બલસાર આસન પરથી ઊભો થઈ ગયો અને મલયને મળ્યા વગર ભવન બહાર નીકળી ગયો.

માનવી જ્યારે ધૈર્ય ગુમાવે છે ત્યારે ચિત્ત ઉતાવળિયું બની જાય છે અને અનર્થ કરવા પણ તૈયાર થાય છે. તે મનમાં અનેક વિચારો અને યોજનાઓ ઘડતો ઘડતો પોતાના રથ પાસે પહોંચ્યો અને ઘર તરફ વિદાય થયો.

તેણે મનમાં એક યોજના વિચારી રાખી હતી...પરંતુ એ યોજનાનો અમલ દિવસના ભાગમાં થઈ શકે એમ નહોતો. એટલે આજ રાતે જ મલયને પોતાની કરવાનો અથવા તો બળજબરીથી વશ કરવાનો તેણે નિર્ણય કર્યો હતો.

આ યોજનામાં એક મોટો અંતરાય ઊભો હતો...પ્રિયસુંદરી પાસેથી રાતે ભવન બહાર નીકળવું કેવી રીતે? કયા બહાને? વળી આ વાત કોઈને કહી શકાય તેમ નહોતી.

પત્ની પાસેથી રાતે કેવી રીતે છટકવું એ વિચાર સ્થિર થઈ શક્યો નહિ અને તેનો રથ ભવનમાં દાખલ થયો.

પોતાના ઓરડામાં દાખલ થતાં જ પ્રિયસુંદરી પાછળ આવી અને બોલી: "આજ વહેલા કેમ આવતા રહ્યા?"

"આજ જરા અકળામણ થવા માંડી." કહી બલસાર એક આસન પર બેસી ગયો.

"અકળામણ?" પ્રશ્ન સાથે જ પ્રિયસુંદરી સ્વામી પાસે પહોંચી ગઈ અને સ્વામીના કપાળ પર હાથ મૂકતાં બોલી: "શું થતું હતું?"

"બીજું કંઈ નહિ...આજ જરા દોડ્યો હતો એટલે બંને પગ ભરાઈ ગયા હોય એમ લાગવા માંડ્યું."

"તમે ય કોઈ અજબ છો.. દોડવું શા માટે જોઈએ? આવતી કાલથી હું તમારી સાથે આવીશ."

બલસાર આછું હસ્યો અને બોલ્યો: "તું સાથે આવીશ? તારે તારી દેવસેવા ઊંચી મૂકવી પડશે અને લોકો જોઈ જશે તો તારી ટીકા કરશે."

"નવરા લોકો ટીકા કરે એની કોઈ કિંમત નથી."

"પણ હવેથી હું દોડીશ જ નહિ."

"તો એમ જ કહોને હું સાથે આવું તે તમને પસંદ નથી." બલસારે તરત પત્નીનો હાથ પકડી લેતાં કહ્યું: "આવું તેં કેમ માન્યું? પ્રવાસમાં સાથે લઈ જવા મે તને ભાવથી અનેકવાર કહ્યું હતું...છતાં તે મારી સાથે આવવાનો વિચાર સરખો યે નહોતો કર્યો..."

"પ્રવાસમાં તો છ છ મહિના થઈ જાય ને ઘર ધમરોળાઈ જાય... આ તો વહેલા નીકળીને વહેલા પાછા થોડીવારમાં આવી જવાય."

"પણ મેં હવે રાતે ભ્રમણ કરવાનો વિચાર કર્યો છે..."

"રાતે ? રાતે કોઈ દી ફરવાનું હોય ? જે લાભ પ્રાત ભ્રમણનો છે તે લાભ રાત્રિભ્રમણમાં મળતો જ નથી...અને રાતના તો હું તમને ક્યાંય જવા નહિ દઉં..."

"કેમ, તને કંઈ સંશય આવે છે ?"

"ઈ ચર્ચા જવા દો...હું ક્યાં તમને જાણતી નથી ? ઊર્મિલા જેવી દાસીને ય તમે ક્યાં મૂકી હતી ?"

"પ્રિયે, તારા મનનો આ સંશય હું કેવી રીતે દૂર કરું ? તારા જેવી સુંદર પત્નીનો સ્વામી શું પરનારી પાછળ જતો હશે ? તું તો જાણે છે કે મારો આનંદી સ્વભાવ છે એટલે કોઈ વાર ઊર્મિલા સાથે સહજ વિનોદ કર્યો હોય. એને તું આ રીતે મનમાં સાચવી રાખે છે એ મારા પ્રત્યેનો તારો અન્યાય છે !"

"હવે એ અપ્રિય ચર્ચા જવા દો. કોઠી ધોવાથી કાદવ સિવાય કશું ન નીકળે...ચાલો હવે જરા દૂધ વગેરે લઈ લો."

"અહીં જ લઈ આવને..."

"ભલે..." કહીને પ્રિયસુંદરી ખંડ બહાર નીકળી ગઈ.

બલસારે રાતે નીકળવાની એક યોજના ઘડી કાઢી. પોતાના વિશ્વાસુ માણસ સાથે વાત કરીને કોઈ અજાણ્યો માણસ રાત્રિના પ્રથમ પ્રહરના અંત ભાગમાં બોલાવવા આવે અને મહારાજા બોલાવે છે એમ કહે. એટલે એ બહાને નીકળી શકાશે. આ વિચાર મનમાં ગૂંથીને બલસારે માર્ગ શોધી કાઢ્યો તેના ચહેરા પર પ્રસન્નતા ઉપસી આવી.

અને પ્રિયસુંદરી એક દાસી સાથે દૂધ મિષ્ટાનનો થાળ વગેરે લઈને ખંડમાં આવી.

## પ્રકરણ ૧૯ મું : : તમાચો !

ચંપકપુરાક પત્નીને ગમે તે બહાને એનો પતિ છેતરી શકતો હોય છે અને ઘણી વાર સ્ત્રી સમજતી હોવા છતાં આંખ આડા કાન કરવામાં ડહાપણ માનતી હોય છે.

સવારે મનમાં ઘડેલી યોજના પ્રમાણે અશ્વસ્વાર મહારાજાનું તેડું આવ્યાના બહાને રાત્રિના પ્રથમ પ્રહરની પૂર્ણાહૂતિ પછી વિદાય થઈ ગયો.

પ્રિયસુંદરીના મનમાં સંશય તો થયો હતો કે સ્વામીએ આ કેવળ બહાનું બતાવ્યું છે...પરંતુ તે કશું બોલી નહિ.

અશ્વસ્વાર ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કરી, પત્નીને પ્રસન્ન ચિત્તે ચુંબન લઈ વિદાય થઈ ગયો. પ્રિયસુંદરીએ માત્ર એટલું જ પૂછ્યું : "પાછા ક્યારે આવશો ?"

"પ્રિયે, આમ તો તારો સંગ છોડવાની ઈચ્છા જ નથી ...પણ શું કરું ? મહારાજાના આદેશનો ઈન્કાર કરવો એ ઉચિત ન ગણાય. બનતા સુધી તો હું તરત ભાગીને આવતો રહીશ...પણ રાજા, વાજાં ને વાંદરાનો ભરોસો નહિ."

રથ ક્યારનો ભાડૂતી આવેલો. રથ જોઈને જ પ્રિયસુંદરીના હૈયામાં સંશય જાગૃત થયેલો.. પરંતુ તે કશું બોલી નહિ. ભવન બહાર જઈ રહેલા રથ સામે સ્થિર નજરે જોઈ રહી.

એના મનમાં થયું; એક દાસને પાછળ મોકલું...પરંતુ તે કોઈને મોકલી શકી નહિ.. કારણ કે વિચારમાં ને વિચારમાં તે ઓસરીની કોર પર ઊભી રહી અને રથ દૂર નીકળી ગયો.

બલસારનું ચિત્ત આજે કોઈ પણ ઉપાયે મલયને પોતાની બનાવવાનો તલસાટ સેવી રહ્યું હતું. મલયને પોતાની અંકલક્ષ્મી બનાવવાના અનેક ઉપાયો તેના મનમાં આવી રહ્યા હતા.

અને લગભગ દોઢ ઘટિકા પછી રથ યથાસ્થાને પહોંચી ગયો.

બલસારે રથમાંથી નીચે ઉતરતાં પોતાના મિત્રને કહ્યું: "તું હવે તારા ભવન પર જા અને રાત્રિના ત્રીજા પ્રહરના ગાળામાં રથ લઈ ને પાછો અહીં આવજે."

મિત્ર સમા સેવકે શેઠજીની આજ્ઞા સ્વીકારી લીધી અને તે રથ લઈને ચાલ્યો ગયો.

બલસારે ભવનના બંધ ઝાંપાને ખખડાવ્યો. ત્યાં બેઠેલા ચોકિયાતે તરત પ્રશ્ન કર્યો અને શેઠજીનો અવાજ સાંભળી તેણે તરત ઝાંપો ખોલ્યો.

બલસાર ભવન તરફ અગ્રસર થયો, જતાં જતાં તેણે ચોકિયાતને કહ્યું: "મારી આજ્ઞા વગર કોઈ અંદર ન આવે."

ચોકિયાતે 'જી' કહીને મસ્તક નમાવ્યું.

એક દાસી ભવનની ઓસરીમાં બેઠી હતી...એક દીપકનો હળવો પ્રકાશ ઓસરીમાં પડતો હતો. શેઠજીને જોતાં જ દાસી સફાળી ઊભી થઈ ગઈ અને બે હાથ જોડી મસ્તક નમાવતાં બોલી: "શ્રીમાનનો જય થાઓ!"

"ઊર્મિલા ક્યાં છે?"

"ઉપર છે. બોલાવું?"

"હા..." કહી બલસાર નીચેના એક ખંડમાં દાખલ થયો. એ ખંડમાં પણ એક દીપક આછો પ્રકાશ વેરી રહ્યો હતો.

ખંડમાં ચારે તરફ નજર કરીને બલસારે એક આસન પર બેઠક લીધી.

થોડી જ વારમાં ઊર્મિલા આવી પહોંચી.બલસારે ઉર્મિલાને જોતાં જ કહ્યું : " મલય શું કરે છે ? "

" કુમારને પડખામા લઈને સૂઈ ગયાં છે."

" નિદ્રા આવી ગઈ છે ? "

" ના..."

" હું ઉપર જઉં છું.. તું અન્ય દાસીઓને પાછળના ભાગમાં મોકલી આપજે અને તું રોકાજે."

" જી...પરતુ .."

" શું ? "

" આમ ઉતાવળ ન કરો તો સારૂં...આટલા દિવસના પરિચય પરથી મને લાગ્યું છે કે ધાર્યું પરિણામ લાવી શકાશે નહિ."

બલસાર આસન પરથી ઊભો થઈ ગયો અને બોલ્યો · "ઊર્મિલા, હવે હું ધૈર્ય રાખી શકું એમ નથી...અને તું તો જાણે છે કે હું કોઈપણ ભોગે મારી ઈચ્છા પૂરી કર્યા વગર રહેતો નથી."

" શ્રીમાન, મને આ સ્ત્રી અનોખી દેખાય છે."

" ઊર્મિલા. સંસારની કોઈપણ નારી અનોખી છે જ નહિ, પુરૂષના ચરણમાં પ્રકૃત્તિને મસ્તક, નમાવવુ જ પડે છે. આજે જ હું તને બતાવીશ કે તારી અનોખી દેખાતી નારી મારી શય્યાની શોભા બની હશે."

ઊર્મિલા કશું બોલી નહિ.

બલસાર ખંડ બહાર નીકળી ગયો. ઊર્મિલાએ તરત પાછળ આવીને કહ્યું : " આપના આગમનના સમાચાર...'

" કશી જરૂર નથી. મે કહ્યું તેમ કરજે." કહી બલસાર સોપાનશ્રેણિ ચડવા માંડયો.

ઊર્મિલા સાશંક નજરે શેઠને જતાં જોઈ રહી.

મલયસુંદરી માત્ર આડે પડખે થઈ હતી. પાંચ દીપકની દીપ-માલિકાનો પ્રકાશ ખંડ માટે ભરપૂર જણાતો હતો. તેનો પુત્ર થોડીવાર પહેલાં જ સૂઈ ગયો હતો. મલય ઊર્મિલાની રાહ જોઈ રહી હતી...કારણ કે ઊર્મિલાને બોલાવવા આવેલ દાસીએ શેઠજીના આગમનની વાત નહોતી કરી. માત્ર કામ છે તેમ જણાવેલુ.

ઊર્મિલા ખંડનું દ્વાર અટકાવીને નીચે ચાલી ગઈ હતી.

બલસારે અટકાવેલું દ્વાર ખોલ્યું...મલયના મનમાં થયું ઊર્મિલા પાછી આવી લાગે છે એટલે તેણે કહ્યું : "કેમ ઊર્મિલા, તારું કાર્ય પતી ગયું ?"

ત્યાં તો તેની નજર સામે બલસાર દેખાયો...,બલસારે કહ્યું : "કેમ મલય, ચિત્ત તો પ્રસન્ન છે ને ?"

"આપ ? અત્યારે ?..." આમ કહેતાં જ મલય શય્યામાંથી તરત નીચે ઉતરી ગઈ

બલસાર એક આસન પર બેસતાં બોલ્યો : "એક કાર્ય માટે આ તરફ નીકળ્યો હતો ..મનમાં થયું મળતો જાઉં...બેસને..."

મલય કંઈ સંકોચ સાથે એમને એમ ઊભી...કશું બોલી નહિ.

બલસારે કહ્યું : "મલય, સંકોચનો ત્યાગ કરીને નિરાંતે બેસ... તારા પ્રશ્ન અંગેની ચર્ચા કરવા જ હું આવ્યો છું. મારા મનમાં તારો પ્રશ્ન ભારે ઘેરો બન્યો છે...તારું હિત જળવાય એ રીતે તારો પ્રશ્ન પતી જાય તો મને પણ નિરાંત થાય...કારણ કે હું રહ્યો વેપારી.. મારે ક્યારે પ્રવાસે જવું પડે તે કહી શકાય નહિ."

મલયે ઊભા ઊભા જ કહ્યું : "શેઠજી, મારા પ્રશ્ન અંગે ચિંતા કરવાનુ આપને કોઈ કારણ નથી. મારું અને મારા પુત્રનુ આરોગ્ય હવે સારૂં છે. જો આપ એકાદ વાહનની વ્યવસ્થા કરી આપો તો હું આવતી કાલે ચાલી જઈશ."

" કઈ તરફ ?"

" મારા પતિ પાસે..."

" કયાં ગામમાં ?' જે પતિએ તારી આજ સુધી સાર સંભાળ પણ લીધી નથી તે પતિ શું તારો સ્વીકાર કરશે ?" બલસારે શાંત ભાવે કહ્યું.

" હા શેઠજી..."

" તારો પતિ કયા ગામમાં રહે છે ?"

મલય પોતાનો સત્ય પરિચય આપવા ઈચ્છતી નહોતી...કારણ કે એમ કરવા જતાં પતિગૃહને અને પિતાના ગૃહને લાંછન લાગે તેમ હતું. તે કશું બોલી નહિ.

બલસારે કહ્યું : " મલય, મને લાગે છે કે તું વાસ્તવિકતાથી ઘણી દૂર દૂર છે...તું મને તારા પતિનું નામઠામ જણાવે તો હું કોઈને મોકલીને તારા પતિને અહિં બોલાવી મંગાવું..."

" શેઠજી, એવું કરવાની આવશ્યકતા નથી. મારા પતિદેવ મને શોધતા જ હશે.. હું ત્યાં જઈશ એટલે અવશ્ય મારો અને તેના પુત્રનો સત્કાર કરશે. આપ કેવળ એક વાહનની વ્યવસ્થા કરી આપો."

" એટલે તને એકલી જવા દઉં ? મલય, તારા જેવી રૂપવતી અને નવજવાન સ્ત્રીએ એકલા પ્રવાસ ખેડવો એ ભારે જોખમી કાર્ય છે. પ્રથમ તું મને તારો સત્ય પરિચય આપ..." બલસારે કહ્યું.

" શેઠજી, હું એક સામાન્ય ઘરની દીકરી છું ને વહુ છું... આથી વિશેષ કોઈ પરિચય મારો છે નહિ. પ્રવાસમાં મને કોઈ વિપત્તિ નહિ આવે, છતાં કોઈ વિપત્તિ આવશે તો વિપત્તિ સાથે લડી લેતાં મને આવડે છે. આપશ્રીએ આશ્રય આપીને મારા પર મહાન ઉપકાર કર્યો છે...હું ગરીબ નારી આપની ઉદારતાને જીવનભર યાદ કરતી રહીશ." મલયસુંદરીએ મૃદુ સ્વરે કહ્યું.

બલસાર સમજી શક્યો કે આ નારી કોઈપણ ઉપાયે પોતાનો પરિચય આપે એમ નથી. બે પળ મૌન રહીને તે બોલ્યો : " મલય, તું કહે છે એ સાચું હોય તો હલકા વર્ણમાં અન્ય પતિ કરવાનો અધિકાર સ્ત્રીઓને હોય છે."

" બરાબર છે ..પરંતુ જે સ્ત્રીને પોતાના પતિ તરફથી દુઃખ કે અસંતોષ હોય તે સ્ત્રી વારે વારે ઘર બદલાવતી હોય છે અને અંતે સુખ લેવા જતાં દુઃખી થતી હોય છે. મને મારા સ્વામી તરફથી કોઈ દુઃખ કે અસંતોષ છે નહિ."

" તો હું તને જાણી જોઈને વિપત્તિમાં નહિ મોકલી શકું... મેં તારા સુખ માટે અન્ય માર્ગ વિચાર્યો છે." બલસારની વાણીમાં પરિવર્તન થયું.

મલયે બલસાર સામે જોયું...ત્યાર પછી કહ્યું : " શેઠજી..."

" હવે તારે મારી જીવનસંગિની બનવાનું છે...મલય, તને હું લાખો રૂપિયાના અલંકારો વડે શણગારીશ. તારો પડ્યો બોલ ઝીલવા એક નહિ પણ સેંકડો દાસ દાસીઓ મૂકીશ...તારો આ અનાથ પુત્ર સનાથ બની જશે અને મારી કરોડોની સંપત્તિનો એકનો એક વારસદાર બનશે."

" શેઠજી, આ શબ્દો આપને શોભા નથી આપતા. હું એક પરનારી છું...અને સંસારનું સિંહાસન પ્રાપ્ત થાય તો પણ મારો ધર્મ ને મારું શીલ વેચવા કદી ઇચ્છું નહિ. આપની પાસે સંપત્તિ છે, સુખ છે, સુંદર પત્ની છે. વૈભવ છે...આપે આવો નબળો વિચાર મનમાં પણ ન લાવવો જોઈએ."

બલસાર આસન પરથી ઊભો થઈ ગયો અને બોલ્યો: "પ્રિયે, હું સત્ય કહું છું. તને મારા પ્રાણથી પણ અધિક રાખીશ, તું એક વાર મારી બની જા અને પછી જોઈ લે સુખનું શિખર કેવું સોહામણું

હોય છે !" આ શબ્દો બોલતો બોલતો બલસાર મલયસુંદરી તરફ આગળ વધ્યો.

મલયસુંદરી પલંગ પાસેથી ચાર હાથ દૂર ખસી ગઈ...તેણે ખંડના દ્વાર તરફ નજર કરી. બલસાર સમજી ગયો અને તરત તે ખંડના દ્વાર પાસે પહોંચી ગયો. દ્વાર અટકાવી અંદરથી સાંકળ ચડાવતાં બોલ્યો : "પ્રિયે, મે તને પ્રથમવાર જોઈ હતી ત્યારથી તને મારી બનાવવાનો મેં સંકલ્પ કર્યો હતો. આટલા દિવસ પર્યંત મેં એટલા માટે ધૈર્ય રાખ્યું હતું કે તું સ્વેચ્છાએ સમજીને મારી બની શકે..."

"શેઠજી, પરનારી પ્રત્યે કુદૃષ્ટિ કરવી એ મહાન પાપ છે .. અને કોઈ પણ સતી નારીના શિયળ પ્રત્યે આવી નબળી મનોવૃત્તિ રાખવી એ આપના જેવા કુળવાનને જરાયે શોભાસ્પદ નથી. આપ કૃપા કરીને ચાલ્યા જાઓ. હું ગમે તે રીતે મારો માર્ગ શોધી લઈશ." મલયે વિનતિભર્યા સ્વરે કહ્યું.

"મલય, તારો માર્ગ મેં જ શોધી લીધો છે. તને મારી અંકલક્ષ્મી બનાવ્યા વગર હું કોઈપણ ઉપાયે રહી શકું એમ નથી." બલસાર ફરીવાર મલય તરફ અગ્રસર થયો.

મલયે તેજદાર સ્વરે કહ્યું : "સાર્થવાહ ! એટલે જ રહેજે... મને લાગે છે કે તને સતીઓનો કોઈ પરિચય થયો નથી...! મારી કાયાના ટુકડે ટુકડા થઈ જશે અથવા તો મારી તમામ આશાઓ નષ્ટ થઈ જશે તો પણ ચંદ્ર સમા નિર્મળ એવા મારા શિયળને હું કોઈપણ ઉપાયે કલંકિત થવા નહિ દઉં."

"શું આ તારો અંતિમ જવાબ છે ?"

"હા..."

"તારા આ દુરાગ્રહનો અર્થ એ થયો કે મારે તારા પર બળાત્કાર કરવો. મલય, તને તારા શિયળનો ગર્વ છે તો મને મારી

સંપત્તિનો ગર્વ છે ..મારી સંપત્તિની ચમક આગળ તારા જેવી અનેક સ્ત્રીઓ ઢળી પડી છે..."

વચ્ચે જ મલયે તેજપૂર્વક કહ્યું : " એ સ્ત્રીઓ નહિ હોય... નગરનારીઓ હશે ! કોઈપણ આર્ય નારી સમૃદ્ધિની ચમકમાં સપડાતી ન "."

" હું આ પળેજ મારી ઈચ્છા પૂરી કરીશ." કહી બલસાર મલય સુંદરી તરફ આગળ વધ્યો.

મલયસુંદરી ભારે વિષમ પરિસ્થિતિમાં મૂકાઈ ગઈ. ખંડનું વાતાયન એટલું ઊંચું હતુ કે ઉપર ચડીને નીચે કૂદકો મારી શકાય તેમ નહોતો.. હવે શું કરવું ?

બલસાર વધારે નજીક આવ્યો.

મલયે કહ્યું : " બલસાર, તારી પ્રતિષ્ઠાનો જુગાર ખેલીશ નહિ . હું હમણાંજ બૂમ મારીશ."

બલસાર ખડખડાટ હસી પડચો અને બોલ્યો : " સુંદરી, આ ખંડની રચના એવી છે કે તારો અવાજ બહાર જઈ શકશે નહિ... અને બધાં દાસદાસીઓને મેં વિદાય કર્યાં છે." આમ કહી તેણે મલયનો હાથ પકડી લીધો.

એજ પળે જેમ કોઈ વીજળી ત્રાટકે તેમ મલયનો બીજો હાથ બલસારના જડબા પર પડચો અને બલસારની આંખ સામે રાતાં પીળાં ચક્કર ચડવા માંડયાં...તેનાથી મલયનો હાથ મૂકાઈ ગયો અને મોઢા પર હાથ ફેરવતાં અતિ ક્રોધથી બોલ્યો : " તેં મને તમાચો નથી માર્યો, પણ તારા ભાગ્યને તમાચો માર્યો છે...આનું તારે ભયંકર ભોગવવું પડશે."

" મોતથી બીજું કોઈ ભંયકર પરિણામ છે નહિ અને મને મોતનો જરાયે ભય નથી."

બલસારના હૈયામાં ભારે ક્રોધ વ્યાપી ગયો હતો, પરંતુ એકજ તમાચે તે ધોળા દિવસે તારા જોઈ શક્યો હતો...ફરીવાર સાહસ કરવાનું તેને મન થયું...પરંતુ તેણે બીજોજ નિર્ણય કરી લીધો.

તે એકદમ પલંગ તરફ ગયો અને સૂઈ રહેલા બાળકને ઉઠાવી લઈ ખંડ બહાર નીકળી ગયો. બહાર નીકળીને તેણે ખંડનું દ્વાર બંધ કરી દીધું. દ્વારને સાંકળ મારી દૂર ઊભેલી ઊર્મિલા સામે જોઈને કહ્યું : " જલ્દી એક તાળું લાવ."

ઊર્મિલા તરત નીચે ચાલી ગઈ.

મલયસુંદરીએ બંધ દ્વાર પાસે આવીને મમતાભર્યા સ્વરે કહ્યું : " શેઠજી...મારો પુત્ર મને પાછો આપો."

" જે દિવસે તું સ્વેચ્છાએ મારી બનીશ તેજ દિવસે તુ તારા પુત્રનાં દર્શન કરી શકીશ."

ઊર્મિલા આવી ગઈ. બલસારે ખંડને તાળું મારી દીધું અને ચાવી પોતાની કમરે ભરાવી. ત્યાર પછી ઊર્મિલા સામે જોઈને કહ્યું: " ઊર્મિલા મલય ક્યાંય છટકે નહિ એ જવાબદારી તારા ઉપર મૂકું છું."

ઊર્મિલા કશું બોલી નહિ.

બાળક રડી પડયું.

બલસાર રડતા બાળકને લઈને ભવન બહાર નીકળી ગયો.

માર્ગ પર રથ આવી ગયો હતો.

## પ્રકરણ ૨૦ મું : : સાગર પ્રવાસની ભૂમિકા

પતિનાં આગમનની રાહ જોતી જોતી પ્રિયસુંદરી છેક મધ્યરાત્રિ પછી નિદ્રાધીન થઈ ગઈ. આજ તેણે મનથી ઘણા વિચારો કર્યા હતા અને હવે કોઈ પણ ભોગે સ્વામીને રાત્રિ સમયે ઘર બહાર ન જવા દેવો એમ નક્કી કર્યું હતું.

જે નારીને પોતાના પતિના ચારિત્ર પ્રત્યે સંશય રહ્યા કરે છે તે નારીની મનોવેદના ભારે ગાઢ હોય છે.

અને મનમાં પ્રવેશેલો સંશય એક પ્રકારના શલ્પ સમો જ હોય છે.

પોતાના પતિનું ચારિત્ર સ્વચ્છ નથી એ વાત પ્રિયસુંદરી ઘણા સમયથી જાણતી હતી...પરન્તુ આમાં પોતે બીજું શું કરી શકે ? ઘણીવાર તે કડવો ઘૂંટડો પીને બેસી રહેતી. પરંતુ હવે પતિનું આ વર્તન તેને અસહ્ય થઈ પડયું હતુ.

આવા અનેક વિચારો કરતી કરતી પ્રિયસુંદરી નિદ્રાવશ થઈ ગઈ હતી.

રાત્રિના ત્રીજા પ્રહરના અંત ભાગમાં બલસાર આવી પહોંચ્યો. તેના બંને હાથમાં મલયનુ બાળક હતુ...તે રડી રહ્યું હતું.

પોતાના બ ડમા બાળકનાં રૂદનનો અવાજ સાંભળી પ્રિયસુંદરી

સફાળી બેઠી થઈ ગઈ...દીપકના આછા પ્રકાશમાં તેણે જોયું, પતિદેવ હાથમાં રડતું બાળક લઈને ઊભા છે!

પ્રિયસુંદરી બે પળ પર્યંત અવાક્ બનીને ઊભી રહી ..અને તે કંઈ પ્રશ્ન કરે તે પહેલા જ બલસાર શય્યા પાસે ગયો અને રડતું બાળક પત્નીના હાથમાં મૂકતાં બોલ્યોઃ "પ્રિયે, ભગવાને આજ આપણી ઈચ્છા પૂરી કરી છે."

"પણ આ બાળક કોનું છે?"

"તું જરા એના ગૌર અને તેજસ્વી વદન સામે તો નજર કર ...આવું બાળક દેવને પણ દુર્લભ હોય છે." કહી બલસારે પત્નીના ખભા પર એક હાથ મૂકયો.

પ્રિયસુંદરીએ બાળકના સુંદર વદન સામે જોઈને કહ્યું: "પ્રથમ મારા પ્રશ્નનો જવાબ આપો...આ બાળક કયાંથી ઉઠાવી લાવ્યા? તમારી કોઈ રખાતનું તો નથી ને?"

"પ્રિયે, આવું શું બોલે છે? પ્રથમ તો મારે કોઈ રખાત છે જ નહી અને આ બાળક ભાગ્યયોગે પ્રાપ્ત થયું છે."

"કેવી રીતે?"

"હું મહારાજને મળવા ગયો હતો એ તો તું જાણે છે. ત્યાં બેચાર નર્તકીઓનો જલસો હતો. મને થયું કે કયાં આવી ભરાણો અને હવે છટકવું કેવી રીતે? લગભગ બીજો પ્રહર પૂરો થયા પછી મળ ત્યાગ કરવાના બહાને હું નીકળી ગયો.. મહારાજાને ત્યાં મારો દમ ઘૂંટાતો હતો એટલે બારોબારથી રથ ચલાવ્યો અને અશોકનિકા પાસે આવતા જ મને કોઈ બાળકનું રૂદન સંભળાયું. મે તરત રથ ઊભો રખાવ્યો અને તપાસ કરી તો વૃક્ષ નીચે આ બાળક પડયું હતું. આસપાસ કોઈ નહોતું...છતાં મેં અર્ધપ્રહર પર્યંત ચારે તરફ જોયું. મને લાગ્યું કે કોઈ વિધવા કે કુમારી વ્યભિચારિણી સ્ત્રી આ બાળકને છોડી ગઈ લાગે છે...એટલે ભગવાનનું વરદાન માની મેં આ બાળક

લઈ લીધું. હવે આ બાળકની તુ જ માતા છે...તારે જ એને સંસ્કાર રેડવાના છે...આવતી કાલે સવારે હું કોઈ ધાવને શોધી લાવીશ."

પ્રિયસુંદરી બધું વીસરી ગઈ અને સુંદર બાળકમાં નિમગ્ન બની ગઈ થોડી વાર પછી તે બોલી : "ખરેખર, ભગવાને આપણા પર મોટી કૃપા કરી છે.. આપણે આ બાળકનું નામ શું રાખશું ?"

"મારા નામના પહેલા બે અક્ષર અને તારા નામના છેલ્લા ત્રણ અક્ષર..."

"એવુ તે નામ હોય ? શું આ કન્યા છે ?"

"બલસુંદરી નહિ પણ બલસુંદર...!"

"સરસ નામ ..!" કહી પ્રિયસુંદરીએ બાળકને હૈયા સરસું લીધું. રડી રડીને થાકી ગયેલો બલ નિદ્રાધીન થઈ ગયો.

બીજે દિવસે સવારે જ બલસારે બલસુંદર માટે એક ધાવની વ્યવસ્થા કરી લીધી અને પોતાના મુનીમને બોલાવી ગરીબોને દાન આપવાની આજ્ઞા કરી—સાથોસાથ એક સપ્તાહમાં કરિયાણાનું વહાણુ ભરવાની પણ આજ્ઞા કરી.

"કરિયાણાનુ વહાણુ ?"

"હા...મારે છેલ્લો સાગર પ્રવાસ ખેડવો છે."

"શેઠજી આપ મારો પરિહાસ કરો છો."

વચ્ચેજ બલસારે કહ્યું : "નહિ કાકા, આપને હુ વડીલ માનું છું..." વળી ભગવાને ગઈ રાતે મને પુત્રરત્ન આપ્યું છે...એટલે આ છેલ્લો પ્રવાસ ખેડીને પછી કદી ક્યાંય જવું નથી."

મુનીમજી અવાક્ બની ગયા. પુત્રરત્ન કેવી રીતે ? તેઓ ફાટી આંખે શેઠ સામે જોઈ રહ્યા.

બલસારે વૃદ્ધ મુનીમજીનો મનોભાવ કલ્પી લીધો અને પોતાને અશોકનિકામાથી પુત્રરત્ન પ્રાપ્ત થયાની વાત કરી.

આ સાંભળી મુનીમના વદન પર હર્ષની રેખાઓ ખેંચાઈ. તેઓ બોલ્યાઃ "શેઠજી, આ સમાચાર સાંભળીને મને ઘણો જ આનંદ થયો છે. ભગવાન આપને અને બલસુંદરને સો વર્ષનાં કરે!"

એ સિવાય બીજી કેટલીક વાતો કરીને મુનીમજી વિદાય થયા.

મધ્યાહ્ન પછી બલસાર ઘેરથી બહાર નીકળી શક્યો...કારણ કે બલસુંદરને પડખામાં લઈને પ્રિયસુંદરી સૂઈ ગઈ હતી.

બલસાર સીધો પોતાના ગુપ્ત ગૃહે આવ્યો અને ખંડની ચાવી ઊર્મિલાને સોંપતાં બોલ્યો : "ઊર્મિલા, લાગણીના પ્રવાહમાં ખેંચાયા વગર તું મલયની બરાબર ચોકી રાખજે...જો એ મારી થશે તો જ પોતાના પુત્રને જોઈ શકશે. એ વાત તું સમજાવજે...એક સપ્તાહ પછી હું સાગર પ્રવાસ ખેડવાનો છું...તને અને મલયને મારી સાથે લઈ જવા ઈચ્છું છું...જો એક સપ્તાહમાં મલય માની જાય તો હું સાગરની સફર બંધ કરીશ."

ઊર્મિલાએ કહ્યું : "શેઠજી, કોઈ દિવસ પરાણે પ્રીતિ બંધાતી નથી ..આપ આ વાત કેમ ભૂલી જાઓ છો?"

"ઊર્મિલા, હું તારી વાત બરાબર સમજું છું...પરંતુ તને કયા શબ્દોમાં કહું? મલય વગર મારાથી જીવવું પણ ભારે કઠણ થઈ પડયું છે. હું બે દિવસ પછી મળવા આવીશ...મને લાગે છે કે ત્રણ દિવસમાં એનો રૂવાબ હળવો થઈ જશે."

"એનો પુત્ર..."

"એનું નામ બલસુંદર પાડયું છે અને મારી સંપત્તિના વારસદાર રૂપે મારા ભવનમાં જ છે...તારી શેઠાણીનો ખોળો આ રીતે ભરાઈ ગયો છે અને તે ખૂબ જ આનંદિત બની ગઈ છે"

આ સિવાય બીજી કેટલીક સૂચનાઓ આપીને બલસાર ચાલ્યો ગયો.

ઊર્મિલાએ ભોજનનો થાળ લઈને તાળું ઉઘાડ્યું.. ત્યાર પછી તે મલયના ખંડમાં ગઈ.. મલય ગઈ રાતની એમને એમ બેઠી હતી. ઊર્મિલાને જોતાં જ તે એકદમ ઊભી થઈ ગઈ...અને બોલી : " શું લાવી છે ?"

" આપ સવારનાં ભૂખ્યા છો...પાણી પણ પીધું નથી. જરા હાથ મુખ ધોઈને ભોજન કરી લ્યો."

" નહિ...મારે એ દુષ્ટનું કંઈ પણ ખાવું નથી...તું મારી સખી માફક સાથે રહી.. મેં તારા પર વિશ્વાસ મૂક્યો અને તેં પણ મને અગાઉથી ચેતવી નહિ ..?"

" દેવી, આપ ઉતાવળા ન થાઓ. ધૈર્યથી બધાં સારાં વાનાં થઈ શકશે ..શેઠજી તો આપને પૂરીને ગયાં હતાં...એ હમણાં જ આવ્યા હતા અને માંડ માંડ એમની પાસેથી ચાવી મેળવી શકી છુ."

" ઊર્મિલા, મારે કશું ખાવું નથી ..જો તને મારા પ્રત્યે કંઈક સહાનુભૂતિ હોય તો મને અહીંથી મુક્ત કરી દે શાસનદેવ તારું કલ્યાણ કરશે ..ખરેખર, હુ તને જીવનભર નહિ ભૂલું."

" દેવી, આ૫ ઉતાવળા ન થાઓ . બારણા બંધ હતાં છતાં આપે ગઈ રાતે શેઠજીને મારેલો તમાચો મે બહારથી સાંભળ્યો હતો. જે નારીના પ્રાણમાં શિયળ સાચવવાની ખુમારી હોય છે તે નારીને કોઈ પહોંચી શકતું નથી, અને આપ ચાલ્યા જશો તો આપના પુત્રનું શું થશે ? આપ ધીરજ રાખો...શેઠજી મને કહી ગયા છે કે મલય પોતાનો વિચાર ફેરવશે તો જ એને એનો પુત્ર મળશે. આ વાત આપને સમજાવવાની જવાબદારી તેમણે મારા પર મૂકી છે ..પરંતુ હું કળથી બધું કઢાવી લઈશ. આપ જો છટકીને ચાલ્યા જશો તો આપના પુત્ર માથે શું વિતશે એ કલ્પના પણ હું કરી શકતી નથી. હુ ખરેખર કહું છું કે આપ ધૈર્ય ધારણ કરો અને શેઠજી આવે તો પણ આપના વિચારોમાં મક્કમ રહેજો "

મલય ઊર્મિલા સામે સ્થિર નજરે જોતી આસન પર બેસી ગઈ. માતાનું હૈયું પુત્ર માટે વ્યાકુળ બની ગયું.

ઊર્મિલાએ કહ્યું : "પ્રથમ આપ ભોજન કરી લ્યો."

"ઊર્મિલા, તુ કહે છે તેમ ધૈર્ય રાખવામાં મને કશો વાંધો નથી, પરંતુ હું કોઈ પણ ઉપાયે બલસારની ઇચ્છાને તાબે થવાની નથી. શીલની રક્ષા કરતાં પણ મને આવડે છે...પરંતુ આ રીતે એક નરાધમના પંજામાં રહેવું તે બરાબર નથી."

"દેવી, બધું બરાબર થઈ જશે.. જ્યાં બળથી કાર્ય ન થતું હોય ત્યાં કળનો ઉપયોગ કરવો જોઈએ પ્રથમ આપ ભોજન કરીને શાંત થાઓ. પછી શું કરવુ એ આપણે વિચારીશું."

બે પળ વિચાર કરીને મલય બોલી : "ઊર્મિલા તારા પર વિશ્વાસ રાખું છું.. પહેલાં તું મારા સ્નાનની વ્યવસ્થા કર."

ઊર્મિલા તરત ઊઠીને બહાર નીકળી ગઈ. ખંડનુ દ્વાર તેણે બંધ ન કર્યું.

સ્નાનાદિથી નિવૃત્ત થઈ થોડું ભોજન કરીને મલય કંઈક શાંત થઈ...પરંતુ એનો પુત્ર એને પળે પળે યાદ આવી રહ્યો હતો...! માતા વગર પુત્ર રડી રડીને કોણુ જાણે કેવી સ્થિતિમાં મૂકાઈ જશે? ઓહ, કામવાસનાના કીડાઓ શુ આવા નિર્દોષ બાળકો પ્રત્યે પણ નિર્દય બની શકતા હશે? હે જીનેશ્વર ભગવંત, મારા એવા ક્યા કર્મ હશે કે મારે આ રીતે ભોગવવાં પડે છે? આ પાપ કર્મના પરિણામ રૂપ નાગચૂડમાંથી હું ક્યારે મુક્ત થઈ શકીશ? ક્યારે મારા સ્વામીને મળી શકીશ? ઓહ, એમના હાલ તો કોણુ જાણે કે કેવા થ હશે? કાં તો તેઓ મને શોધવા નીકળી પડ્યા હશે...અથવા ભારે વેદના વચ્ચે વલુંધાતા હશે? મારા કારણે એમને પણ કેટલું દર્દ સહવું પડે છે!

આવા વિચારો જ્યારે મનમાં ઉભરાતા ત્યારે મલય નવકાર મંત્રનું

આરાધન કરવા બેસી જતી અને એમાંથી બળ મેળવીને ગમે તેવા દર્દને પી જતી.

માનસિક અથવા શારીરિક વિપત્તિ વખતે આધ્યાત્મિક બળ એક પ્રકારનો ઓથ બની જાય છે.

મલય માનસિક વ્યથાઓથી નિવૃત્ત થવા નવકારમંત્રનું સ્મરણ કરવા માંડી.

અહીં બલસારના ભવનમાં કલ્લોલ નાચી રહ્યો હતો. બલસુંદરને યોગ્ય ધાવ મળી ગઈ હતી એટલે તેનું રૂદન બંધ થઈ ગયું હતું...અને પ્રિયસુંદરી તો એક પળ માટેય બલસુંદરને આંખથી અળગો થવા નહોતી દેતી. તેના મનને તો એમજ થયું હતું કે આ પુત્ર મારો પોતાનો જ છે...!

બે દિવસ પછી સંધ્યા વખતે બલસાર પોતાના ગુપ્ત ભવનમાં આવી પહોંચ્યો.

ઊર્મિલા ઉપરના ખંડમાં મલય પાસે બેઠી હતી અને વાતો કરી રહી હતી.

એક દાસીએ આવીને ઊર્મિલાને શેઠજી આવ્યાના સમાચાર આપ્યા. ઊર્મિલા તરત ઊભી થઈ.. અને તે બહાર આવે તે પહેલાં જ બલસાર ઉપર આવી ગયો.

ઊર્મિલા ખંડમાં પાછી વળી. બલસારે ખંડમાં દાખલ થઈ મલય સામે જોઈને કહ્યું : "મલય, તને ઊર્મિલાએ બધી વાત તો કરી જ હશે."

મલય કશું બોલી નહિ...શેઠ સામે નજર સરખી પણ ન કરી. બલરાજે ઊભા ઊભા કહ્યું : "મલય, હું તને પાંચ દિવસ પર્યંત વિચાર કરવાની એક તક આપું છું.. તું એ ન ભૂલી જતી કે તારો પુત્ર મારા હાથમાં છે...તારે તારા પુત્રનું મુખ જોવું હોય અને સુખ જોવું હોય તો પ્રેમ અને ઉલ્લાસથી મારી બની જવાનો નિશ્ચય કરી લેજે."

મલય કશું બોલી નહિ.

બલસાર ઊર્મિલાને નીચે આવવાનું કહીને ચાલ્યો ગયો.

બલસારના ગયા પછી ઊર્મિલાએ મૃદુસ્વરે કહ્યું · "દેવી, ધૈર્ય ગુમાવશો નહિ...આપને પ્રાપ્ત કરવા માટે શેઠજી પાસે આપનો પુત્ર જ એક ચાવીરૂપ છે અને એ ચાવી કેમ મેળવવી તે હું વિચારૂં છું."

મલયે ઊર્મિલા સામે વિશ્વાસભરી નજરે જોયું.

ઊર્મિલા નીચે ચાલી ગઈ.

બલસાર એની રાહ જોતો ખંડમાં આંટા મારી રહ્યો હતો. ખંડમાં એક દીપમાલિકાનો પ્રકાશ પથરાઈ ચૂક્યો હતો...ઊર્મિલા ખંડમાં દાખલ થઈ અને બલસારે પ્રશ્ન કર્યો: "ઊર્મિલા, કંઈ ઠેકાણે આવે એમ લાગે છે?"

"શેઠજી, મેં સમજાવવામાં જરાયે મણા નથી રાખી ..પણ આ નારી કંઈ અજોડ છે...કોઈપણ ભોગે તે પોતાનું સતીત્વ વેચવા તૈયાર નથી ..એક માત્ર પુત્રમોહ ખાતર કદાચ..."

વચ્ચે જ બલસારે કહ્યું: "ઊર્મિલા, આ કાર્ય તું કરી આપીશ તો હું તને દસ હજાર સુવર્ણમુદ્રાઓ આપીશ ..એટલું જ નહિ પણ આ મારું મકાન તને આપી દઈશ અને દાસીપણાનાં બંધનમાંથી મુક્ત કરીશ."

ઊર્મિલાના નયનો આ પ્રલોભનથી ચમકી ઊઠ્યાં. પ્રલોભનની ઉપેક્ષા કરવી એ મહાપુરુષનું કામ છે. ઊર્મિલા તો એક દાસી હતી...

બલસારે ઊર્મિલાના ખભા પર હાથ મૂકીને કહ્યું: "અહીં ન સમજે તો, સાગર પ્રવાસમાં પણ તું સમજાવી શકીશ એટલા માટે જ તને સાથે લઉં છું. હવે તું બરાબર ધ્યાન રાખજે ..તને વિશ્વાસમાં રાખીને તે છટકી ન જાય એ તારે સંભાળવાનું છે."

"આપ નિશ્ચિત રહો. હું પ્રયત્ન કરવામાં જરાયે ખામી નહિ રાખું, પરંતુ આપે આપેલું વચન..."

" જરાયે સંશય ન રાખીશ. મારા વચનમાંથી હું કોઈ પણ ઉપાયે નહિ છટકું." કહી બલસારે વહાલથી ઊર્મિલાના વાંસા પર હાથ ફેરવ્યો ..ત્યાર પછી તે ચાલ્યો ગયો.

ભવન પર આવીને તેણે જોયું તો પ્રિયસુંદરી ઉદ્યાનમાં બેસીને બલસુંદરને રમાડી રહી હતી.

સ્વામીને જોતાં જ તે બોલી : " જરા અહીં તો આવો..."

બલસાર ઉદ્યાનમાં પત્ની પાસે ગયો.

પત્નીએ કહ્યું : " આમ તો જુઓ, કેવો હળી ગયો છે? મારા વગર એક પળ માટે પણ રહેતો નથી."

" પ્રિયે, આ તારું જ રત્ન છે...પણ રાત્રિકાળે બલને લઈને તું અહીં બેઠી છે તે બરાબર નથી . કદાચ શરદી થઈ જશે તો."

પ્રિયસુંદરી તરત બાળકને હૈયા સરસું દબાવતી ઊભી થઈ અને બોલી : " હું અહીં હમણાજ આવી હતી...ચાલો અંદર જઈએ."

ખંડમાં ગયા પછી એક બેઠક પર બેસતા બલસારે કહ્યું : " પ્રિયે, માંડ કરીને ઠામ થયો હતો ત્યાં એક નવી ઉપાધિ આવી પડી છે."

" કઈ ઉપાધિ ? "

" ચાર પાંચ દિવસમાં મારે રાજાજ્ઞાને વશ થઈને સાગરના એક પ્રવાસે જવું પડશે . "

" શા માટે ? "

" મહારાજા માટે અમુક માલ ખરીદવા...તેઓ મારા સિવાય અન્ય કોઈને મોકલવા ઈચ્છતા નથી અને હું ના પાડું તો કોપાયમાન થાય અને આપણી સંપત્તિ લૂંટી લે."

" સાગર પ્રવાસમાં તો એક વર્ષ નીકળી જાય..."

" નહિ પ્રિયે, બહુ દૂરનો પ્રવાસ નથી.. આવતાં જતાં એકાદ મહિનો લાગે અને એકાદ મહિનો બીજો થાય."

'શું આપ સત્ય કહો છો ?"

"પ્રિયે, તારી સમક્ષ અસત્ય બોલવામાં મને શું લાભ ? અત્યારે હું એમની પાસેથી જ આવું છું...આવતી કાલે મહામંત્રીને મળીને જો આ વાત પાછી ઠેલાય તો સારું એવો પ્રત્યન કરીશ ..નહિ તો ગયા વગર બીજો કોઈ ઉપાય નથી."

"ન છૂટકે જવુ પડે તો જુદી વાત છે...પણ તમે મોઢાના મોળા છો.. ગમે તેમ કરીને સમજાવો...હવે આપણે આ રીતે જુદા રહીએ તે બરાબર નથી."

"હુ તારી મનોભાવના સમજું છું...હું યાત્રા સ્થગિત થાય એવો પ્રયત્ન અવશ્ય કરીશ." બલસારે કહ્યું.

ત્યાં એક દાસીએ આવીને કહ્યું : "ભોજનનો થાળ અહીં લાવું કે .."

"અહીં જ લઈ આવ..." શેઠાણીએ આજ્ઞા કરી.

દાસી ચાલી ગઈ.

## પ્રકરણ ૨૧ મું : : ઊર્મિલાનું છળ !

આવું સુંદર મકાન મળે, દસ હજાર સુવર્ણ મુદ્રાઓ મળે અને દાસત્વની બેડી તૂટી જાય...

માત્ર મલયસુંદરી સમજે, તો !

બલસારના ગયા પછી આવા વિચારોનાં ઝૂલે ઝૂલતી ઊર્મિલા મેડી પર ગઈ...તાળું ખોલીને તે મલયના ખંડમાં ગઈ...મલયસુંદરી ગંભીર વિચારમાં બેઠી હતી...મલયના વદન તરફ નજર પડતાં જ

ઊર્મિલાના હૈયામાં જાગેલું સ્વપ્ન વેરાઈ ગયું. નિર્મળ, પવિત્ર અને સત્વશીલ નારીને કોઈ સમજાવી શકે નહિ...તે બોલી: "દેવી કયા વિચારો આપના હૃદયને વેદના આપી રહ્યા છે?"

"ઊર્મિલા! જીંદગીનું બીજું નામ વેદના છે...સંસારનાં સુખ દુઃખની જાળ વચ્ચે સપડાયેલું કયું જીવન વેદના વગરનું હોય? એ દુષ્ટ ચાલ્યો ગયો?"

"હા દેવી...પરંતુ આપ કંઈક ગંભીર વિચારમાં હો એવું મને લાગ્યું હતું"

"ઊર્મિલા, તું દાસી નથી પણ મારી બહેન છે...મને એજ વિચારો આવ્યા કરે છે..મારો પુત્ર મને ક્યારે મળશે અને આ પાપીના સાણસામાંથી મુક્તિ ક્યારે મળશે?"

ઊર્મિલા મલયની સામે બેસી ગઈ. અને મધુર સ્વરે બોલી: "દેવી, મને એક સુંદર ઉપાય સૂઝયો છે!"

"કહે..."

"આપે થોડાક અભિનય કરવો પડશે."

"અભિનય?"

"હા...એકવાર આપ શેઠને વિશ્વાસમાં લઈ લ્યો એમની ઇચ્છાનો અભિનયપૂર્વક સ્વીકાર કરી લ્યો...પછી પુત્ર આવે એટલે એને લઈ ચૂપચાપ છટકી જાઓ."

મલયસુંદરી ઊર્મિલા સામે એપળ જોઈ રહી. ત્યાર પછી ગંભીર સ્વરે બોલી: "બહેન..આવો અભિનય કરવો એ પણ સતી નારી માટે દૂષણરૂપ છે. મનમાં જુદું રાખીને મોઢેથી એની ઈચ્છાનો સત્કાર કરવો એ પણ સતીત્વની એક વિડંબના છે...કોઈ પણ સત્ય, અસત્યના વસ્ત્રો વચ્ચે શોભે નહિ...સત્યની મર્યાદા સર્વ કરતાં અનોખી છે."

ઊર્મિલા મલય સામે જોઈ રહી. એના મનમાં થયું, આ નારી

કોઈના મહાસામ્રાજ્ય આગળ પણ ઝૂકી શકે એવી નથી. કોઈ પણ પ્રલોભન આ નારીને લલચાવી શકે એમ નથી. તે બોલી : " દેવી, કોઈવાર આપદ્ધર્મ પણ બજાવવો પડે છે."

" હું તારી વાત સમજું છું...પણ મારો પ્રશ્ન પ્રતારણાથી પતાવી શકાય એવો નથી. શિયળની રક્ષા કરવી એ મારો ધર્મ છે અને એ ધર્મ બજાવવા જતાં હું મારા પ્રાણને વિસર્જન કરી શકું એમ છું. મને મારા જીવનનો એવો મોહ નથી કે પ્રતારણાના બળે બચાવવા તૈયાર થાઉં...નહિ બેન અભિનય રંગભૂમિ પર રૂડો લાગે... વાસ્તવિક જીવનનો સંઘર્ષ અભિનયથી વિકૃત બની જાય."

" તો તો પછી દેવી આપણે થોડો સમય રાહ જોવી પડશે અને બાળકને પ્રાપ્ત કરવાનો બીજો જ કોઈ માર્ગ વિચારવો પડશે." ઊર્મિલાએ કહ્યું.

ઊર્મિલાના મનમાં એક ખાતરી થઈ જ ગઈ હતી કે મલયા કોઈપણ ઉપાયે પરપુરુષનો સ્વીકાર કરશે નહિ...બસ, એકવાર તે શેઠ સાથે વહાણમાં બેસી જાય અને સાગર પ્રવાસ કરે એટલે લાંબા ગાળે એના મનને સમજાવવાનો પ્રયત્ન કરી શકાય. લોઢું ગાળવું સહજ છે...પણ આ તેજસ્વિનીનું મન ગાળવું ભારે કઠણ છે.

પોતાની રક્ષાનો એક સરસ ઉપાય મલય પાસે હતો...પરંતુ અત્યારે આ ઉપાય કામમાં આવી શકે એમ નહોતો. તાપસ મુનિએ જાતિપરિવર્તન કરનારી એક પ્રભાવિક જડીબુટ્ટી આપી હતી ..પણ પાકી કેરીના રસમાં જ એ ઘૂંટીને તેનું તિલક કરવાનું હતું . આ ઋતુમાં પાકી કેરી મળવી દુર્લભ હતી. તાપસ મુનિએ આપેલી દિવ્ય વસ્તુ મલયે જીવ માફક જાળવી હતી,

બીજા ચાર દિવસ વીતી ગયા. આ દરમ્યાન બલસાર બે વાર આવેલા અને માત્ર ઊર્મિલાને મળીને ચાલ્યો ગયેલો.

આજે રાતે વહાણમાં બેસી જવાનું હતું અને વહેલી સવારે વહાણ ઉપાડવાનું હતું.

બલસારે એકના બદલે ત્રણ વહાણ જુદી જુદી જણસનાં ભર્યાં હતાં...બે વહાણોમાં માત્ર કરિયાણું હતું...અને ત્રીજું વહાણ તેણે ઘણું સુંદર તયાર કર્યું હતું. એ વહાણના નીચેના ભાગમાં માલ ભરવાનો ભંડાર હતો ..ઉપરના ભાગમાં ચાર પાંચ ખંડવાળું નિવાસ-સ્થાન હતું અને દાસદાસીઓને રહેવાની પણ અલગ વ્યવસ્થા હતી.

બે મહિના પર્યંત ચાલી શકે એટલું મીઠું જળ ભર્યું હતું અને એ સિવાય બીજી અનેક વ્યવસ્થા હતી.

બલસાર પત્નીની વિદાય લઈને રાત્રિના પ્રથમ પ્રહરે જ બદર પર ચાલ્યો ગયો હતો. પત્નીના મનમાં એક પ્રકારનો અસંતોષ તો રહે જ ગયો હતો, પરંતુ બલસુંદર પ્રાપ્ત થવાથી તેનું ચિત્ત અતિ પ્રસન્ન રહેતુ હતુ.

પ્રથમ પ્રહર પૂરો થતાં જ એક રથ બલસારના ગુપ્ત ભવન પાસે આવી ગયો અને ઊર્મિલાએ મલયસુંદરીને કહ્યું : "દેવી, ચાલો આપણે અત્યારે જ જવું છે."

"કયાં ?"

"આપના પુત્રને મેળવવા. જલદી તૈયાર થઈ જાઓ.. સમય ઘણો જ ઓછો છે. પછી નિરાંતે બીજી ચર્ચા કરીશું."

મલય તો અવાક્ બની ગઈ...પણ ઊર્મિલા પ્રત્યે વિશ્વાસ હોવાથી તે તરત તૈયાર થઈ ગઈ. તાપસમુનિએ આપેલી જડીબુટ્ટી તેણે પોતાના અંબોડામાં જ છૂપાવી હતી...

બલસારે ઊર્મિલાને સમજાવેલી યોજના પ્રમાણે અહીંથી માત્ર પહેર્યા કપડે જ નીકળવાનું હતું, કારણ કે મલય અને ઊર્મિલા માટે ઉત્તમ વસ્ત્રાભૂષણો બલસારે અગાઉથી વહાણ પર મોકલી આપ્યાં હતાં.

બે એક ઘટિકા પછી મલય અને ઊર્મિલા રથમાં બેસી ગયાં. રથ વાયુવેગે રવાના થયો. રાત્રિનો અંધકાર વ્યાપ્ત બની ચૂક્યો હતો. મલયના હૈયામાં રાત્રિના અંધકાર જેવો જ પ્રશ્ન ઘૂમી રહ્યો હતો. ઊર્મિલા સાથે કયે સ્થળે જવાનું છે?

તેણે રથ બહાર નજર કરી તો રથ કોઈ નિર્જન માર્ગે જઈ રહ્યો હતો...નગરીની મર્યાદા પૂરી થઈ હોય એમ લાગતું હતું.

મલયે પ્રશ્ન કર્યો : "બહેન, આપણે કઈ તરફ જઈએ છીએ?"

"બંદર તરફ .."

"બંદર તરફ...ત્યાં શા માટે?"

"દેવી, આપના પુત્રને પ્રાપ્ત કરવાનો આ છેલ્લો ઉપાય છે... જો આ ઉપાય આપણે ચૂકી જઈશું તો પુત્રની આશાનો હંમેશ માટે ત્યાગ કરવો પડશે."

"પણ બંદર ઉપર શા માટે?"

"આજ વહેલી સવારે એક વહાણમાં આપના પુત્રને શેઠજી ક્યાંક મોકલી આપવાના છે આપણે તે પહેલાં આપનું રત્ન હાથ કરી લઈએ અને પછી છટકી જઈએ. હું આપની સાથે જ રહીશ."

"ઓહ!" કહી મલયે બંને હાથ વડે પોતાનું મસ્તક દબાવ્યું.

અને રથ બંદરે પહોંચી ગયો.

ત્યાં એક મછવો અગાઉથી તૈયાર રાખ્યો હતો. ઊર્મિલા મલયને લઈને મછવામાં બેસી ગઈ. મછવો વહાણ તરફ ગતિમાન થયો.

મલયના મનમાં શંકા થઈ કે બલસારની આ કોઈ ચાલ તો નહિ હોયને? તેણે સીધો સવાલ કર્યો : "ઊર્મિલા, મારું મન કહે છે કે બલસારની આ કોઈ ચાલ છે...તું મારા વિશ્વાસનો ભંગ તો નથી કરતીને?"

"દેવી, ખરી વાત કહું? બલસાર શેઠ આપને આજ બળજબરીથી

ઊઠાવી જવાના હતા...આપના પર ત્રાસ થાય તે મારા માટે અસહ્ય હતું એટલે મેં એમને વચન આપેલું કે હુ દેવીને લઈ આવીશ."

"એટલે મને ક્યાં ઉઠાવી જવા ઈચ્છે છે ?"

"દેવી, હું એ કશું જાણતી નથી. આપ એક ખાતરી રાખજો કે હું આપને પાસે છાયા માફક જ રહીશ."

"ત્યારે મારો પુત્ર.."

"બલસાર પાસે છે...આપણે હવે એ અંગેનો જ પ્રયત્ન કરવાનો છે." ઊર્મિલાએ કહ્યું.

મલય તરત મછવામાં ઊભી થઈ ગઈ અને બોલી : "ઊર્મિલા, મારા બાળકનું જે થવાનું તે થાય...હુ મારો માર્ગ પકડી લઉં છું."

ઊર્મિલા પણ ઊભી થઈ ગઈ અને મછવામાંથી સાગરમાં કૂદી પડવા ઇચ્છતી મલયને બાથમાં લઈને બોલી : "દેવી, આટલું ધૈર્ય રાખ્યા પછી હવે આપ ઉતાવળો નિર્ણય કરો તે બરાબર નથી. તેલ જુઓ, તેલની ધાર જુઓ...પ્રાણ આપવાનો છેલ્લો માર્ગ તો પડયો જ છે."

મલય મનમાં પોતાના પૂર્વભવના કર્મનું જ આ પરિણામ છે એમ માનીને પુનઃ બેસી ગઈ. આપત્તિકાળે અથવા મનની વેદનકાળે પંચપરમેષ્ઠિ મંત્રની આરાધના એ જ સર્વશ્રેષ્ઠ ઉપાય છે એવી શ્રદ્ધા તેના હૈયામાં ભરી હતી...તે મંત્રસ્મરણ કરવા માંડી.

બે એક ઘટિકા પછી મછવો વહાણ પાસે પહોંચી ગયો. ઊર્મિલા મલયને લઈને વહાણ પર ચડી ગઈ.

બલસાર એક તરફ છૂપાઈને ઊભો હતો ..અને મલય તરફ જોઈ રહ્યો હતો.

ઊર્મિલા મલયસુંદરીને લઈને એક ખંડમાં ગઈ. મલયે જોયું,

વહાણમાં આવેલા આ ખંડમાં એક દીપક જલી રહ્યો છે...એક તરફ નાનો પલંગ પડયો છે...એક તરફ જળપાત્ર મૂકેલાં છે...એક ખૂણામાં ગાદીતકિયાની બેઠક ગોઠવેલી છે...અને વસ્ત્રોની બે પેટિકાઓ પડી છે.

મલય નીરવભાવે ગાદી પર બેસી ગઈ...

ઊર્મિલા પણ તેની સામે બેસી ગઈ અને બોલી : "દેવી, મને ક્ષમા કરજો...આ સાગર પ્રવાસમાં આપને મુક્તિની તક મળશે એમ માનીને લાવી છું."

"ઊર્મિલા, તેં મારી સાથે છળ ન કર્યું હોય તો મૂર્ખાઈ અવશ્ય કરી છે. પણ તારો કોઈ દોષ નથી. મારા પાપકર્મનો ઉદય મને કયાં જઈને પટકશે તે હું પણ જાણતી નથી. હું માત્ર એક જ વાત જાણું છું કે અનંત પાપો વચ્ચે પણ કોઈ પુન્યની રેખા પડી ગઈ હશે એટલે મને માનવદેહ પ્રાપ્ત થયો છે અને આ ભવમાં તો મેં કોઈનું અહિત કર્યું હોય એવું સ્મરણ સરખુંયે નથી."

ઊર્મિલાને થયું...સ્વાર્થ ખાતર મે એક ગંભીર દોષ કરી નાખ્યો છે પણ હવે તે લાચાર હતી. તે ઊભી થઈ અને ખંડનું દ્વાર અંદરથી બંધ કરી પાછી આવી અને બોલી : "દેવી, હવે સૂઈ જાઓ."

વેદના વચ્ચે જે હૈયાં સપડાયાં હોય તે હૈયાને નિદ્રા કયાંથી આવે ? પણ ઊર્મિલાના અતિ આગ્રહને વશ થઈ મલયે ગાદી પર દેહ લાંબો કર્યો...ઊર્મિલા પણ બાજુમાં આડેપડખે થઈ.

પરોઢિયે વહાણ ગતિમાન થયું. ખારવાઓનાં પ્રાતઃગાન ગૂંજવા માંડયાં...અર્ધનિદ્રામાં પડેલી મલય જાગી ગઈ.. ઊર્મિલા હજી સૂતી હતી.

મલય ઊઠીને એક નાના ગવાક્ષ પાસે ગઈ. પ્રભાતનો સુખદ સમીર આવતો હતો...સાગરના સ્પર્શથી શીળો બનેલો એ વાયુ ભારે આનંદકારક લાગતો હતો.

ગવાક્ષમાંથી મલયે બહાર નજર કરી. પ્રભાતના ધૂંધળા પ્રકાશમાં

સાવ ઝાંખું અંદર દેખાતું હતું અને સાગર તિલક નગરની અટાલિકાઓ કોઈ સ્વપ્નકાર સમી જણાતી હતી.

મલય ઊભી ઊભી ગવાક્ષમાંથી જોવા માંડી. વહાણે સારી ગતિ પકડી હોય એવું તે અનુમાન કરી શકી. તેણે જોયું આ ગવાક્ષ એટલું નાનું છે કે માથું પણ અંદર આવી શકે એવું નથી. જો ગવાક્ષ મોટું હોત તો પોતે ચાલતા વહાણે સાગરમાં કૂદી પડત.

હવે તો ભાગ્ય જ્યાં ખેંચી જાય અને જે કંઈ વિપત્તિ વરસાવે તે ભોગવ્યા સિવાય છૂટકો જ નથી.

ધીરે ધીરે ઊષાનાં અજવાળાં પ્રકાશિત બન્યાં...અને થોડીવાર પછી સૂર્યોદય પણ થઈ ગયો.

ઊર્મિલા તરત જાગૃત થઈ અને બોલી : " દેવી, આપ ક્યારનાં જાગ્યા છો ? "

" આ વહાણ ગતિમાન થયું ત્યારની જાગી છું...પણ તું કહેતી હતી કે મારો પુત્ર .."

" દેવી, શેઠજી આપણી સાથે જ છે...આપે એના અંતરમાં કરુણા પ્રગટાવવી પડશે "

" બલસાર સાથે છે ? "

" હા .. '

" મારો પુત્ર પણ સાથે છે ?."

" સંભવ છે કે સાથે જ હોય, બલસારે એક ધાવ રાખી છે... આપના પુત્રનું નામ બલસુંદર પાડ્યું છે...હવે આપ બલસારનું હૃદય પરિવર્તન થાય એવો જ પ્રયત્ન કરજો."

મલય કશું ન બોલી.

ત્યાં ખંડનું દ્વાર બહારથી કોઈએ ખખડાવ્યું.

ઊર્મિલાએ અંદરથી સાંકળ ખોલી...બલસાર અંદર આવ્યો.

અને મલય સામે જોઈને બોલ્યો : "સુંદરી, કેવળ તારા ખાતર મેં આ પ્રવાસ ખેડયો છે. તું મારી વાત માની જા અને મારા હૃદયની રાણી બનીજા."

"બલસાર તમારા જેવા એક શ્રીમંત વેપારીને આવા શબ્દો બોલવા શોભતા નથી. મારા નિશ્ચયમાં કોઈ કાળે પરિવર્તન થશે નહિ. ઊર્મિલાએ મૂર્ખાઈ ન કરી હોત હું આ રીતે સાગરના પ્રવાસમાં આવત નહિ...કેવળ મારો પુત્ર મને મળે એવી આશા લઈને આવી છું...ભલા થઈને આપ મારો પુત્ર મને સોંપી દો.. હુ ગમે ત્યાં ચાલી જઈશ."

બલસાર ખડખડાટ હસી પડયો અને બોલ્યો : "મલય, તું મારી બનીજા એટલે તારો પુત્ર તને મળી જશે; એટલુ જ નહિ પણ તારો પુત્ર બલસુંદર મારો વારસ બનીને ભવિષ્યમાં એક મહાન શ્રીમંત સાર્થવાહ બની શકશે. તું તારા દુરાગ્રહના અંગે જ તારા પુત્રના ભાવિ સાથે રમત રમી રહી છે."

"મારો પુત્ર અત્યારે કયાં છે ? મને એકવાર તેનું મોઢું બતાવો."

"પ્રિયે, તારો પુત્ર મારા ભવનમાં છે અને લાલનપાલન સાથે મારા પુત્ર તરીકે ઉછરી રહ્યો છે...તું મારી માગણીનો સ્વીકાર કરે તો આ પળે જ હું વહાણોને પાછાં વાળવાનો હુકમ કરી શકું છું."

મલયનાં નેત્રો લાલચોળ થઈ ગયાં...છતાં તે સંયમિત સ્વરે બોલીઃ "શેઠજી, મેં આપનો એવો શો અપરાધ કર્યો છે કે આપ મને આ રીતે સંતાપી રહ્યા છો ? કોઈપણ પતિવ્રતા નારીના નિઃશ્વાસ અતિ ખતરનાક હોય છે...આપ આપના કલ્યાણમાર્ગની ઉપેક્ષા ન કરો... આપને મારા બાળકની ભૂખ હોય તો હું આપને સહર્ષ આપુ છું...મને આપ જવાદો અને વહાણ પાછું ન વાળવું હોય તો એક મછવામાં બેસાડીને મારા ભાગ્ય પર મને છોડી દો...બલસાર, તમે

મારા પર આટલો ઉપકાર કરશો તો પણ તમે મારા પર ઘણું કર્યું ગણાશે. હું આપને મારા પિતા સમાન માનું છું.. કૃપા કરીને એક દીકરીના આશીર્વાદ પ્રાપ્ત કરો.. આપ આપની આ દીકરીને બીજું કંઈ ન આપી શકો તો કંઈ નહિ.. કેવળ મુક્તિ આપી દો...હું ગમે તે ઉપાયે મારા સ્વામીને શોધી કાઢીશ."

પથ્થર પર ગમે તેટલું પાણી ઢોળવામાં આવે પણ તે કદી કુણો પડતો નથી.

બલસાર હસીને બોલ્યો : "પ્રિયે, તારો પુત્ર તારા હાથમાં છે, તારી મુક્તિ મારા હાથમાં છે...તું તારા વનવાસી અને અભદ્ર પતિને ભૂલી જઈ મારા જેવા એક સમૃદ્ધ શ્રીમંતને પતિ તરીકે સ્વીકારી લે... મલય, હુ સત્ય કહું છું કે જીવનમાં કદી પણ તારી આજ્ઞાનું અપમાન નહિ કરુ.. તું જે રીતે મને રાખીશ તે રીતે રહીશ. તારો પડ્યો બોલ ઝીલીશ.'

"હું આપની પુત્રી છું.. પુત્રી પ્રત્યે કુદૃષ્ટિ કરનારનું સાત સાત ભવમાં યે સારું નથી થતું." મલયનો સ્વર કંઈક ગળગળો થઈ ગયો.

બલસારે ઊર્મિલા સામે જોઈને કહ્યું : "ઊર્મિલા, મલય મારા અંતરની વેદના સમજી શકતી નથી. મને લાગે છે કે મારે રાહ જોવી પડશે...તું એની પાસે જ રહેજે...અને જ્યારે એના વિચારોનું પરિવર્તન થાય ત્યારે મને વધાઈ આપવા આવજે."

આટલું કહી બલસાર ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૨ મું : : શિયળની કસોટી

સમુદ્ર શાન્ત અને ગંભીર હતો. વહાણો માટે વાયુ ઘણો જ અનુકૂળ હોવાથી સાર્થવાહ બલસારનાં ત્રણેય વહાણો ધાર્યા કરતાં વિશેષ ગતિએ જઈ રહ્યાં હતાં. વહાણો બબ્બરકુળ દ્વીપ તરફ જઈ રહ્યાં હતાં. આમ તો બબ્બરકુળ પહોંચવામાં વીસ દિવસ લાગતા પરંતુ વાયુની અનુકૂળતાના અને પાંચ સાત દિવસ વહેલા પહોચી શકાશે એવી બલસારની ગણતરી હતી.

સાગર પ્રવાસનાં પાંચ દિવસો નિર્વિઘ્ને પૂરા થઈ ગયા. આ પાંચ દિવસ પર્યંત બલસાર મલયને ફરીવાર મળવા નહોતો ગયો. ઊર્મિલાના કહેવા મુજબ તે શાંત રહ્યો હતો.

છઠ્ઠે દિવસે સૂર્યોદય પછી બલસારે ઊર્મિલાને બોલાવી અને કહ્યું: " પ્રિય ઊર્મિલા, મલયના સહચાર વગરની મારી પળો કેમ વીતે છે એ મારું મન જ જાણે છે. તારે હવે એનું મન પલટાવવું જોઈએ."

"શેઠજી, હું આપની કામવેદના કલ્પી શકું છું...પરંતુ આ નારી ભયથી, કળથી કે બળથી વશ થાય એવી નથી."

"તો કેવી રીતે વશ થાય ?"

"મારો એ પ્રયત્ન ચાલુ જ છે. પ્રેમ વગર આ કોઈ દિવસ

વશ થતી નથી. સ્ત્રીનું મન જીતવા માટે પ્રેમ અને ભાવના જ કારગત નીવડે છે. આપ મલયને જોઈને જ વ્યગ્ર બની જાઓ છો અને બળથી વશ કરવાનો પ્રયત્ન કરો છો. આ રીતે આ નારી માટે યોગ્ય નથી."

"તારા કહેવા પ્રમાણે હું પાંચ દિવસથી એને મળવા પણ નથી આવતો. હવે મારાથી ધૈર્ય રાખી શકાતું નથી."

"આપ શા માટે અધીર બનો છો? મલય એવી સ્થિતિમાં છે કે ક્યાંય નાસી જવાની નથી...તેમ હું એને વિશ્વાસમાં લઈને સંભાળી રહી છું...આપ જરાયે ઉતાવળ કરશો નહિ. પ્રયત્નથી પથ્થર પણ પીગળે છે તો માનવીના શા ભાર?"

કામની પીડા અસહ્ય, આંધળી અને વિવેકબુદ્ધિને ભ્રષ્ટ કરનારી હોય છે આમ છતાં બલસારે ઊર્મિલાની વાત સ્વીકારી.

બીજા છ દિવસ ચાલ્યા ગયા.

વહાણના સંચાલકે શેઠને જણાવ્યું કે: "પરમ દિવસે સૂર્યોદય વખતે આપણે બર્બરકુળના બંદરે લંગર નાખી શકીશું."

શેઠે સંચાલકને ધન્યવાદ આપ્યા અને તેમના હૈયામાં આજ પર્યંત મલય પ્રાપ્ત થઈ શકી નહિ એનો રોષ જાગ્યો: તેણે ઊર્મિલાને બોલાવીને કહ્યું: "ઊર્મિલા, ધૈર્યની પણ મર્યાદા હોય છે, હું તને આજની રાત અને કાલના દિવસ પૂરતો સમય આપું છું... આવતી કાલની રાત મારી ઈચ્છા મુજબની હશે.'

ઊર્મિલા શેઠ સામે જોઈ રહી. ત્યાર પછી બોલી: "શેઠ, મને લાગે છે કે આપ બળથી સ્ત્રીને નહિ જીતી શકો..."

"દરેક વાતની મર્યાદા હોય છે. પરમ દિવસે સવારે બર્બરકુળનું બંદર આવી જશે, એ વખતે હું મલયને મારી પત્ની બનાવીને જ બંદર પર ઉતરવા માગું છું."

ઊર્મિલા કશું બોલ્યા વગર ચાલી ગઈ. આટલા દિવસના સહવાસથી તે સમજી ગઈ હતી કે શેઠના પ્રલોભનને વશ થવા કરતાં આ નારીના ચારિત્રને નમવું એ વધારે ઉત્તમ છે તેણે મલય પાસે આવી, ખંડનું દ્વાર અંદરથી બંધ કરી કહ્યું : "દેવી, વિપત્તિનું વાદળ દૂર થઈ શકે એમ લાગતું નથી. આજની રાત અને કાલનો દિવસ આપને સમજાવવા માટે મને મહેતલ આપેલ છે. આવતી કાલની રાતે એ ગમે તે પ્રયત્ન કરી લેશે...એ ઈચ્છે છે કે પરમ દિવસે સવારે દ્વીપના બંદરે ઉતરતી વખતે આપ એમનાં પત્ની રૂપે હો."

મલય આછું હસી અને બોલી: "હવે તુ જરાયે ચિંતા કરીશ નહિ. અશક્ય ને કોઈ શક્ય બનાવી શકશે નહિ. નેવનાં પાણી કોઈ પણ ઉપાયે મોભે ચડતા નથી. આવતી કાલ રાતે બલસાર આવશે તો હું સમજી લઈશ."

"દેવી, આપ એક અબળા શું કરી શકશો ? '

"અબળા જે ધારે તે કરી શકે છે હું એને મારી નહિ શકું પણ મને મરતાં કોઈ શક્તિ અટકાવી શકશે નહિ એક પતિવ્રતા સ્ત્રી પોતાના ધર્મરક્ષક ખાતર મોતને હસતાં હસતાં ભેટી શકે છે. બલસારના પ્રલોભન પ્રત્યે તું ન ખેંચાઈ હોત અને મને સઘળી વાત પહેલેથી કરી હોત તો હું ગમે તે રીતે ત્યાંથી જ ચાલી જાત.. પણ હવે ગઈ વાતનો અફસોસ કરવાની કંઈ જરૂર નથી, જો તું મારૂં એક કામ કરી શકે તો મારા પર મોટો ઉપકાર કર્યો માનીશ"

"કયું કામ દેવી ?"

"એકાદ કટારી મને મળી જાય તો એ નરાધમ સામે હું મારા શિયળનું રક્ષણ કરી શકીશ."

"એટલે શું આપ આત્મહત્યા કરશો ?"

"ઊર્મિ, આત્મહત્યા એ ભયંકર પાપ છે એ હું સમજું છું... પરંતુ એના કરતાં શિયળનું સંરક્ષણ કરવું એ મહાન કર્તવ્ય છે..."

એ પળ વિચારીને ઊર્મિલાએ કહ્યું. ' દેવી, વહાણના જ કોઈ ખલાસી પાસેથી કટારી મેળવી આપીશ...પરંતુ..."

" તું હૈયું નિર્બળ ન કરીશ...મારા પુત્રને મેળવવા ખાતર હું જીવવા માગું છું ...પરંતુ શિયળના રક્ષણ ખાતર અંતિમ ઉપાય તરીકે મરવા પણ ઇચ્છું છું."

" દેવી, આપ ખરેખર મહાન છો. મને મારા પાપનો ઘણો પસ્તાવો થાય છે, પણ શું કરું ? શેઠનું પ્રલોભન એટલું આકર્ષક હતું કે મારું મન કશો વિચાર કરી શક્યું નહિ."

મલયે ઊર્મિલાનો હાથ પકડી લઈ મમતાભર્યા સ્વરે કહ્યું. "બહેન, એ વાત હવે યાદ કરીશ નહિ. જે બનવાનું હતું તે બની ગયું છે .. હું તારો કોઈ દોષ જોતી નથી.. જે કંઈ બને છે તે મારા કર્મનું જ પરિણામ છે... તું પણ એક નારી છે...નારીનું હૈયું તું વાંચી છે. તારા પ્રત્યે મારા મનમાં કોઈ પ્રકારનો રોષ નથી. બસ મે, કહ્યું. તે કામ તું કરી આપજે."

" આજ સાંજ પહેલાં જ હું મેળવી લઈશ." કહી ઊર્મિલા ઊભી થઈને બહાર જવા અગ્રસર થઈ. ચારેક ડગલાં ચાલ્યા પછી તે પાછી વળી અને બોલી : " દેવી, આજ આપ માથે નહાવાનાં છોને."

" હા, ઘણા દિવસથી માથાના વાળ ધોવાયા નથી..."

" તો હું ઉષ્ણ જળની વ્યવસ્થા કરું છું...પછી આપ મારી સાથે સ્નાનગૃહમાં આવજો. "

" ભલે."

લગભગ અર્ધઘટિકા પછી મલય ઊર્મિલા સાથે સ્નાનગૃહ માટે વપરાતી એક ઓરડીમાં ગઈ.

ઊર્મિલાએ કહ્યું : " દેવી, લાવો હું આપનું માથું ચોળી દઉં."

" એમ જ કરજે." કહી મલયે અંબોડો ખોલ્યો અને તેમાં છૂપાવેલી જાતિપરિવર્તનની જડી સંભાળીને એક મુઠ્ઠીમાં રાખ.

ઊર્મિલાએ પ્રશ્ન કર્યો : "દેવી, એ શું છે ?"

"મારા પુત્રનું ને મારું રક્ષણ છે...પરંતુ અત્યારે ઉપયોગમાં લઈ શકાય એમ નથી." કહી મલયે વાતને ટૂંકાવી નાખી.

સ્નાનાદિથી નિવૃત્ત થઈને મલય ઊર્મિલા સાથે ખંડમાં આવી.

બલસાર એક તરફ ઊભો હતો. સદ્યસ્નાતા સુંદરીને જોઈને એનું હૈયું ભારે વિહ્વળ બન્યું...છતાં તે ધૈર્ય રાખીને ઊભો રહ્યો

ઘણા દિવસ પછી માથાબોળ સ્નાન કર્યું હોવાથી મલયનું ચિત્ત વધારે સ્વસ્થ બની ગયું હતું. માથના દીર્ઘ કેશ સૂકાયા પછી ઊર્મિલાએ તેલ પૂરી દીધું...અને અંબોડો બાંધતી વખતે મલયે તેમાં દિવ્ય વનસ્પતિની જડ છૂપાવી દીધી.

સંધ્યા પહેલાં જ ઊર્મિલા એક ટંડેલ પાસેથી મ્યાનવાળી કટાર લઈ આવી અને મલયને સોંપી.

મલયે ઊર્મિલાને હેતથી બાહુબંધનમાં ઝકડી લેતાં કહ્યું: "બહેન, તેં આજ મારા પર મોટો ઉપકાર કર્યો છે...હવે હું સાવ નિર્ભય બની ગઈ છું...બલસાર આવે, કોઈ આવે દેવ કે કોઈ દૈત્ય આવે મારા નિશ્ચયને કોઈ ચલિત નહિ કરી શકે."

ઊર્મિલાએ સ્નેહભરપૂર નજરે મલય સામે જોઈને કહ્યું : "હવે આપ આ કટાર છૂપાવી લો ..પરમ દિવસે સવારે ટંડેલને પાછી આપી દેવી છે."

મલયે પોતાની શય્યા તળે કટાર છૂપાવી દીધી.

બીજે દિવસે સંધ્યા પછી એક દાસ આવીને દીપમાલિકા પ્રગટાવી ગયો અને ધૂપ ફેરવી ગયો.

મલય આજ તૈયાર થઈ ગઈ હતી. તેણે શય્યા તળે છૂપાવેલી કટાર પોતાની કમ્મરમાં ધારણ કરી લીધી હતી.

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થતાં જ બલસાર આવ્યો. તેણે દ્વાર

ખખડાવ્યું. ઊર્મિલાએ આસ્તેથી કહ્યું: "એજ લાગે છે...દેવી દ્વાર ન ખોલીએ તો?"

"નહિ...એ કમાડ તોડીને અંદર આવશે અને વધારે પાગલ બનશે. હવે મને જરાયે ભય નથી." કહી મલય પોતાની શય્યા પર બેસી ગઈ.

ઊર્મિલાએ કંપતા હાથે દ્વાર ખોલ્યું.

બલસારે કહ્યું: "તું બહાર જા."

ઊર્મિલા થડકતા હૃદયે બહાર નીકળી ગઈ બલસારે ખંડમાં દાખલ થઈ અંદરથી કમાડ બંધ કર્યું. ત્યાર પછી મલય સામે ફરીને કહ્યું: "પ્રિયે, પ્રેમથી વશ થવામાં તારુ શ્રેય છે એ વાત તને હજી સુધી સમજાઈ લાગતી નથી."

"બલસાર, મે આપને વારંવાર કહ્યું છે કે ભારતીય નારી પોતાના પતિ સિવાય અન્ય કોઈને વશ થતી નથી.. અને આપ તો મારે મન પિતા તુલ્ય છો.. હું હજી આપને પ્રાર્થના કરું છું, કોઈ પ્રકારનું અજુકતું પરિણામ આવે તે પહેલાં આપ સમજી જાઓ."

બલસાર આજ અંતિમ નિર્ધાર સાથે જ આવ્યો હતો તેણે મનમાં નક્કી કર્યું હતું કે, મલયને પ્રથમ સમજાવવી, ન સમજે તો બળપ્રયોગ કરીને પોતાની કરવી. તે એક આસન પર બેસતાં બોલ્યો: "મલય, હું ખૂબ સમજીને જ તારી પાસે આવ્યો છું...આજ સુધીમાં મેં જે ધીરજ રાખી છે તેવી ધીરજ કોઈ પણ પુરૂષ તને જોયા પછી રાખી શકે નહિ આ રીતની ધીરજ રાખવા પાછળ મારો હેતુ કેવળ તને પ્રસન્ન કરવાનો જ હતો. હું તને વચન આપુ છું કે તને મારા સર્વસ્વની રાણી બનાવીશ.'

"શેઠજી, જેને મન પતિ એજ સર્વસ્વ છે તે નારી અન્ય કોઈ સર્વસ્વને ઝંખતી નથી"

"તું એમ માને છે કે આજ હું તારા દુરાગ્રહને વશ થઈને ચાલ્યો જઈશ ?'

મલય કશું બોલી નહિ.

બલસારે બીજો પ્રશ્ન કર્યો : "શું તને તારો પુત્ર વહાલો નથી ?"

"વહાલો છે...પ્રાણ કરતાં યે અધિક પ્રિય છે...પરંતુ મારા શિયળ કરતાં નહિ."

બલસાર ધૈર્ય રાખી શકવા અસમર્થ હતો. તે જરા તીવ્ર સ્વરે બોલ્યો : "મલય, આવતી કાલે સવારે આપણા વહાણ લાંગરશે. એ વખતે હું તને મારી પત્ની રૂપે બંદર પર લઈ જવા ઈચ્છું છું."

"બલસાર, તમે એક સંસ્કારી અને ધનાઢ્ય વેપારી હોવા છતાં કેમ નથી સમજતા કે પરાયી નારી પ્રત્યે કુદૃષ્ટિ કરવી એ ભયંકર પાપ છે."

"હું પાપ પુણ્યમાં માનતો નથી. હું તને છેલ્લો પ્રશ્ન કરું છું કે તું રાજીખુશીથી મારી બનવા માગે છે કે નહિ ?"

"દુઃખના પહાડ તૂટી પડે તો પણ નહિ." મલયે મક્કમ સ્વરે બલસારને કહ્યું.

"મલય, હું તને આજ કોઈ પણ ભોગે પ્રાપ્ત કર્યે રહેવાનો છું.. હું તને એક વાર ચારિત્રભ્રષ્ટ કરીશ એટલે તારા સતીપણાનો ગર્વ ભાંગી જશે...એમ બને એ કરતાં તારા હિતનો, તારા પુત્રના હિતનો અને ભાવિ સુખનો વિચાર કરીને તું સમ્મત થઈ જા એમાં વધારે ડહાપણ છે."

"ડહાપણ કઈ વાતમાં વધારે છે તે હું સારી રીતે સમજું છું. અને જ્યાં સુધી મારા ખોળિયામાં પ્રાણ છે ત્યાં સુધી મને ચારિત્રભ્રષ્ટ કરવાની તાકાત કોઈનામાં નથી."

આ શબ્દો સાંભળીને બલસાર ઊભો થઈ ગયો અને બોલ્યો : "આજ હું તારા તમાચાથી નહિ થડકું...આજ મારી ઈચ્છાને કોઈ

શક્તિ રોકી શકશે નહિ..." કહી તે મલય જ્યાં બેઠી હતી તે શય્યા તરફ આગળ વધ્યો.

મલય એકદમ ઊભી થઈ ગઈ. અત્યાર સુધી એની આંખમાં સૌમ્યતા હતી...બલસારનો નિશ્ચય સાંભળીને એ આંખો કોઈ સિંહણની આંખો બની ગઈ.

કામાંધ બલસાર બંને હાથ પહોળા કરીને મલયને બાહુબંધનમાં ઝકડવા એકદમ આગળ ધસ્યો...

મલય ચપળતાથી એક બાજુ ખસી ગઈ અને બલસાર શય્યા પર પટકાયો.

ઘૂંધવાતો બલસાર ફરીવાર આક્રમણ કરવા મલય તરફ વળ્યો. અને તે મલયની કાયાને સ્પર્શ કરે તે પહેલાં જ મલયે એક અડબોથ લગાવી. આ અડબોથ અસામાન્ય હતી. વહાણ સહેજ ડોલતું હતું... અને અડબોથ પડવાથી બલસાર એક ગડથોલિયું ખાઈ ગયો.

પરંતુ આજ બલસાર હારવા નહોતો આવ્યો...તે પુનઃ ઊભો થયો અને બોલ્યો: "આટલું બધું ગુમાન? આજ હું તારા ગુમાનને મારા પગતળે પીસી નાખીશ...મારું અરમાન પૂરું કરીશ." કહી તેણે ચપળતાથી મલયનો હાથ પકડી લીધો.

મલયસુંદરીએ એક જ આંચકો મારીને પોતાનો હાથ છોડાવી લીધો અને બલસારના ઝડબા ઉપર ફરીથી અડબોથ ફટકારતાં કહ્યું: "દુષ્ટ! તારું કાળું મોઢું લઈને સત્વર ચાલ્યો જા."

આ અડબોથ બલસાર માટે વીજળીના આંચકા જેવી થઈ પડી હતી. તેનો એક દાંત તૂટીને બહાર નીકળી ગયો હતો અને મોઢામાંથી લોહીનો રેગાડો બહાર નીકળી રહ્યો હતો. તે ક્રોધાવેશમાં બોલ્યો: "આજ તેં તારા ભાગ્યનો તિરસ્કાર કર્યો છે..." કહી તે ત્રીજી વાર મલયને પકડવા આગળ વધ્યો અને મલયના હાથમાં ખુલ્લી કટાર જોતાં જ તેનો સઘળો રોફ દૂર થઈ ગયો. તે અવાક્ બનીને ઊભો રહ્યો મલયે કહ્યું:

"શયતાન, હું ધારું તો આજ પળે તારા કાળજામાં આ કટાર આરપાર ઉતારી શકું એમ છું.. જો તું એક પણ કદમ આગળ વધીશ તો તને આ સ્થળે મારો મૃતદેહ જ જોવા મળશે."

ઉત્તરીયના છેડા વડે મોઢામાંથી નીકળતું લોહી લૂછતો લૂછતો બલસાર બોલ્યો : "દુષ્ટા, મારા પ્રેમનો તેં આવો જવાબ આપ્યો ? પણ યાદ રાખજે તારો પુત્ર તને કદી નહિ મળી શકે."

"શિયળના ભોગે હું મારા પુત્રને સ્વપ્ને ય ઈચ્છતી નથી."

"અને હું તારા ઉપર દુ:ખના ડુંગરાઓ ખડકીશ..."

"તારાથી થાય તે કરી લેજે...દુઃખના પહાડો સામે ટક્કર મને મોજ છે!"

"ઠીક છે.. તું પણ મને યાદ કરજે!" કહી બલસાર મોઢા પર હાથ ફેરવતો ફેરવતો અને દાંત પડી ગયાની પીડાનો અનુભવ કરતો કરતો ખંડ બહાર નીકળી ગયો. ઊર્મિલા બહાર ઊભી હતી શેઠની દશા જોઈને તે ધ્રુજી ઊઠી. દાંત પડી ગયાની પીડાથી બલસારનું મોઢું વક્ર બની ગયું હતુ. તે બોલ્યો : "ઊર્મિલા, મારા ખંડમાં પથારી પાસે એક તાળું પડ્યું છે તે લઈ આવ."

ઊર્મિલા કચવાતા હૃદયે ચાલી ગઈ...બલસારે મલયના ખંડનું દ્વાર બંધ કરી દીધુ...ઊર્મિલા તાળુ લઈ આવી એટલે તાળું લગાવી ચાવી પોતાની કમ્મરે લટકાવી બલસારે કહ્યું : "ઊર્મિલા, તું મારા ખંડમાં આવ...અહીં હું એક ચોકિયાતને મૂકી દઈશ."

બલસાર પોતાના ખંડ તરફ ચાલતો થયો.

ઊર્મિલા અનિચ્છાએ એની પાછળ પાછળ ચાલતી થઈ.

બીજે દિવસે પરોઢિયે વહાણે લંગર નાખ્યું. ત્રણે વહાણોનાં ખલાસીઓ નિર્વિઘ્ને સફર થઈ હોવાથી આનંદ કલ્લોલ કરવામાં લીન બની ગયા.

સૂર્યોદય પછી બલસાર બંદર પર આવ્યો. તેણે સઘળા દાસ દાસીઓને તથા માણસોને પણ બંદર પર ઊતાર્યાં...ત્રણેય વહાણોમાં માત્ર ચોકિયાતો સિવાય કોઈ ન રહ્યું.

ઊર્મિલાને વહાણ પર રોકાઈ જવું હતું પણ બલસારની આજ્ઞા આગળ તે લાચાર બની ગઈ.

બર્બરક દ્વીપના બંદરી જકાતવાળા સમક્ષ પોતાના માલની સઘળી યાદી આપી દીધી અને જકાતના રૂપિયા ભરી દીધા ..ત્યાર પછી તેણે સઘળો માલ બંદર પર ઉતારવાની વ્યવસ્થા કરી અને તે ઊર્મિલા તથા એક દાસને લઈને બજાર તરફ ગયો.

માર્ગમાં જ એક પીસ્તાલીસ વર્ષનો કદાવર જણાતો સરદાર મળ્યો. એ સરદારે બલસારને ઓળખી લીધો અને ઉલ્લાસભર્યા સ્વરે કહ્યું : " કેમ શેઠિયા મને ઓળખ્યો ? "

બલસાર તેની સામે જોઈ રહ્યો...તરત તે બોલ્યો · " ઓહ, સરદારજી...દશ વર્ષે આપણે મળ્યા...કેમ બધા મજામાં છો ને ? "

" હા શેઠિયા, એક વધામણી આપુ .. બે વરસથી અમારી કારૂ જાતિનો હું સરદાર થયો છું." કારૂ સરદારે કહ્યું.

" વાહ વાહ ! ત્યારે તો તમે તમારા પહાડી પ્રદેશમાં જ રહેતા હશો...કંઈ માલ ભેગો કર્યો છે ? "

" બસ...વેપારી તરત સ્વાર્થની જ વાત કરે...ભલા માણસ... સોનું ને હીરા માણેક તો અમારૂં ધન છે...અમે ખૂબ ભેગુ કર્યું છે... પણ તું અમાગ બરતું કોઈ રત્ન લેતો આવ્યો છે...? આ તારી સાથે છે એવુ. ઉતરેલ નહિ." સરદારે ઊર્મિલા તરફ ઈશારો કરીને કહ્યું.

મલય પ્રત્યે બલસારના હૈયામાં ક્રોધની આગ સળગી રહી હતી. તે તરત બોલ્યો : " સરદાર, એક સર્વશ્રેષ્ઠ રત્ન લાવ્યો છું..."

" ક્યાં છે ? "

"રતન રઝળતાં ન મૂકાય...મારા વહાણમાં જ છે..."

"એની કિંમત ?"

"તમે એક વાર જોઈ જાઓ. પછી કિંમતનો વિચાર કરશું."

"પણ મારે આવતી કાલે તો મારા મથકે જવું છે."

"તો આજરાતે આવજો ..ગમે તો સાથે લેતા જજો. પછી છે કંઈ ?"

"સારૂં, તો હું રાત્રે આવીશ."

"ભલે, હું તમારી રાહ જોઈશ."

જતાં જતાં કારૂ સરદારે કહ્યું : "મને બતાવ્યા વગર કોઈને આપી દેતા નહિ."

બબ્બરે મસ્તક હલાવીને સંમતિ દર્શાવી.

આ વાતચીત બર્બરકકુળ દ્વીપની ભાષામાં થતી હતી એટલે ઊર્મિલા કશું સમજી શકી નહિ.

બબ્બરને અનાયાસે મલયના તમાચાનો બદલો વાળવાની તક મળી ગઈ.

## પ્રકરણ ૨૩ મું : : મૃત્યુના મુખમાં

બબ્બરને હીરા માણેકનાં ટુકડાઓ આપીને કારૂ સરદાર મૂર્છિત મલયસુંદરીને મછવામાં મૂકીને ચાલતો થયો...

બંદરે ન ઉતરતાં તે સીધો ટાપુની એક ખાડી તરફ વળ્યો. લગભગ ઉત્તરરાત્રિએ તે મલયને લઈને ટાપુના એક નિર્જન અને પહાડી વિસ્તારવાળા કિનારે ઊતર્યો.

કારૂ સરદાર આજ ભારે આનંદમાં હતો. આ રીતે ભારતની સુંદર સ્ત્રી પ્રાપ્ત થવી તે એક પ્રતિષ્ઠા ગણાતી અને આવી સુંદર સ્ત્રી પ્રાપ્ત કરનારને આ જાતિની કુળદેવના પૂજારીનો આશીર્વાદ મળતો.

કારૂ સરદાર એની જાતિનો મુખ્ય આગેવાન હતો...આવી સુંદર સ્ત્રી પ્રાપ્ત કરવા અર્થે તે વર્ષોથી ઝંખતો હતો.. આજ એનું સ્વપ્ન ફળ્યું...એનો આનંદ એના હૈયામાં માતો નહોતો.

મલય મૂર્છિતાવસ્થામાં જ હતી.

કારૂ સરદારે મછવામાંથી ઉતર્યો પછી બે વાંસડા જેવા લાકડા સાથે એક જાડું કપડું બાંધીને તેની ડોળી જેવી ઝોળી તૈયાર કરાવી અને તેમાં મૂર્છિત મલયને સૂવાડીને પોતાના પહાડી પ્રદેશ તરફ ચાલવા માંડયું.

મલય તો આકસ્મિક રીતે વનૌષધિના કારણે મૂર્છિત થઈ ગઈ હતી. તેને કલ્પના પણ નહોતી કે એક કોટયાધિપતિ સાર્થવાહ આ રીતે સોદો કરશે અને પુત્રી તરીકે આપેલા વિશ્વાસનો આ રીતે ભંગ કરશે ! તેણે તો મનમાં એવી આશા જાગૃત કરી હતી કે પિતા સમાન બલસાર અહીંનું કામ પૂરૂં કરીને સાગરતિલક નગર તરફ પાછો ફરશે...નગરીમાં જતાં જ પોતે પોતાના બાળપુત્રને નીરખી શકશે અને ત્યાંથી આનંદપૂર્વક પોતાના પિતાની રાજધાની તરફ જઈ શકશે...પિતાના ભવનમાં પહોંચ્યા પછી પોતે પિતાને સઘળી વાત કરશે અને પોતાના સ્વામીને પ્રિય પુત્રને રમાડવા આવવાનું કહેણ પાઠવશે...

પ્રિયતમ સાથેના મિલનની એક મધુર આશા મનમાં ઉગી હતી અને વળતી જ પળે તે આથમી જશે એવી કોઈ કલ્પના તેને આવી નહોતી.

કારૂ સરદારના ચાર માણસે એ મલયની ડોળી ઊઠાવી લીધી હતી અને આખી મંડળી નિર્ભયતાપૂર્વક પહાડી પ્રદેશ તરફ જઈ રહી હતી.

કારૂ સરદાર હાથમાં તેજદાર ભાલો ધારણ કરી સહુથી આગળ ચાલતો હતો એના હૈયાનો હર્ષ એક ગીત મારફત પ્રગટી રહ્યો હતો.

કારૂ સરદારના હૈયામાં એક કલ્પના રમી રહી હતી. એના ઘરમાં દસ પત્નીઓ હતી...પરંતુ સઘળી આ પ્રદેશની શ્યામવર્ણની જ હતી. ગૌરાંગના એક પણ નહોતી. ઘેર જઈને સૌથી પ્રથમ આ સુંદરીને દેવીના સ્થાનક પાસે લઈ જઈ, પૂજારી તેમજ પોતાની જાતિના આગેવાનોને એકત્ર કરી, આ રૂપવતીની મૂર્છા દૂર કરવામાં આવશે ત્યાર પછી આ સુંદરીના દેહમાંથી થોડું રક્ત લઈને દેવીને છાંટવામાં આવશે અને પૂજારી પરણવાની આજ્ઞા આપશે.. સાજના સમયે રંગરાગ અને નૃત્યની રમઝટ વચ્ચે પૂજારી બંનેના લગ્ન કરશે અને એ સમયે પોતે પોતાની જાતિનો એક સર્વશ્રેષ્ઠ પુરૂપ બની જશે !

આવી કલ્પના સાથે તે ચાલ્યો જતો હતો...અને લગભગ ઉષાનો ઉદય થતાં તેના મનમાં એક ભયસ્થાન પણ જાગૃત થયું. કારૂ જાતિના રિવાજ પ્રમાણે આ સુંદરી સ્ત્રી સાથે અન્ય કોઈ લગ્ન ?વાની ઇચ્છા જાહેર કરે તો પોતાનો લગનમાં વિઘ્ન ઊભું થાય અને ?ક દ્વંદ્વયુદ્ધ કરવું પડશે...એ દ્વંદ્વયુદ્ધમાં જે વિજયી થાય તે જ આ ?ંદરીને પરણી શકે !

પણ આ ભયસ્થાન વળતી જ પળે એના ચિત્તમાંથી દૂર થઈ ગયું. કારણ કે પોતાની સમગ્ર જાતિનો પોતે સરદાર હતો અને તેની સામે દ્વંદ્વયુદ્ધ કરવાનું સાહસ કોઈ ન કરી શકે એમ તે માનતો હતો.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થતાં જ કારૂ સરદાર મલયસુંદરીના મૂર્છિત દેહને તેમ જ પોતાના સાથીઓને લઈને ફરતી પહાડીઓ વચ્ચે આવેલા એક ગામમાં પહોંચી ગયો.

કારૂ સરદારને આવતો જોતાં જ ગામમાં જાણે ઉલ્લાસ ઊભરાવા માંડયો...અને નાના નાના ઝૂંપડાઓમાંથી સ્ત્રીઓ, બાળકો ને પુરુષો બહાર નીકળીને હર્ષધ્વનિ કરવા માંડયા.

કારૂ સરદારે ગામની વચ્ચે પહોંચીને પોતાના સાથીઓને કહ્યું: "તમે દેવની પહાડી પર જાઓ...હું પૂજારી મહારાજને બોલાવીને આવું છુ."

સરદારના સાથીઓ તરત એક પહાડી તરફ વળ્યા અને સરદાર પૂજારીના ઝૂંપડા તરફ ગયો.

આ જાતિમાં પૂજારીનું સ્થાન દેવ સમાન ગણાતું હતું. પૂજારીનુ નિર્ણય એ સર્વ માટે અંતિમ નિર્ણય લેખાતો. પૂજારી પછી સરદારનુ સ્થાન આવતું હતું.

પૂજારી એક ચાર પાંચ ઝૂપડાઓનાં ઝૂંડ જેવા સ્થળે રહેતો હતો. પૂજારીની ઉમર એંસી વર્ષ જેટલી હતી, પરંતુ એની કાયા ત્રાંબા જેવી, નીરોગી અને સશક્ત હતી. માતા સમક્ષ જ્યારે ભોગ દેવાતો ત્યારે પૂજારી એક જ ઘાએ પાડાનું મસ્તક ધડથી અલગ કરી નાખતો.

પૂજારીને સોળ સ્ત્રીઓ હતી અને સંતાનોનો પણ પાર નહોતો.

સરદાર પૂજારીની ઝૂપડીમાં દાખલ થયો અને સાષ્ટાંગ દંડવત કરીને વિનમ્ર સ્વરે બોલ્યો: "મહારાજ, દેવીના મંદિરે પધારો... એક ભારતીય નારી પ્રાપ્ત કરી છે..તેની મૂર્છા દૂર કરી દેવીને રક્ત અર્પણ કરો...આજ રાતે એની સાથે મારાં લગ્ન આપે કરવાનાં છે અને આપના આશીર્વાદથી મને સુખી કરવાનો છે."

પૂજારીએ બે હાથ ઊંચા કરી આશીર્વાદ આપ્યા અને તે ઊભો થયો.

લગભગ એકાદ ઘટિકામાં તો ગામના સો દોઢસો માણસો સહિત પૂજારી અને સરદાર માતાના મંદિરવાળી નાની પહાડી પર પહોંચી ગયા.

માતાજીનું મંદિર કોઈ બાંધેલું મંદિર નહોતું...એક પથ્થરની વિરાટ શિલા કોરી હતી અને એમાં એક બેડોળ છતાં ભયંકર લાગતી દેવીની મૂર્તિ હતી.

પથ્થરની સામે જ એક મોટો સમથળ ચોક હતો...ચોકની વચ્ચે એક ઓટા જેવો પથ્થર હતો. એના પર મલય મૂર્છિતાવસ્થામાં પડી હતી.

પૂજારીએ એક ધૂણી જેવું હાથમાં લઈ દેવીને ધૂપ આપ્યો. ત્યાર પછી તે ઓટા પાસે આવ્યો. બધા માણસો નાચવા કૂદવા ને વિચિત્ર ભાષામાં કલરવ કરવા માંડ્યા.

કેટલાક નવજવાન કારૂઓ મલયની ગુલાબના ફૂલ જેવી કોમળ સુંદર કાયાને નીરખવા માંડ્યા

પૂજારીએ મૂર્છિત મલયના નાક આગળ ધૂણી ફેરવવા માંડી... થોડી જ પળોમાં મલયસુંદરીએ આંખો ઉઘાડી...તેની મૂર્છા દૂર થઈ...પરંતુ ન સમજાય એવો વિચિત્ર કલરવ કાન પર પડતાં જ તે ચમકી અને ચારે તરફ આશ્ચર્યભરી નજરે જોવા માંડી, તેના નમાં થયું, પોતે કોઈ સ્વપ્નસૃષ્ટિમાં તો નથીને ?

ના...ના...આ સ્વપ્ન નથી. જે ભયંકર ગણાતા રાજાએ કંઈક છાંટ્યું હતું તે સામે જ ઊભો ઊભો ટગરટગર જોઈ રહ્યો છે... આ જોતાં જ મલય એકદમ બેઠી થઈ ગઈ.. ચારે તરફ જોવા માંડી. પૂજારીએ બે હાથ ઊંચા કરીને ઉચ્ચ સ્વરે કહ્યું. તરત બધા લોકો શાંત થઈ ગયા અને એક તરફ બેસી ગયા.

પૂજારીએ મલય સામે જોઈને પોતાની ભાષામાં કહ્યું : "બાઈ, દેવીને પગે લાગ...દેવીના ચરણમાં મસ્તકને સ્પર્શ કરી અહીં આવ. દેવી તારા પર પ્રસન્ન થયાં છે. અને તારા લોહીની અંજલિ લઈને દેવી તને પરણવાની રજા આપશે."

પણ મલયક શુ સમજી શકી નહિ .. પોતે બબ્બરના વહાણમાંથી આ ભયંકર પહાડી પ્રદેશમાં કેવી રીતે આવી ગઈ તે કશુ તેને યાદ આવતું નહોતું. તેના મનમાં ભારે આશ્ચર્ય થઈ રહ્યું હતું...ભય પણ થઈ રહ્યો હતો...પોતે ક્યાં આવી છે, કેવી રીતે આવી છે, આ બધા લોકો શું કરવા માગે છે.. વગેરે કાંઈ વાત તે સમજી શકતી નહોતી.

સરદારે પૂજારી સામે બે હાથ જોડીને કહ્યું: "મહારાજ, આ ભારતની સુંદરી છે અને આપણી ભાષા સમજી શકતી નથી."

તરત પૂજારીએ મલયનુ કાંડું પકડીને ઈશારાથી સમજાવવા માંડ્યુ . અને તે મલયસુંદરીને ખેંચીને માતાની મૂર્તિ પાસે લઈ ગયો.

મલયસુંદરી ભારે દ્વિધામાં પડી ગઈ...મનમાં નવકારમંત્રનું સ્મરણ કરવા માંડી.

પૂજારીએ પરાણે નમસ્કાર કરાવ્યા, માતાના પગ પર મસ્તક અડકાવ્યું...ત્યાર પછી તે મલયસુંદરીને લઈને પુનઃ ખુલ્લા ચોક વચ્ચેના ઓટા પાસે આવ્યો અને મલયને ઓટા પર બેસી જવાનો ઈશારો કર્યો.

મલય માટે અત્યારે અન્ય કોઈ રસ્તો નહોતો...તે મનમાં નવકારમંત્રનું આરાધન કરતી કરતી ઓટા પર બેસી ગઈ.

તરત પૂજારી માતાની મૂર્તિ પાસે ગયો અને એક ખૂણામાં પડેલો પાતળી અણીવાળો છરો લઈને આવ્યો.

મલય સામે જોઈને તેણે ઈશારાથી ઓટા પર સૂઈ જવાનું કહ્યું. મલય ધડકતા હૈયે ઓટા પર સૂઈ ગઈ.

બધા માણસો એક તરફ બેઠા હતા. પૂજારીએ બે હાથ ઊંચા કરી એ માણસો સામે જોઈને કહ્યું : " આ ભારતીય સુંદરીને આપણો સરદાર લઈ આવ્યો છે. આજે તેના લોહી વડે દેવીની પ્રસન્નતા

પ્રાપ્ત કરવામાં આવશે અને આજ રાતે તે સરદારની રાણી બનશે. આપણી જાતિના આચાર પ્રમાણે સરદાર સિવાયના કોઈપણ માણસને આ સ્ત્રી સાથે લગ્ન કરવાં હોય તો તે સંધ્યા વખતે આગળ આવીને સરદાર સાથે મુકાબલો કરી શકે છે.અહીંથી ગયા પછી આ વાત પર સહુને વિચાર કરીને નિર્ણય કરવાની હું ભલામણ કરું છું...જો સંધ્યા વખતે કોઈપણ તૈયાર નહિ થાય તો સરદાર સાથે આ સ્ત્રીનાં લગ્ન કરવામાં આવશે."

સ્ત્રીઓ, પુરૂષો સહુ શિલા પર સૂતેલી મલયની સુંદરતા સામે જોવા માંડયા.

પૂજારીએ એક હાથમાં છરી અને એક હાથમાં વાટકા જેવું પાત્ર લઈ મલયસુંદરીની આસપાસ પ્રદક્ષિણા લેવી શરૂ કરી. પાંચ વખત ચક્કર માર્યા પછી તેણે મલયના જમણા હાથ પર આસ્તેથી છરાની અણી ખોસી દીધી...અને તરત છરો ખેંચી લીધો.

મલયે એક તીણી ચીસ નાખી...

પણ એ ચીસ પ્રત્યે જરાયે લક્ષ આપ્યા વગર પૂજારીએ હાથમાંથી નીકળતા લોહીને વાટકામાં લીધું...ત્યાર પછી બીજા પાંચ ચક્કર મારીને બીજા હાથ પર છરો લગાવ્યો.

જેણે સ્વપ્નમાં પણ આવી વેદના જોઈ કે કલ્પી નહોતી, તે મલય મનને અતિ કઠણ કરી નવકારનુ સ્મરણ કરવા માંડી. તેના હૈયામાં દઢ વિશ્વાસ હતો કે આધ્યાત્મિક પ્રેરણા જ શાંતિપ્રદાન કરે છે.

પૂજારીએ મલયના સુંદર દેહપર સાત વાર છરાની અણી લગાવી...અને લોહીનો વાટકો ભરવા માંડયો...અસહ્ય પીડાના કારણે મલય ત્યાંને ત્યાં મૂર્છિત બની ગઈ ..

પૂજારી આઠમી વાર મલયની પગની પીડી પર છરો મારવા

જાય તે પહેલાં જ એક વિરાટકાય ભારંડ પક્ષીનો પડછાયો મલય પરથી તે પસાર થયો અને આકાશમાં વંટોળ જેવો અવાજ થયો...

લોકોએ આકાશ તરફ નજર કરી અને બધા કારમી ચીસો પાડતા ટેકરી પરથી ભાગવા માંડયા ..

પૂજારીના હાથમાંનો છરો નીચે પડી ગયો. મલયના રક્તનું પાત્ર પણ નીચે પડી ગયું અને તે પણ ગભરાટ અનુભવતો ભાગ્યો...

મૂર્છિત મલયસુંદરી એકલી શિલા પર રહી ગઈ ..

અને ભીમકાય હાથીને પણ ઉડાવીને આકાશમાં ચાલ્યું જાય અને આકાશમાં જ રહે એવા વિરાટકાય ભારંડ પક્ષીની તીવ્ર નજર મલયની કાયા પર પડી.

જેમ સણસણાટ કરતું કોઈ દેવવિમાન પૃથ્વી પર ઉતરે તે રીતે ભારંડ પંખી નીચે આવી પહોંચ્યું અને ક્ષણ માત્રમાં પોતાના વિશાળ પગના એક પંજામાં મલયને મૃત માનીને ઉઠાવી લીધી.

પહાડી નીચે ઊતરી ગયેલા લોકો રીડારીડ કરીને પોતપોતાના ઝૂંપડાઓ તરફ નાસતા હતા...કારૂ સરદાર ફાટી આંખે ભારંડના પંજામાં સપડાયેલી પોતાની સુંદરીને જોઈ રહ્યો.

પણ શું કરી શકે?

ભારંડ પક્ષી તો મલયને લઈને થોડી જ પળોમાં અદૃશ્ય થઈ ગયું.

એની ગતિ અતિ ઝડપી હતી. હવાના વેગ કરતાં યે વિશેષ...

આમને આમ મધ્યાહ્ન કાળ થવા આવ્યો.

મલયસુંદરી જાગૃત થઈ...તેની મૂર્છા વેગવંત સમીરના લીધે પાછી વળી અને પોતાની પરિસ્થિતિ જોઈને તે ચમકી ..

નહોતી પહાડી, નહોતો પૂજારી, નહોતો સરદાર...આ તો ઊંચે આભ ને નીચે જળ સિવાય બીજું કશું દેખાતું નહોતું...તેણે જોયું, કોઈ વિરાટ પંખીના પંજામાં પોતે કમરથી પકડાયેલી છે...ઓહ! આ શું બની ગયું? સ્વપ્ન જેવી આ વિપત્તિ ક્યાંથી આવી પડી?

દિશાનું જાણે કોઈ ભાન નહોતું...મલયસુંદરીના મનમાં થયું. જીવનના અસ્તની અંતિમ પળો આવી પહોંચી છે...કાંતો આ પંખી મને ખાઇ જશે... અથવા છોડી દેશે તો આ અનંત અને અસીમ સાગરમાં મારી સમાધિ થશે!

ક્યાં બલસારનું વહાણ? ક્યાં ઊર્મિલા...ક્યાં પોતાનો નાનો પુત્ર અને ક્યાં પતિ...!

કર્મની ગતિ ન કલ્પી શકાય એવી વિચિત્ર હોય છે!

આવા વિચારો કરી રહેલી મલયસુંદરીના મનમાં થયું.. કોઈ કઠોર કર્મના કારણે આ ભવમાં દુઃખના ડુંગરાઓ પથરાઈ ગયા છે. પરંતુ આવતો ભવ આવા કર્મ વિકારથી ન વણસે એટલા ખાતર મારે સંસારના તમામ આકર્ષણોથી નિવૃત્ત થઈ શ્રી જિનેશ્વર ભગવંતના ચરણ કમળનું ધ્યાન ધરવું જોઈએ અને નવકારમંત્રની આરાધનામાં મનને કેન્દ્રિત કરવું જોઈએ. ભવબંધનમાંથી મુક્તિનો અન્ય કોઈ ઉત્તમ ઉપાય છે જ નહિ.

મનમાં એવો નિશ્ચય કરીને મલયસુંદરી નેત્રો બંધ કરીને માનસિક આરાધના કરે તે પહેલાં જ એક ભયાનક ચીસ તેના કાન પર અથડાણી...

અરે, ઊંચે આકાશમાં આવી ભયાનક ચીસ કોણે પાડી હશે? તેણે આસપાસ નજર કરી.. એક બીજું ભારંડ પંખી ઘૂરકતું ઘૂરકતું અને પડકાર ફેંકતું જાણે આ તરફ ધસી રહ્યું હતું.

પોતાના હરીફનો પડકાર સાંભળીને આ ભારંડે પોતાની ઉડયન ગતિ તીવ્ર બનાવી..

જાણે આકાશમાંથી કોઈ તીર છૂટીને આવતુ હોય તેવી ગતિએ બીજું ભારંડ આવી રહ્યું હતુ...

અર્ધઘટિકા પર્યંત આ દોડ ચાલી.

સૂર્ય પણ અસ્તાચળ તરફ પ્રયાણ કરી રહ્યો હતો.

અને બંને ભારંડો લગભગ નજીક આવી ગયાં હતાં. મલયને પકડીને ઉડતા બીજા ભારંડને થાપણ આપવા લોંકી લેવી શરૂ કરી...

થોડી પળોમાં તે એટલું નીચે આવી જતું કે મલયના દેહને સાગરના મોજાંનો જાણે સ્પર્શ થઈ જતો...અને બીજું ભારંડ પણ એટલી જ ગતિએ આ ભારંડને મારવા આવી ચડતું...

પરંતુ બીજા ભારંડનો પંજો આ ભારંડ પર પડે તે પહેલાં આ ભારંડ ફેંફી ખાઈને ઊંચે ઉડી જતું.

એકાદ ઘટિકા પર્યંત આ વિચિત્ર યુદ્ધ ચાલતું રહ્યું...મલયના મનને ભારે મૂંઝવણ થવા માંડી. તેણે આ મનની મૂંઝવણમાં પણ એક સત્ય જોઈ લીધું હતું કે આ દોડનો અંત મોત સિવાય બીજો કોઈ નથી.

અને મોત દેખાય ત્યારે માનવીએ અસાવધ ન રહેવું જોઈએ.

મલયે નેત્રો બંધ કર્યાં. ચિત્તની સમગ્ર વૃત્તિઓને કેન્દ્રિત કરવા માંડી...

પોતાની તમામ આશાઓ અને વેદનાઓને મન વડે જ દૂર ધકેલી દીધી...

અને પરમ મંગલકારી નવકારમંત્રનું સ્મરણ તેણે શરૂ કરી દીધું...

એજ સમયે મલયને લઈને ઉડતા ભારંડ પર બીજા ભારંડનો એક પંજો જોરથી પડયો ..

પરંતુ આ ભારંડ તરત ફેંફી ખાઈને નીચે વળી ગયું...

પરંતુ ક્રોધાતુર બનેલું બીજું ભારંડ ભયંકર વેગ સાથે તેની પાછળ પડયું...

સાગરની સપાટી માંડ ચાર છ હાથ દૂર રહી હશે ત્યાં મલયને પકડેલા ભારંડે બીજા ભારંડથી છટકવા માટે એક ફેંફી લીધી...અને એજ પળે તેના પંજાની પકડમાંથી મલય છૂટી ગઈ...

માત્ર આઠ હાથ નીચે અફાટ, અગાધ અને ભયાનક સાગર હતો...

મલયની કાયા સાગરમાં સમાઈ જવા જાણે સાગર પર ખાબકી...—

પરંતુ...

## પ્રકરણ ૨૪ મું : : ઊલમાંથી ચૂલમાં

ભારંડ પક્ષીના પંજામાંથી છટકેલી મલય શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરી રહી હતી અને મોતના મુખમાં–ઘૂઘવતા સાગરમાં માત્ર આઠ દસ હાથની ઊંચાઈએથી પડી હતી...

પરંતુ જેના ભાગ્યમાં કર્મનો પરિતાપ સહવાનો લખ્યો હોય છે તેને માગ્યું મોત મળી શકતું નથી, અને પૂર્વભવોના કર્મોદય વચ્ચે પણ કોઈ પળ પુણ્યની આવી જતી હોય છે ત્યારે મોત પણ દૂર ખસી જાય છે.. મલય સાગરમાં પડી...પરંતુ એજ સમયે એક વિશાળકાય મચ્છ સાગરની સપાટી પર તરતો જઈ રહ્યો હતો. મલય તેની પીઠ પર પડી...

મચ્છ સાગરમાં પ્રવેશી ગયો હોત તો મલયની ઇચ્છા અવશ્ય પૂરી થાત અને તે ચારિત્ર્યના રક્ષણ ખાતર મોતને આલિંગન આપી શકત.

પરંતુ મચ્છ સપાટી પર જ તરવા લાગ્યો. મલયસુંદરી તેના પર બેસી રહી...જાણે કોઈ પૂણ્યોદયે કે કર્મનો પરિતાપ ભોગવવો બાકી હોવાના કારણે મચ્છ વેગપૂર્વક મલયને પીઠ પર બેસાડીને સડસડાટ એક દિશાએ જવા માંડ્યો...

મલયના મનમાં થયું...શું મને સાગરના ખોળામાં પણ સ્થાન

ન મળ્યું ! તેણે નયનો ખોલ્યાં...જોયું તો એક વિરાટકાય મચ્છ-પર પોતે બેઠી હતી...મચ્છ તીર વેગે જઈ રહ્યો હતો..

સૂર્યના અંતિમ કિરણો ઉદધિના વિરાટ પટને ભીંજવી રહ્યાં હતાં મલયના મનમાં થયું; આ મચ્છ તરણી રૂપે બની ગયો છે પણ ક્યાં સુધી ? ને કંઈક ઉચ્ચ સ્વરે આથમતા સૂર્ય સામે જોઈને બોલી : " ઓ કર્મદેવ.. ! મને શા માટે બચાવી ? શા માટે સાગરે મને ન ઝીલી ? શું મહાબલ મને પ્રાપ્ત થશે ? "

મલયના આ શબ્દો જાતિસ્મરણ જ્ઞાન પામેલા મચ્છના કાન પર અથડાયા અને તેણે ગતિ હળવી કરીને મલય તરફ નજર કરી...

મલયે મચ્છ સામે જોઈને કહ્યું : " મચ્છરાજ, એક દુ:ખી નારી પ્રત્યે તમારી આંખમાં દયા શા માટે ઉભરાય છે ? હું આવતા જન્મના કલ્યાણની કામના સાથે નિશ્ચિત બનીને પરમ મંગલય મંત્રનું સ્મરણ કરી રહી હતી...આપ વચ્ચે શા માટે આવ્યા ? '

મચ્છ બધું સાંભળતો હતો પણ તેની પાસે વાચા નહોતી...તે શું જવાબ આપે ? પરંતુ તે પૂરેપૂરો સાવધ હતો...મલયને જરાયે આંચ ન આવે તે રીતે કિનારા તરફ જઈ રહ્યો હતો...પણ આ અસીમની સીમા ક્યાં હશે !

મલયના મનમાં થયું...આ મચ્છરાજ રમત કરી રહ્યા છે, કદાચ મને પોતાના સ્વજનોના ખોરાક માટે પોતાના ઉચિત સ્થળે લઈ જશે ..અથવા તો એની રમત સમાપ્ત થશે એટલે મને સાગરના ઉદરમાં મૂકીને પોતાના સ્થાને ચાલ્યો જશે. ગમે તે બનો...મોત વહેલું આવે કે મોડું આવે...મારે મારા ભવાંતરનું મંગળ ન ભૂલવું જોઈએ...

સંધ્યાનો ધૂંધળો પ્રકાશ સાગર પરથી વિદાય લેવાની તૈયારી કરી રહ્યો હતો.

મલયે ત્રણ નવકારનું સ્મરણ કરી બે હાથ જોડી ઉચ્ચ સ્વરે કહ્યું : "મૃત્યુની ગોદમાંથી બચવાની કોઈ આશા નથી, છતાં બચું નહિ ત્યાં સુધી હું સર્વ સુખ, આશા કંખના અને વસ્તુઓનો ત્યાગ કરું છું, સર્વ વસ્તુઓને વોસરાવી દઉં છું."

મલયનો આ સંકલ્પ સાંભળીને મચ્છ ધ્રુજી ઊઠયો અને સાગરના વિરાટ પટ પર રાત્રિનો અંધકાર પથરાવા માંડયો.

ઊંચે રાત્રિરાણીએ તારલિયાની ઝબૂકતી ચૂંદડી ધારણ કરી હતી. ...નીચે ઘૂઘવતો અસીમ સાગર હતો...ક્યાંય કિનારો નહોતો... ક્યાંય કોઈ વહાણ, કે દ્વીપ કે બેટ કશું નહોતું.

મલયે આંખો બંધ કરીને ચિત્તને નવકાર મંત્રના આરાધનમાં પુનઃ સ્થિર કર્યું.

રાત પોતાનું કાર્ય કરી રહી હતી...સાગરની મસ્તી પણ કોઈ વિરાટ સંગીતવાહક સમી બની ગઈ હતી...મચ્છ જરાયે થાક્યા વગર સાગરની સપાટીને ચીરતો પ્રવાસ ખેડી રહ્યો હતો...મલયસુંદરી શાંત ભાવે મચ્છની પીઠ પર જેમ કોઈ અશ્વારોહી બેસે તેમ બેઠી હતી અને તેનું ચિત્ત સર્વ કામનાઓથી પર બનીને ધ્યાનમગ્ન બની ગયું હતું.

સમય પણ વણથંભ્યો વહી રહ્યો હતો...સાગર અને અંધકાર જાણે એકરૂપ બની ગયાં હતાં.

એક પ્રહર વીતી ગયો...

ન કિનારો દેખાયો કે ન કોઈ ખડક આવ્યો...

મધરાત થઈ ગઈ...

સાગર પણ વધારે શાંત બની ગયો હોય એમ લાગતું હતું... જાણે સાગરને પણ નિદ્રા માણવાનું મન થઈ ગયું હતું.

મચ્છની ગતિ નક્ષત્રના વેગ જેવી ઝડપી અને અલૌકિક બની

ગઈ હતી...એની ઝડપ એટલી બધી હતી કે અત્યાર સુધીમાં તેણે કેટલા કોસ કાપી નાખ્યા હશે તે કલ્પવું ભારે કઠણ હતું...પરંતુ એની ગતિ અપૂર્વ હતી...કોઈ પણ ઝડપી વહાણ કરતાં પચાસ ગણી હોય એમ લાગતું હતું.

રાત્રિનો ત્રીજો પ્રહર શરૂ થયો...મલયસુંદરી હવે અકડાઈને અવશ બની ગઈ હતી...તે મચ્છની પીઠ પર જ મૂર્છિત બની ગઈ.

મચ્છ સંભાળપૂર્વક દોડયે જતો હતો...અવિરત ગતિએ દોડયે જતો હતો...પોતાની પીઠ પર મૂર્છિત દશામાં પડેલી મલયસુંદરીને જરાયે આંચ ન આવે તે રીતે દોડયે જતો હતો...

અને પરોઢ થયું..

મચ્છ વિરાટકાય હતો છતાં થાકી ગયો હતો...તેણે સામે નજર કરી, એક બંદર દેખાયું...મચ્છના નયનોમાં જાણે આનંદ ઉપસી આવ્યો...જાણે પોતાના શ્રમની સાર્થકતા નાચવા માંડી.

અને ઊષાના અજવાળા પ્રગટે તે પહેલાં જ મચ્છ બંદરથી દૂરના એક કિનારા પાસે પહોંચી ગયો અને એક ગડથોલિયું માર્યું ...પીઠ પરથી મલયસુંદરી નીચે પડી ગઈ...અને મોજાના વેગ સાથે કિનારા તરફ ઢસડાવા લાગી...

મચ્છ સ્થિર નજરે જોઈ રહ્યો...

અને સાગરના તરંગોએ મલયને કિનારા પર મૂકી ત્યારે સંતોષનો શ્વાસ લઈને મચ્છ સાગરમાં પાછો વળ્યો અને સાગરના પેટાળમાં અદ્રશ્ય થઈ ગયો.

ઊષાનાં અજવાળાં વિશ્વને ઝૂલાવવા માંડયા...થોડી જ વારમાં સૂર્યોદય થયો..

અને બરાબર આ સમયે પ્રાતઃ ભ્રમણ અર્થે નીકળેલો આ નગરીનો રાજા પોતાના પાંચ માણસો સાથે નીકળ્યો...એકાએક

તેની નજર કિનારા પર પડેલા માનવદેહ પર પડી અને તેણે પોતાના માણસને પ્રશ્ન કર્યો : " જો, સામે શું પડયું છે ? "

તે માણસ દોડતો મૂર્છિત મલયસુંદરી પાસે ગયો અને જોતાં જ ચમક્યો. તેણે મલયની નાડી તપાસી...નાક પાસે હાથ રાખ્યો... તેને ખાતરી થઈ કે આ કોઈ સુંદર તરૂણી ગમે તે કારણે સાગરમાં પડી ગઈ હશે અને સાગરના તરંગો તેને આ તરફ ખેંચી લાવ્યા હશે...આમ ખાતરી કરીને તે તરત પાછો આવ્યો અને બોલ્યો : " કૃપાવતાર, કોઈ દેવકન્યા જેવી સુંદરી સ્ત્રી દુ:ખની મારી સાગરમાં તણાતી તણાતી અહીં કિનારે આવી પડી લાગે છે. તેનો પ્રાણ દીપક બૂઝાયો નથી..."

" શું કહ્યું ? કોઈ સુંદરી તરૂણી છે ? "

" હા મહારાજ..."

" હજી જીવે છે ? "

" હા કૃપાનિધાન..."

" ચાલો ત્યારે..." કહી રાજા મલયસુંદરી તરફ ચાલવા માંડયો...

નજીક આવીને મલયનો ચહેરો જોતાં જ તે ચકિત બની ગયો અને તરત તેણે પોતાના બે માણસોને એક પાલખી લેવા દોડાવ્યા...

બે ઘટિકામાં બંદર પરથી પાલખી લઈને માણસો આવી ગયા...

અને મલયે નેત્રો ખોલ્યાં...ક્યાં સાગર, ક્યાં મચ્છની સવારી... ક્યાં આ બધાં માણસો...ક્યાંથી કિનારો... આ બધું શું બની ગયું ? શું આ સ્વપ્ન છે કે સત્ય છે ?

ત્યાં તો રાજાએ કહ્યું : " તું જરાયે ચિંતા કરીશ નહિ...આ સાગરતિલક નગરીનું બંદર છે. હું આ નગરીનો રાજા કંદર્પદેવ

છું..." આમ કહી એક માણસની સહાય લઈને તેણે મલયને ઉઠાવવાનો પ્રારંભ કર્યો...પણ મલય પોતાની મેળે ઉઠવા ગઈ...અને પુનઃ મૂર્છિત બની ગઈ.

રાજાએ તેને પાલખીમાં સૂવાડી અને પોતાના માણસોને કહ્યું : "આ સુંદરીને મારા ખાસ મહેલમાં લઈ જાઓ ..ત્યાર પછી બીજા એક માણસને કહ્યું : "તું રાજવૈદ પાસે જા અને એમને લઈને સત્વર મારા ખાસ મહેલમાં પહોંચી જા...હું રાજભવનમાં થઈને ત્યાં આવું છું."

રાજભવનમાં પહોંચ્યા પછી સ્નાનાદિથી નિવૃત્ત થઈ રાજા કંદર્પ દેવ મલયસુંદરીને મળવા માટે પોતાના ખાસ મહેલમાં ગયો.

આ ખાસ મહેલ અનેક પ્રકારની વિલાસપ્રચુર સામગ્રીઓથી શણગારાયેલો હતો.

રાજા કંદર્પ સાગરતિલક વગરનો સ્વામી હોવાં છતાં રાજભવનમાં આઠ રાણીઓ હોવા છતાં, તેનું ચિત્ત નવયૌવનાઓને ભોગવવા પાછળ રોકાયેલું રહેતું હતું...અને અવારનવાર તે એવી સ્ત્રીઓને આ ખાસ મહેલમાં લાવી તેની સાથે રંગરાગ માણતો હતો.

મૂર્છિત દશામાં સાગર કિનારે પડેલી મલયસુંદરીને જોયા પછી તેના મનમાં એમજ થઈ ગયું હતું કે, આવી સુંદર, સ્વસ્થ અને રૂપવતી નારી પુણ્યના યોગ વગર પ્રાપ્ત થઈ શકતી નથી. આ રીતે આકસ્મિક આ સુંદરી પ્રાપ્ત થયેલી હોવાથી રાજાના ચિત્તમાં રહેલો વિલાસી રાક્ષસ અતિ આનંદમાં આવી ગયો હતો

રાજવૈદ તરત જ ખાસ મહેલમાં પહોંચી ગયા હતા. તેમણે મલયસુંદરીને પ્રચેતના નામની ઔષધીનું ટીપું મુખમાં નાખ્યું અને મલય મૂર્છા અદૃશ્ય થઈ ગઈ.

રાજવૈદે જોયું, અતિશ્રમના અંગે અને શ્રમના કારણે જ આ

સુંદર નારી નિર્બળ થઈ ગઈ છે. એટલે તેમણે તરત જ ઔષધ યુક્ત દૂધ પાયું...મલય કંઈક સ્વસ્થ થઈ એટલે રાજવૈદ સામે જોઈને તે બોલી : "હું ક્યાં છું ?"

"દીકરી, તું સાગરતિલક નગરના મહાપ્રતાપી રાજા કંદર્પદેવના મહેલમાં છે. હવે તારે ચિંતાનું કોઈ કારણ નથી મહારાજાધિરાજે તને સાગર કિનારેથી બચાવી છે. તું નિર્ભયતાપૂર્વક આઠ દિવસ આરામ કરજે એટલે તારું સ્વાસ્થ્ય હતું એવું થઈ જશે."

મલય સાગરતિલક નગરનું નામ સાંભળીને ચમકી. અરે આ તો બલસારનું જ ગામ...ખરેખર કોઈ પુણ્ય રહી ગયા હશે એટલે હું અહીં આવી પહોંચી...જરૂર મને મારો પુત્ર અહીં મળી જશે...અને હું મારા પુત્રને લઈને મારા પિતાના ઘેર જઈ શકીશ ..પરંતુ અહીં મારો સત્ય પરિચય આપી શકાશે નહિ ..સાગરતિલક નગરનો રાજા કંદર્પદેવ મારા પિતાનો અને મારા શ્વશુરનો ભયંકર શત્રુ છે. જો એને ખબર પડી જાય કે હું કોની પુત્રી છું અને કોની પુત્રવધૂ છું તો આ શત્રુ–રાજા મને કારાગારમાં ધકેલે અથવા મારી નાખે અથવા મારા શિયળને લૂંટવાનો પ્રયત્ન કરે...

મલય આ રીતે વિચાર કરી રહી હતી ત્યાં રાજા કંદર્પ આવી પહોંચ્યો અને રાજવૈદ સામે જોઈને બોલ્યો : "વૈદરાજ, આ બાઈને સારું થઈ જશે ને ?"

"હા મહારાજ, આઠેક દિવસ આરામ લેવાથી એને ઘણું જ સારું થઇ જશે." રાજવૈદે કહ્યું.

કંદર્પદેવે મલય સામે જોઈને કહ્યું: "દેવી, તારા માતા પિતા કોણ છે ? સાગરમાંથી તું કેવી રીતે આ કિનારે આવી ? શું તારું વહાણ તૂટી ગયું કે તને કોઈએ સાગરમાં ફેંકી દીધી હતી ?"

"રાજન્, મારા કોઈ કર્મના પ્રભાવે હું ન કલ્પી શકાય એવા

દુઃખ અને વેદનાના પરિતાપ વચ્ચેથી આવી ચડી છું.. એક દુઃખીયારી અને નિઃસહાય અબળાનો કરૂણ પરિચય જાણીને આપનું ચિત્ત પણ ક્લેશયુક્ત બની જશે..." મલયસુંદરીએ પોતાનો કોઈ પરિચય ન આપ્યો.

' તારું નામ શું ?"

" મલયસુંદરી .."

" સરસ નામ છે...તું અહીં આરામથી રહેજે...હવે તારાં સઘળાં દુઃખનો અંત આવ્યો છે." આમ આશ્વાસન આપીને રાજાએ રાજ વૈદ્ય સામે જોયું અને કહ્યું : " મલયસુંદરીના હાથ પર કોઈએ શસ્ત્રાઘાત કર્યો હોય એમ લાગે છે."

" હા મહારાજ...મેં એની સંરોપણ ચિકિત્સા કરી છે... આઠ પ્રહરમાં એના દેહ પર ડાઘ પણ નહિ રહે."

ત્યારપછી એકવાર મલયના વિચારમગ્ન અને ચિંતિત વદન સામે જોઈને ત્યાં ઊભેલી ખાસ મહેલની મુખ્ય પરિચારિકાને કહ્યું : " રાધિકા, મલયસુંદરીને કોઈ પ્રકારની અગવડતા ન પડે...અને એની વ્યવસ્થાનો સઘળો ભાર તું જ લેજે."

ત્યાર પછી રાજા આસન પરથી ઊભો થયો. અંતે મલય સામે જોઈને બોલ્યો : " મલય, આ ભવનને તારું પોતાનું માનીને સંકોચ વગર રહેજે અને કાંઈ જોઈએ તે રાધિકાને કહેજે."

ત્યાર પછી મહારાજા અને રાજવૈદ્ય વિદાય થયા.

માત્ર ચાર જ દિવસમાં મલયસુંદરી સંપૂર્ણ સ્વસ્થ બની ગઈ. રાજા કંદર્પદેવ હંમેશ બે વખત આવતો અને ઉત્તમ વસ્ત્રાલંકારો ભેટરૂપે લઈ આવતો, એટલું જ નહિ પણ મલયના ખાનપાનની વ્યવસ્થા ઘણી જ ઉત્તમ પ્રકારની કરી હતી. આઠ દાસીઓને મલયની સેવામાં રોકી હતી ..અને એ દાસીઓ પડયો બોલ ઝીલવા ખડે પગે તૈયાર રહેતી.

મલયસુંદરી આ બધી વ્યવસ્થાથી સમજી ગઈ હતી કે રાજા કંદર્પની આંખો એક રાજાની નથી પણ એક રૂપના શિકારીની છે... એક ભોગીની છે.

આ રીતે સાત દિવસ પસાર થઈ ગયા. રાજા કંદર્પને પણ લાગ્યું કે મલયસુંદરી સ્વર્ગની કોઈ શાપભ્રષ્ટ દેવકન્યા જ છે. આવી નારીને ભોગવવી એ મહાન ભાગ્યની વાત છે...

મલયસુંદરીનો પરિચય જાણવા અર્થે રાજાએ ચાર છ વાર પ્રયત્ન કરેલો પરંતુ મલયસુંદરીએ માત્ર એમજ જણાવેલું કે પોતે એક સામાન્ય પરિવારની કન્યા છે અને એવાજ કુટુંબની કુળવધૂ છે.

આથી વિશેષ પરિચય તે આપી શકે એવી સ્થિતિમાં નહોતી. કારણ કે પિતાનો અને શ્વશુર પક્ષનો આ રાજા દુશ્મન હતો.

મલયસુંદરીને પોતાની બનાવવાનો રાજા કંદર્પે નિશ્ચય કર્યો હતો અને સાતમે દિવસે તેણે રાધિકાને આજ્ઞા કરી..." રાધિકા, આ સ્ત્રીમાં જેટલું રૂપ છે તેટલું જ તેજ છે. આ સ્ત્રી પોતાનો પરિચય નથી આપતી એટલે મારૂં અનુમાન છે કે તે કોઈ ખાનદાન કુળની કન્યા હોવી જોઈએ...અને કુળની કીર્તિ ન લજવાય એટલા ખાતર પોતાનો પરિચય છૂપાવે છે.. પણ મારે મન એના પરિચયનું કોઈ મહત્ત્વ નથી. એને મારી અંકલક્ષ્મી બનાવવાનું જ મહત્ત્વ છે. તારે આ કાર્ય પાર પાડવાનું છે અને ગમે તે ઉપાયે મલયને સમજાવી મારા પ્રત્યે આસક્ત કરવાની છે."

"મહારાજ, આપનું કાર્ય સરલતાથી હું પાર પાડીશ...મલય સુંદરી એક દુઃખી નારી છે . આ સંસારમાં એને કોઈ સહારો નથી .. આપના જેવા સમર્થ રાજવીનો આશ્રય છોડવા તૈયાર થાય એવી એ મૂર્ખ પણ નથી." રાધિકાએ કહ્યું

"રાધિકા, મને મલયની આંખોમાં રહેલું તેજ બીજી સ્ત્રીઓ

કરતાં જુદુ જણાયું છે, મારે બળાત્કાર અથવા બળ પ્રયોગથી કામ કરવુ પડે તે બરાબર નથી, એટલે તારા સાથે આ જવાબદારી મૂકુ છું. હું તને ત્રણ દિવસનો સમય આપું છું. ચોથે દિવસે મારે જાત પ્રયત્ન કરવો પડશે ”

“કૃપાવતાર, આપ નિશ્ચિંત રહેજો...આવતીકાલની રાત આપના જીવનની મધુયામિની બની જશે . હું મલયને સમજાવી શકીશ...સ્ત્રીઓને વૈભવ અને સામગ્રી અતિ પ્રિય હોય છે અને એમાજ એ લપડાય છે !”

રાજાએ રાધિકા તરફ પ્રસન્ન નજરે જોઈને કહ્યુઃ “ તારી ચતુરાઈ પ્રત્યે મને વિશ્વાસ છે.”

ત્યારપછી રાજા કંદર્પ મલયને મળી કુશળ પૂછીને. ચાલ્યો ગયો.

પરંતુ રાધિકાને એ કલ્પનાયે નહોતી કે મલયસુંદરી કાચી માટી- માંથી ઘડાયેલી નારી નથી...એને પોતાના પ્રાણ કરતાંયે શિયળ અધિક પ્રિય છે. જે નારી પોતાના શિયળ ખાતર એકના એક ધાવણા અને પ્રિય પુત્રને પણ જતો કરવા તૈયાર થાય તે નારી સંસારના કોઈ વૈભવથી નમતી નથી...!

પરંતુ રાધિકાને આવી કોઈ કલ્પના નહોતી તેણે અનેક સ્ત્રીઓને રાજાની કામ પિપાસા માટે ભોળવી હતી એટલે તેણે એમ માનેલુ કે, આ દુઃખથી પીડાતી સ્ત્રી પણ સુખના ચરણમાં ઢળી પડશે.

રાધિકાએ આવતી કાલે સમજાવવાનો મનથી નિશ્ચય કર્યો !

પ્રકરણ ૨૫ મું : : આમ્રફળ...!

સ્ત્રીનું માનું મન સમજી જવાની પ્રાકૃતિક શક્તિ નારીના મનમાં પડેલી જ છે અને નારીનાં નયનો જેટલા મોહક છે તેટલાં જ મર્મવેધક અને હૈયાની આરપાર જનારાં પણ છે.

મલયસુંદરી સાગરતિલક નગરીના રાજા કંદર્પદેવનાં મનને પહેલી જ નજરે પારખી ગઈ હતી. પરંતુ જ્યાં સુધી રાજા કોઈ પ્રકારની છેડતી કરવાનો પ્રયત્ન ન કરે ત્યાં સુધી મૌન રહેવું જ ઈષ્ટ છે એમ તેણે મનથી નક્કી કર્યું હતુ. કારણ કે પોતે આ સ્થળે લગભગ પરાધીન જેવી હતી. મહેલની બહાર નીકળી શકાય એવી કોઈ તક મળતી નહોતી. પોતે સમજી પણ ગઈ હતી કે અહીં સારવાર ચાલતી હોવા છતાં અને દાસીઓ ખડે પગે રહેતી હોવા છતાં પોતે એક પીંજરનાં પંખી જેવી જ છે.

અને રાજા તરફથી હંમેશ ઉત્તમ પ્રકારની ભેટો આવવા માંડી ત્યારે મલયને પોતાના મનમાં ઉગેલી શંકા સાચી લાગવા માંડી.

મલયને પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થઈ ગયુ હતુ. ઉત્તમ ઔષધ, ઉત્તમ ખોરાક અને ઉત્તમ પરિચર્યાના કારણે તેનામાં નવી ચેતના પણ પ્રગટી હતી...સાથોસાથ પુત્રને પ્રાપ્ત કરવાની એક આશા પણ જાગૃત થઈ હતી.

ભવનની મુખ્ય પરિચારિકા રાધિકા મહારાજની સૂચના મુજબ

મલયને સમજાવવાને એક તક શોધી રહી હતી...અને રાતે મલય-સુંદરી નવકારના સ્મરણમાંથી નિવૃત્ત થઈને એક આસન પર વિચાર-મગ્ન વદને બેઠી હતી...રાધિકા ખંડમાં દાખલ થઈ.. મલયને પુત્ર અને પતિના વિચારોના કારણે રાધિકાના આગમનનો ખ્યાલ ન રહ્યો. ચકોર દાસી મલયના વિચારમગ્ન વદન સામે સ્થિર નજરે જોઈ રહી...તેને એમ લાગ્યું કે અત્યારે વાત કરવાની સરસ તક સાંપડી છે !

રાધિકાએ મૃદુ મધુર સ્વરે કહ્યું : “ દેવી, આપ કંઈક ચિંતા સેવી રહ્યા હો એમ લાગે છે...આપના મનની કોઈપણ વેદના મને જણાવો...મન હળવું થશે અને હું આપને સહાયક પણ થઈ શકીશ.”

આમ કહીને રાધિકા એક બાજુ બેસી ગઈ.

મલયે આછા હાસ્ય સહિત કહ્યું : “ રાધિકા, ઓછીવત્તી ચિંતા પ્રત્યેક માનવીના મનમાં પડી જ હોય છે. અને જ્યાં સુધી કર્મપીડા ભોગવવાની હોય ત્યાં સુધી વેદના ભોગવ્યા વગર છુટકો થતો જ નથી.”

“ દેવી, કેટલીક વેદનાઓ એવી હોય છે કે માનવી ધારે તો એનો અંત લાવી શકે છે. આપને કઈ વેદના પીડી રહી છે એ જાણ્યા વગર હું પણ આપને કશી સહાય કરી શકતી નથી ”

“ કર્મફળમાં કોઇ ભાગ પડાવી શકતું નથી. મારા દુઃખમાં તું શું કરી શકીશ ? જે નારી માતા, પિતા, પતિ અને સ્વજનોથી વિખુટી પડી ગઈ હોય, જેને કોઈ સહારો ન હોય, જેના રૂપ પાછળ આશ્રય-દાતાઓ પણ ગાંડા બની જતા હોય તે નારીની વેદનાને કોણ હળવી કરી શકે ?”

“ દેવી, આપ મારી સલાહ પ્રત્યે સહાનુભૂતિપૂર્વક વિચાર કરો તો આપનાં આ બધાં દુઃખ હું હળવા કરી શકીશ.”

મલય વળતી જ પળે રાધિકાનું હૃદય વાંચી ગઈ અને આછા હાસ્ય સહિત બોલી : “ રાધિકા, જે અશક્ય છે તે કદી સહજ બની શકતું

નથી. મારા સુખનો માર્ગ તું જે કંઈ કલ્પી શકી છે તે મારા ખ્યાલમાં આવી ગયો છે. જે નારીના અંતરમાં દેહ સુખ એજ શ્રેષ્ઠ સુખ છે એવી સમજ પડી હોય તે બીજો કોઈ માર્ગ બતાવી શકે નહિ."

"દેવી, આપની દૃષ્ટિ ઘણીજ તીવ્ર છે... પરંતુ રૂપ, યૌવન અને ઊર્મિઓને કચરાઈ જતી જોવા કરતાં ભૂતકાળ વીસરીને વર્તમાન ઉજ્જવળ બનાવવો તે શું અયોગ્ય છે ? આપનું રૂપ જોતાં.. આપના ચહેરા પરનું તેજ જોતાં આપ કોઈ ખાનદાન પરિવારનાં હા એમ કલ્પી શકાય છે અને આપનું ચિંતાયુક્ત વદન જોઈને એમ પણ કલ્પી શકાય છે કે આપના પરિવારે કાં તો આપનો તિરસ્કાર કર્યો હોય અથવા આપને સાગરમાં ફેંકી દીધાં હોય !"

આટલી વેદના વચ્ચે પણ મલય આછું હસી અને બોલી."રાધિકા, તારી કલ્પના બરાબર નથી. હું એક સામાન્ય પરિવારની કન્યા છું અને એવાજ સામાન્ય પરિવારની કુળવધૂ છું. મારા પતિના હૈયામાં મારું સ્થાન કદી ચલિત થયું નથી.. અને મારા હૈયામાંથી મારા સ્વામીનું સ્મરણ કદી લુપ્ત થયું નથી. મને કોઈએ સાગરમાં ફેંકી નથી...પરંતુ કર્મરાજાની રમત એટલી ગહન હોય છે કે માનવી કદી તેનો પાર પામી શકતો નથી."

"દેવી, આપના દુઃખ પ્રત્યે મારા દિલમાં એટલી જ સહાનુભૂતિ ભરી પડી છે. મેં કહ્યું તેમ આપ એકવાર ભૂતકાળ ભૂલી જાઓ."

મધુર સ્વરે મલયસુંદરીએ કહ્યું: "તારા કહેવા પ્રમાણે ભૂતકાળ ભૂલી જઉં. પછી ?"

"વર્તમાનને ઉજ્જવળ બનાવવાનો પ્રયત્ન કરો...સંસારમાં કોઈ નારી પાસે ન હોય એવું રૂપ-યૌવન આપની પાસે છે.. જો આપ ધારો તો એકજ પળમાં આપના દુર્ભાગ્યને અને વેદનાને ધક્કો મારી શકો છો."

કંઈક ગંભીર સ્વરે મલયસુંદરીએ કહ્યું : " રાધિકા, તારો મનોભાવ, હું પ્રથમથીજ પારખી ગઈ હતી...રૂપ અને યૌવનને બજારુ બનાવનારી સ્ત્રીઓ કદી શોભારૂપ હોતી નથી. અને હું તો એક નાના પરિવારની કુળવધૂ છું.. એક બાળકની માતા પણ છું...હું રૂપયૌવનને મારી સંપત્તિ માનતીજ નથી...રાધિકા જે કોઈપણ સમયે નષ્ટ થઈ શકે તે સંપત્તિ ગણાય જ નહિ. મારી સંપત્તિ તો શિયળ અને પાતિવ્રત્ય છે. દરેક આર્યસ્ત્રીનુ આ સિવાય અન્ય કોઈ સમૃદ્ધ ધન હોતું નથી."

" દેવી, આપની વાત સાચી છે, પરંતુ ઘણા પ્રસંગો એવા આવી ચડે છે કે માનવીએ પોતાના નક્કી કરેલાં મૂલ્યોમાં પરિવર્તન કરીને પ્રસંગને વધાવી લેવાનુ ડહાપણ બતાવવુ પડે છે. જો આપ ઈચ્છો તો મહારાજા કંદર્પદેવના પટરાણી બની શકો છો.. આ મહાન નગરીનાં સ્વામિની બનીને હજારો દાસ દાસીઓ પર અધિકાર ભોગવી શકો છો... અને મહારાજા પોતે આપના ચરણોના દાસ બનીને રહેશે, આપ જેમ કહેશે તેમ વર્તશે.. આપના આ સુંદર દેહ પર મૂલ્યવાન અલંકારોનું તેજ રમતુ થશે . દેવી, આપનાં સઘળાં દુખો એક પળમાં પલટી જશે—આપ ધન્ય બની જશો...એક સામાન્ય પરિવારમાંથી આપ રાજરાણીનુ ગૌરવ પ્રાપ્ત કરી શકશો."

મલયનું મન આ શબ્દો સાંભળીને જરાયે ઉષ્ણ કે ઉગ્ર ન બન્યુ ...તે શાંત ભાવે રાધિકા સામે જોઈ રહી.. કશો ઉત્તર ન વાળ્યો. રાધિકાના મનમાં થયું કે મલય કંઈક વિચારમાં પડી ગઈ છે...મારી વાત એને કંઈક પ્રીતિકર લાગી છે. મલયને મૌન જોઈને રાધિકાએ કહ્યું : " દેવી, મેં આપને આ સત્ય કહ્યું છે. "

" રાધિકા, મહારાજાનું મન જાણ્યા પછી જ તેં આ વાત કહી છે ને ? "

" હા દેવી .."

"પણ મારું મન જાણ્યા વગર તેં મહારાજાની વાત કેવી રીતે સ્વીકારી ? મારા મનની તને ખબર છે ? તારા મહારાજા પાસે તો એક નાનો એવો પ્રદેશ છે...પરંતુ મને કોઈ ત્રણ લોકનું રાજ આપવા માગે તો પણ હું મારું શિયળ વેંચવા કદી તૈયાર ન થાઉં. રાધિકા, આવાં અલ્પજીવી સુખો કરતાં હું મોતને ભેટવામાં વધારે સુખ માનું છું. હું જોઈ શકી છું કે તારા હૈયામાં ઉભરાતી સહાનુભૂતિ મારા દુઃખ પ્રત્યે નથી...પરંતુ તારા મહારાજાના દેહસુખ પ્રત્યે છે. !"

વચ્ચેજ રાધિકા બોલી: "દેવી, મને આપના દુઃખ પ્રત્યે સહાનુભૂતિ છે..."

"તો મારું એક કામ કરી શકીશ ?"

"એક નહિ, એકસો કામ કરી શકીશ."

"તું નહિ કરી શકે. બાંદી ગમે તેટલી મહાન હોય છતાં એ બિચારીજ હોય છે..."

"આપ મને એકવાર કામ દર્શાવો..."

મલય ગંભીર સ્વરે બોલી: "જો તને મારા દુઃખ પ્રત્યે સહાનુભૂતિ હોય તો મને આ મહેલમાંથી બહાર નીકળી જવામાં સહાયક થા. હું અહીંથી છૂટયા પછી મારો માર્ગ શોધી લઈશ.'

રાધિકા અવાક્ બનીને મલય સામે જોઈ રહી. મલયે પ્રસન્ન સ્વરે કહ્યું : "રાધિકા, મહારાજાના દેહસુખ ખાતર કદાચ તેં આવી વાતો કરીને અનેક સ્ત્રીઓને સપડાવી હશે ..પરંતુ મારા પ્રશ્નમાં તું અને તારો રાજા થાપ ખાઈ ગયા છો. જે સ્ત્રી પોતાના જીવનનું સૌન્દર્ય શિયળમાં જોતી હોય છે તે સ્ત્રી કોઈપણ પ્રલોભનને વશ થતી નથી. હવે તું મને આવી નિર્બળ અને ગર્હીય વાત કહેવાનું સાહસ કરીશ નહિ. કારણ કે મારો નિશ્ચય ખુદ ઈન્દ્ર પણ પલટાવી શકે એમ નથી."

રાધિકા મલયના ગૌર-સુંદર અને તેજોમય વદન સામે સ્થિર નજરે જોઈ રહી. તેના મનમાં થયું, આટલા દુઃખ વચ્ચે પણ આ નારી કેટલો ગર્વ રાખે છે ? આ બિચારીને ખબર નથી કે રાજા કંદર્પદેવના પીંજરમાં પૂરાયેલાં પંખી કોઈ કાળે છટકી શકતાં નથી... છટકી શક્યાં નથી ! અને મહારાજ પોતાનું ધાર્યું કર્યા વગર રહેતા નથી. તે બોલી : " દેવી, આપ સમજ્યાં હોત તો ઘણું સારુ પરિણામ આવત."

" રાધિકા, મોતથી ભયંકર પરિણામ અન્ય કોઈ નથી...અને એ પરિણામ માટે હું હરપળે તૈયાર રહું છું." મલયે કહ્યું.

ત્યાર પછી રાધિકા નમન કરીને ચાલી ગઈ.

મલય અનેક વિચારો કરતી કરતી શય્યામાં પડી ગઈ. તેના મનમાં થયું, આ મહેલમાંથી નીકળવાનો કોઈ માર્ગ મળી આવે તો આ બધી પીડાનો અંત આવે...જો પુરૂષનો પોષાક પ્રાપ્ત થઈ શકે તો પણ છટકવાનો પ્રયત્ન કરી શકાય. આ માટે રાધિકાનો સહારો લેવો પડશે... મને ખુશ રાખવા ખાતર તે જરૂર આ કામ કરશે.

બીજે દિવસે સવારેજ મલયસુંદરીએ ઘણાજ પ્રેમભર્યા શબ્દો બિછાવીને રાધિકાને ખૂબજ પ્રસન્ન કરી અને રાધિકાએ મલયને પ્રસન્ન રાખવા ખાતર એક ધોતી, ઉત્તરીય, પાઘ વગેરે લાવી આપ્યું.

મલયે પુરૂષનો આ પોશાક પોતાના શયનખંડમાંજ રાખ્યો... તક મળે ત્યારે છટકવામાં સરલતા પડે એવા આશયથી.

રાધિકાને આવી કોઈ કલ્પના નહોતી આવી.. કારણ કે મહેલની ચોકી એટલી નક્કર હતી કે એક પંખી પણ પ્રવેશી શકે નહિ. એ સિવાય તેણે એમ પણ માનેલુ કે આ રીતે મલયને પ્રસન્ન રાખવાથી કદાચ મામલો થાળે પડે...મલયના અંતરમાં મહારાજ પ્રત્યે પ્રેમભાવ પણ પ્રગટે.

એજ રાતે રાધિકાએ ફરીથી મહારાજનો પ્રશ્ન છેડવા ખાતર કહ્યું : "દેવી, આપે પુરૂષનો પોષાક તો મંગાવ્યો, પણ ધારણ તો ન કર્યો."

"રાધિકા, માનવીનું ચિત્ત ભારે ચંચળ હોય છે...કઈ પળે કઈ ધૂન ઊભી કરે અને ભાંગી નાખે તે કલ્પવુ સહજ નથી. પહેલાં મને થયેલું કે પુરૂષવેશ ધારણ કરીને દર્પણમાં જોઉં...પરંતુ એ પોષાક જોઈને થયુ...આવો પોષાક સ્ત્રીને શોભે જ નહિ."

"દેવી, આવતી કાલે મહારાજા પધારશે...બે દિવસથી તેઓ બાજુના ગામડે ગયા છે...આવતી કાલે આપ આ પોશાક ધારણ કરીને મહારાજાને આશ્ચર્યચકિત કરો તો કેવું સારું ?"

"પગલી, પરપુરૂષને આશ્ચર્યચકિત કરવાનો દોષ મારે શા માટે વહોરવો જોઈએ ? જો તું મને મુક્તિ અપાવી શકે તો હું તને જીંદગી સુધી નહિ ભૂલું...અને તારો ઉપકાર સદાય હૈયે રાખીશ."

"દેવી, આવું સાહસ ખેડવા કરતાં આપ મહારાજનાં સ્વામિની બની જાઓ તો વધારે સારુ ...મહેલની ચોકી એટલી મજબૂત છે કે એક ચકલું પણ ફરકી શકે નહિ. વળી આપને સંભાળી રાખવાની જવાબદારી મારા માથે છે...જો હું આપને ગમે તે ઉપાયે મહેલ બહાર મોકલી આપું તો મહારાજ મારું જ મસ્તક ધડથી અલગ કરી નાખે તેવું છે."

"તો તું પણ મારી સાથે આવ..."

"કઈ તરફ ?"

"દેશ કંઈ નાનો નથી . આપણે બંને કોઈપણ નિરાપદ સ્થળે પહોંચી જઈશુ ."

"દેવી, આવો કોઈ વિચાર આપ કરશો નહિ...રૂપવતી સ્ત્રી માટે ચારે તરફ વિપત્તિ ઊભી જ હોય છે. એવી વિપત્તિમાં સપડાવા

કરતાં આપ જો મહારાજાના પ્રેમનો સત્કાર કરો તો આપનું ભાવિ નિશ્ચિંત અને ઉજ્જવળ બની જાય."

"રાધિકા, ગઈ રાતે જ મેં તને કહ્યું હતું કે મારી સમક્ષ ફરીથી આવી વાત કરીશ નહિ...તું એક વાત હૈયામાં કોતરી રાખજે કે મારે મન શિયળ જેવું મહાન સુખ બીજું કોઈ નથી. મારો આ નિશ્ચય કોઈ શક્તિથી તૂટી શકે એમ નથી"

રાધિકાના મનમાં થયું, આ નારી ભયથી કે લોભથી કોઈ કાળે વશ થાય એમ નથી. આવી સ્ત્રીઓ માત્ર પ્રેમથી જ પલળે છે... સહાનુભૂતિથી જ વશમાં આવે છે!

બીજે દિવસે મહારાજ આવ્યા અને સહુથી પ્રથમ રાધિકાને મળ્યા. રાધિકાએ સ્પષ્ટ શબ્દોમાં પોતાનો અભિપ્રાય જણાવ્યો: "કૃપાવતાર! આજ પર્યંત આપની ઈચ્છાને તાબે થયેલી સ્ત્રીઓ જેવી મલયસુંદરી નથી. મેં એને સમજાવવામાં કોઈ કચાશ નથી રાખી...ભય કે લોભને તો તે મનમા યે સ્થાન આપતી નથી...આપ જો એના પ્રત્યે બળ પ્રયોગ કરશો તો એ કદી પણ જીવતી આપના હાથમા નહિ આવી શકે જો આપ ધૈર્ય રાખી શકવાને સમર્થ હો તો પ્રેમ અને માર્દવતારૂપી વશીકરણ વડે જ આ સ્ત્રી આપના વશમાં આવી શકશે."

બળપ્રયોગ કરવાની ઈચ્છા સાથે આવેલો કંદર્પદેવ પોતાની પ્રિય દાસીના આ શબ્દો સાંભળીને વિચારમાં પડી ગયો.

ત્યાર પછી તે બોલ્યો. "રાધિકા, તારી વાત બરાબર છે.. એકાદ સપ્તાહ સુધી ધૈર્ય રાખવામા મને કોઈ વાંધો નથી અને એ દરમ્યાન તું એનુ મન પલાળવાનો પૂરતો પ્રયત્ન કરી શકીશ અને હું પણ એના મનમા મારા પ્રત્યેનો ભાવ જગાડવાનો પૂરતો પ્રયાસ કરી લઈશ"

આ પ્રમાણે રાધિકા સાથે નક્કી કરીને કંદર્પદેવ મલયસુંદરીને

મળવા ગયો. રાજાએ ઘણા જ વિનમ્ર ભાવે મલયનાં કુશળ પૂછયા ...કોઈપણ પ્રકારનો સંકોચ ન રાખવાની વિનતિ કરી અને વાત વાતમાં એવી ખાતરી પણ આપી કે તારી ઈચ્છા વિરૂદ્ધનું કોઈ પણ કાર્ય હું નહિ કરૂ...મારા તરફનો કોઈ ભય રાખીશ નહિ.

આ રીતે મીઠી મધ ઝરતી વાત કરીને રાજા વિદાય થયો. પરંતુ બલસારના અનુભવથી મલયસુંદરી દુષ્ટ પુરૂષોનાં મન કેવાં હોય છે તે સમજી ગઈ હતી.

ત્રણેક દિવસ બીજા વીતી ગયા.

સંધ્યા પહેલાં રાજા કંદર્પદેવ પોતાના રાજભવનના એક વિશાળ ઝરૂખામાં ગાદી તકિયે બેઠો હતો...એની બાજુમાં મૈરેયનું પાત્ર પડયું હતું...અન્ય કોઈ દાસ દાસીઓ ત્યાં નહોતાં: એની રાણીઓ પણ અન્ય ખંડોમા બેઠી હતી.

બરાબર આ સમયે રાજાની નજર આકાશ તરફ ગઈ... સ્વાભાવિક રીતે તે મલયસુંદરીને કેવી રીતે વશ કરવી તેના વિચારો કરી રહ્યો હતો. અચાનક તેની નજર આકાશ માર્ગે ઉડીને રાજભવન તરફ આવતા એક પોપટ પર પડી. આમ તો સંધ્યા પહેલા દરેક પંખીઓ પોતપોતાના માળા તરફ જઈ રહ્યાં હતાં. પરંતુ આ પોપટની ચાંચમાં એક પરિપક્વ દેખાતું આમ્રફળ હતું... એટલે કંદર્પદેવ આશ્ચર્યભરી નજરે તેના સામે જોઈ રહ્યો. તેના મનમાં થયું કે આવું સરસ આમ્રફળ પોપટ કેવી રીતે ઉપાડીને કેવી રીતે આવી શકયો !

ત્યાં તો પોપટ ઝરૂખા પરથી પસાર થયો...અને ચાંચમાંથી આમ્રફળ છટકી ગયું... છટકેલું આમ્રફળ સીધું ઝરૂખામાં બેઠેલા કંદર્પના ખોળામાં પડયું...પોપટે પોતાના શ્રમ નિષ્ફળ થયો જોઈ લીધો અને એકવાર પડેલા આમ્રફળ તરફ નજર કરી તે પોતાના નિવાસ તરફ ઉડી ગયો.

ખોળામાં પડેલું આમ્રફળ જોતાં જ રાજાનું ચિત્ત અતિ પ્રસન્ન થઈ ગયું. તેના મનમાં થયુ ...નગરીની ઉત્તરે છિન્નટંક નામનો અતિ વિષમ અને સઘનવનવાળો પહાડ છે...એ પહાડના એક દુર્ગમ શિખર પર બારે માસ કેરી આપે એવું આમ્રવૃક્ષ છે. આ આમ્રવૃક્ષ પર કોઈ માનવી જઈ શકતું નથી. અવશ્ય આ પોપટ ત્યાંથી જ આમ્રફળ લાવ્યો લાગે છે અને મારા નસીબે તેની ચાંચમાંથી છટકીને મારા ખોળામાં આવી પડ્યું લાગે છે...

ૠતુએ આવું આમ્રફળ મળે એ સામાન્ય વાત નહોતી. રાજાએ તે ફળ ખાવાનો વિચાર કર્યો અને એક દાસને બોલાવવાનો તેણે મનથી સંકલ્પ કર્યો.

ત્યાં વળતી જ પળે તેના મનમાં થયુ કે આ આમ્રફળ મારે મલયને જ મોકલવુ જોઈએ. આવુ સુંદર ફળ જોઈને એના દિલમાં મારા પ્રત્યે ભાવ પ્રગટશે અને એ ભાવ પ્રેમમાં પલટાશે.

આમ વિચારી તેણે આમ્રફળ એક આળિયામાં સંભાળપૂર્વક મૂક્યું અને સવારે પોતે જાતે જઈને મલયને દેવાનું નક્કી કર્યું.

બીજે દિવસે સવારે સ્નાનાદિયો નિવૃત્ત થઈ, એક સુવર્ણના થાળમાં આમ્રફળ રાખી એક સેવકને સાથે લઈને તે મલયના નિવાસ તરફ રવાના થયો.

મલયસુંદરી પ્રાતઃસ્મરણ કરીને સ્નાનગૃહમાં ગઈ હતી. આ ભવનમાંથી છટકવાનો કોઈ ઉપાય તેને સૂઝતો નહોતો અને વાર વાર તે મનથી પંચપરમેષ્ટિનું સ્મરણ કરતી હતી.

રાજા કંદર્પદેવ ભવનમાં આવ્યો ત્યારે મલયસુંદરી સ્નાનગૃહમાં હતી. રાધિકા પણ સ્નાનગૃહમાં હતી અને મલયને પ્રસન્નતાપૂર્વક કરાવી રહી હતી.

રાજા મલયના ખંડમાં હાથમાં આમ્રફળનો થાળ લઈને એક આસન પર મલયના આગમનની રાહ જોતો બેઠો.

---

## પ્રકરણ ૨૬ મું : : વીંઝાતો કોરડો !

સ્નાનાદિથી નિવૃત્ત થઈ, સાદાં વસ્ત્રો પહેરીને મલયસુંદરી પોતાના ખંડમાં દાખલ થઈ અને મહારાજને બેઠેલા જોઈ તે સ્થિર ભાવે ઊભી રહી ગઈ. કંદર્પદેવે મલયના રૂપથી છલકાતા દેહ સામે નજર કરીને કહ્યું: "મલય, તારું ચિત્ત તો પ્રસન્ન છે ને ?"

"પિતાની છાયામાં પુત્રીને કોઈ પ્રકારની અપ્રસન્નતા ન હોય આપ કુશળ છોને ?"

મલયના આ શબ્દોથી કંદર્પના હૈયા પર એક ઝણઝણાટી રમી ગઈ. તે બોલ્યો: "પ્રિય મલય, આ રીતે તું બોલે તે બરાબર નથી. આમ જો...તારા માટે હું એક અલભ્ય વસ્તુ લાવ્યો છું." કહી કંદર્પદેવે સુવર્ણની થાળીમાં ઢાંકેલા આમ્રફળને બહાર કાઢ્યું અને કહ્યું: "આ ઋતુમાં દુર્લભ ગણાતું આ આમ્રફળ હું તારા ચિત્તની પ્રસન્નતા અર્થે લાવ્યો છું."

આમ્રફળ જોઈને મલય ચમકી ઊઠી તાપસમુનિએ આપેલી ઔષધિ યાદ આવી. તેના મનમાં થયું, અનંત પાપો વચ્ચે પણ કોઈ પુણ્ય થયું લાગે છે...શિયળની રક્ષાનું સાધન પાસે હોવા છતાં કેરીના રસના અભાવે આજ પર્યંત તેનો ઉપયોગ થઈ શક્યો નથી. પુણ્યના પ્રભાવે જ આ કેરી મળી લાગે છે. તે પ્રસન્ન સ્વરે બે હાથ જોડીને બોલી: "મહારાજ, હું ધન્ય બની ગઈ."

મહારાજ કંદર્પદેવે કેરીવાળું પાત્ર એક તરફ મૂકીને કહ્યું : "આજ તું આ ઉત્તમ વસ્તુનો ઉપયોગ કરજે અને મારા પ્રેમભાવ પાછળ કેટલી શ્રદ્ધા અને ભક્તિ ભર્યાં છે તેનો વિચાર કરજે. દેવી, હું તને એક વચન આપુ છુ કે તું મારી પ્રિયતમા બનીશ તો હું તને પટરાણીના પદે સ્થાપીશ અને તારી આજ્ઞાને જીવનભર મસ્તકે ધારણ કરતો રહીશ."

મલયસુંદરી બોલી : "મહારાજ, આપની ઉદારતા, પ્રતિષ્ઠા અને કર્તવ્યબુદ્ધિને આવા વિચારોથી કલંકિત ન કરો."

"મલય, બળાત્કારથી તને મારી બનાવવામાં સાચો આનંદ નથી...એટલા ખાતર જ હુ ધૈર્ય ધારી રહ્યો છુ...પરંતુ મારા હૃદયમાં રહેલા સદ્ભાવનો તને ખ્યાલ જ નથી આવતો ..સંસારમાં દરેક પ્રશ્નની એક મર્યાદા હોય છે ..ધૈર્યની પણ મર્યાદા હોય છે. પ્રિય, હું આવતી કાલે સંધ્યા સમયે આવીશ...એ દરમિયાન તું તારા ભવિષ્યનો અને મારી ઉદારતાનો વિચાર કરી લેજે."

મલય કંઈ બોલી નહિ.

રાજા ચાલ્યો ગયો. રાજાના ગયા પછી થોડીવારે રાધિકા આવી અને બોલી : "દેવી, મહારાજની પ્રસન્નતા અને ઉદારતાને આપ અવગણશો નહિ."

"રાધિકા...આ પ્રશ્ન મારા જીવતરનો છે...દાસીની બુદ્ધિ પર જીવનના પ્રશ્નનો વિચાર શોભે નહિ તારે આ સબંધી કોઈ વાત મારી આગળ ન કહેવી."

રાધિકાએ કહ્યું : "દેવી, આપ મને ક્ષમા કરજો...હું કેવળ આપના પ્રત્યેની મમતાના અંગે જ કહું છું. આમાં મારો કોઈ સ્વાર્થ નથી."

"દાસ દાસીઓ પોતાના સ્વામીની પ્રસન્નતા પ્રાપ્ત કરવા ખાતર પોતાની બુદ્ધિને પણ લીલામ કરે છે."

રાધિકા સ્થિર નજરે મલય સામે જોઈ રહી એના મનમાં થયું...આ નારીને પોતાના રૂપનો ઘમંડ છે...આવતી કાલે રાતે એ નષ્ટ થઈ જશે. કંદર્પદેવની ઈચ્છાનો અવરોધ આજ પર્યંત કોઈ કરી શક્યું નથી.

રાધિકા નમન કરીને અન્યત્ર ચાલી ગઈ

મલયે વિચાર કર્યો ..તાપસમુનિએ આપેલી દિવ્ય જડીબુટ્ટીનો પ્રયોગ મધ્યાહ્ન સમયે સહુ આરામ કરતા હોય ત્યારેજ કરવો તેણે આમ્રફળ સંભાળીને ચોક્કસ સ્થળે મૂકી દીધું.

પરંતુ એકાદ પ્રહર વીત્યે હશે ત્યા રાજા કંદર્પદેવનો એક બંધ રથ આવ્યો. તેની સાથે ચાર સશસ્ત્ર સ્ત્રી ચોકિયાતો પણ આવી અને રાધિકાને રાજાજ્ઞા કહી "મહારાજની આજ્ઞા છે કે દેવી મલયસુંદરીને લઈને આપ સત્વર મહારાજાના અંતપુરમા પધારો ..મહારાજ દેવી મલયસુંદરીને પોતાની પાસેજ રાખવા માગે છે.'

રાધિકાએ આ સમાચાર મલયને આપ્યા અને કહ્યું ' દેવી, આપે મારી વાત સ્વીકારી હોત તો આવું પરિણામ ન આવત '

"રાધિકા, કંચનને અગ્નિમા તપવાનું હોય છે ..એજ એની શુદ્ધિ છે, તું તૈયારી કર ..મારો નિશ્ચય કોઈ સંજોગોમાં પણ ફરે એમ નથી."

રાધિકા મલયની હિંમત જોઈને અવાક્ બની ગઈ અને પોતાનાં વસ્ત્રો લેવા ચાલી ગઈ.

મલયે છૂપાવી રાખેલો પુરુષનો પોશાક અને બીજા વસ્ત્રોની એક પોટલી બાંધી લીધી ..આમ્રફળ પણ સંભાળપૂર્વક પોતાની પાસે રાખ્યું. ત્યાર પછી થોડી જ વારમા તે રથમા બેસીને રાજભવન તરફ જવા રવાના થઈ ગઈ.

રાજભવનના અંત.પુરના એક ખંડમાં મહારાજાએ મલયના

નિવાસની વ્યવસ્થા કરાવી રાખી હતી. મલયને લઈને રાધિકા તે ખંડમાં ગઈ. થોડી જ વારમાં ભોજનનો થાળ આવી ગયો . રાજાની રાણીઓ પણ આ નવા પંખીને જોવા આવી ગઈ અને મલયસુંદરીનું રૂપ નિહાળીને દાંતમાં આંગળા ઘાલવા માંડી.

રાણીઓને વિદાય કર્યા પછી રાધિકાએ મલયને જમવા બેસવાની વિનતી કરી.

મલય જમવા બેઠી એટલે રાધિકાએ કહ્યું . " દેવી, આમ્રફળ તો આપ સાથે લાવ્યા હતા..."

"હા રાધિકા, એનો ઉપયોગ હું મધ્યાહ્ન પછી કરીશ." કહી મલયે ભોજનનો પ્રારંભ કર્યો

મધ્યાહ્ન સમયે મલય ખંડ દ્વાર અંદરથી અટકાવીને આરામ કરવાના બહાને એક આસન પર બેઠી ..રાધિકા પણ બહારની પરસાળમાં આડે પડખે થઈ.

મહારાજ કંદર્પદેવ કોઈ કામ અંગે બંદર પર ગયા હતા અને તેઓ મોડેથી આવવાના હતા.

પણ મલયને આ કશી ખબર નહોતી.. તેણે તો મળેલા એકાંતનો લાભ લેવાનો વિચાર કર્યો અને કેશ કલાપના અંબોડામાં છૂપાવેલી જડી કાઢી, કેરીના રસ સાથે ઘસી મનમાં નવકારમંત્રનું સ્મરણ કરીને કપાળમાં તેનું તિલક કર્યું.

વનસ્પતિઓ અજબ શક્તિ ધરાવતી હોય છે.. દરેકમાં રસ ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવયુક્ત શક્તિ પડી જ હોય છે. આ જડીબુટ્ટીમાં જાતિ પરિવર્તન કરનારી પ્રભાવિક શક્તિ હતી. કપાળમાં તિલક કર્યા પછી વનસ્પતિના પ્રભાવની અસર કપાલાસ્થિના મર્મ સ્થાનથી શરૂ થઈ અને સમગ્ર દેહમાં ધીરે ધીરે વ્યાપ્ત બની ગઈ.

લગભગ અર્ધ ઘટિકાના સમયમાં મલયસુંદરી એક રૂપવાન

નારીમાંથી અતિ સૌમ્ય, સુંદર અને તેજસ્વી પુરૂપરૂપે બની ગઈ. તેના ઉન્નત ઉરોજ પ્રચંડ છાતીમાં પલટાઈ ગયા ..તેના ચહેરા પરની સુંદરતા વધારે ખીલી ઊઠી...પરંતુ સાથોસાથ ઉત્તમ પુરૂપના લક્ષણો દેખાવા માડ્યાં.

મલયે દર્પણમાં નજર કરી. તે દર્પણમાં દેખાતી પોતાની પુરૂપાકૃતિ સામે જોઈને બોલી : "હવે તું નિર્ભય થઈ ગઈ. તારા શિયળને કોઇ આંચ નહિ આવે. હવે રાજા કંદર્પ આવે કે ખુદ કંદર્પદેવ આવે તો પણ તે કશું કરી શકશે નહિ.."

ખરેખર કોઈ પણ વિજ્ઞાન પાછળ અનંત શક્તિ અને ચમત્કાર ભર્યો જ હોય છે. વનસ્પતિ વિજ્ઞાનની આ એક પ્રાકૃત્તિક શક્તિ હતી. એ શક્તિનો આજ મલયને લાભ મળી ગયો હતો..પોતાનું જાતિ પરિવર્તન જોઈને મલયને આશ્ચર્ય કરતાં હર્ષ વધારે થઈ રહ્યો હતો...પોતે સંપૂર્ણ રૂપે પુરૂપ બની ગઈ છે એ જાણ્યા પછી તેણે પોતાની પોટલીમા રાખેલાં પુરૂપનાં કપડા કાઢ્યાં અને તે ધારણ કરી લીધા...અને પોતે કાઢી નાખેલાં ઓરતનાં વસ્ત્રો એ પોટલામાં પાછાં બાધી દીધાં.

આ પ્રમાણે વસ્ત્ર બદલાવીને તેણે દિવ્ય જડી પોતાના કેશમાં ગોઠવી દીધી અને પાઘ વડે કેશ બંધનને છૂપાવી દીધા.

પરંતુ તેની સામે એક પ્રશ્ન ઊભો થયો...હવે અહીં થી છટકવું કેવી રીતે ?

આ પ્રશ્નનો ઉત્તર તેને મળી શક્યો નહિ...કારણ કે એક રાજાના અંતપુરમા અજાણ્યા અને સુંદર પુરૂપને જોઈને સહુ ચમકશે અને હો હો મચી જશે ..એ સિવાય અંત.પુરમાંથી બહાર જતી વખતે ચોકયાનોની નજર ચૂકાવવી પણ સહજ નથી.

કંઈ હરકત નાહે..પરિણામ ગમે તે આવે. હવે શિયળને સલામતી મળી ગઈ છે !

આ રીતે પોતાના વ્રતના રક્ષણ અંગે નિશ્ચિંત બનેલી મલયસુંદરી કોઈપણ ભય કે પરિસ્થિતિનો મુકાબલો કરવા મનથી તૈયાર થઈ ગઈ.

આમ મનથી નિશ્ચય કરીને તે શય્યા પર આડે પડખે થઈ... લગભગ બેએક ઘટિકા પછી તેણે આસ્તેથી પોતાના ખંડનું દ્વાર ખોલ્યું. જોયું તો રાધિકા અને બીજી એક દાસી નિદ્રાધીન થઈ ઘોરતાં હતાં...

મલયસુંદરી સાહસ કરીને ખંડ બહાર નીકળી અને પરસાળમાં આવી. પરસાળના દ્વાર પાસે જતાંજ બે સુંદર દાસીઓ સામી મળી અને આ નવજવાનને જોતાં જ બંને દાસીઓ ચમકી ઊઠી. આ સુંદર તરુણ અહીં ક્યાંથી આવ્યો હશે ?

બંને દાસીઓ સાંકેતિક ભાષામાં કંઈક વાત કરીને તરત પાછી વળી ગઈ.

મલય પરસાળના દ્વાર પાસે જ બેસી ગઈ. કારણ કે થોડે જ દૂર સશસ્ત્ર સ્ત્રી પ્રહરીઓ ઊભી હતી.

બંને દાસીઓ મહારાજની રાણીઓની મુખ્ય દાસીઓ હતી. બંનેએ પોતપોતાની સ્વામીની પાસે જઈ એક સુંદર અને કામદેવ જેવા પુરૂષના આગમનની વાત કરી.

અને એકાદ ઘટિકામાં તો રાજા કંદર્પદેવની આઠેય રાણીઓ આ સુંદર પુરૂષને જોવા આવી પહોંચી...એની સાથે દાસીઓનું જૂથ પણ આવી પહોંચ્યું. અને પુરૂષરૂપી મલયને જોતાં જ દરેક સ્ત્રીઓના હૈયામાં આનંદ ઉભરાવો શરુ થયો.

જે રાજભવનમાં અંતઃપુરમાં એક ચકલું પણ પ્રવેશી શકે નહિ, તે સ્થળે આવો સુંદર નવજવાન કેવી રીતે આવ્યો હશે !

પણ આ પ્રશ્ન રાણીના હૈયામાં જાગૃત થયો નહિ...દરેક રાણીઓના અને દાસીઓના નયનો આ સુંદર પુરૂષને આંખની

પાંપણુમાં મઢી લેવા ઈચ્છતાં હતા એક રાણીએ આગળ આવી મૃદુ મંજુલ સ્વરે કહ્યું : " આપ કોણ છો ?"

" એક ભૂલો પડેલો વટેમાર્ગુ."

" વટેમાર્ગુ ? પણ આપ અહીં કેવી રીતે આવ્યા ?"

" મને પણ તે વાતનું આશ્ચર્ય થાય છે...પરંતુ આપ કોઈ મનમાં કશું લાવશો નહિ. હું ચાલ્યો જઉં છું..."

મોહ પામેલી રાણીઓ અને દાસીઓ મલયની આસપાસ ઘેરો વળીને ઊભી હતી. એક રાણીએ કહ્યું ." ઓ સુંદર પુરુષ, તું અમારા સદ્‌ભાગ્યે જ અહીં આવી ચડ્યો છે. હવે અમે તને ક્યાંય નહિ જવા દઈએ..તારે અમારા અતિથિ તરીકે રહેવાનું છે.. તારું નામ શું ?'

" સુંદરસેન..."

" ઘણું જ સુંદર નામ..." એક તરૂણી દાસી બોલી ઉઠી.

ત્યાં તો રાધિકા પણ આવી પહોંચી અને આ સુંદર પુરૂષને જોઈને ચમકી.. અને જ્યારે તેની નજર મલયના પોષાક પર ગઈ ત્યારે તેને થયું ..આ પોષાક તો મેં દેવીને લાવીને આપ્યો હતો. આ પુરૂષ પાસે ક્યાંથી આવ્યો હશે ? તે મલયની સામે આવીને ધારી ધારીને જોવા માંડી...ઉન્નત ઉરોજ ક્યા અદૃશ્ય થઈ ગયાં ? શું આ ખરેખર કોઈ પુરૂષ હશે ? તો પછી મલયસુંદરીને આપેલાં વસ્ત્રો આની પાસે ક્યાથી ?

રાધિકા મનનું સમાધાન કરે તે પહેલાં જ રાણીઓએ આ સુંદર પુરૂષને પોતપોતાના આવાસમાં આવવાની પ્રાર્થના કરવા માંડી. કોઈએ ભોજન માટે વિનંતિ કરી...કોઈએ મૈરેયનું પાન કરવાની ઈચ્છા દર્શાવી...કોઈએ પોતાની રમત રમવાની માગણી કરી ..

અને એજ વખતે એક દાસીએ આવીને મહારાજના આગમનની સૂચના આપી...પરંતુ કોઈ રાણીઓ કે કોઈ દાસીઓ અહીં થી ખસી જ નહિ...જાણે મંત્રમુગ્ધ બનીને મલયસુંદરી સામે જોવા માંડી...

અને કંદર્પદેવ આવ્યો. આ બધું જોતાં જ તેના આશ્ચર્યની સીમા ન રહી...તેણે બધાને ખસી જવાની આજ્ઞા કરી...અને આ નવજવાન સામે જોઈને કહ્યું. "તું કોણ છે ? અહીં કેવી રીતે આવ્યો છે ?"

મલયસુંદરીએ કહ્યું · "મહારાજ, હું એક વટેમાર્ગુ છું...કર્મ સંયોગે અહીં આવી ચડયો છું. મારે જવું છે પણ બધી સ્ત્રીઓ મને જવા જ દેતી નથી."

રાજા આ નવજવાન સામે ધારી ધારીને જોઈ રહ્યો. આંખો તો મલયસુંદરી જેવી જ આકર્ષક અને સુંદર છે...પણ આ સ્ત્રી નથી... પુરૂષ જ છે...કોણ હશે ? તેણે બીજો પ્રશ્ન કર્યો : "તારુ નામ શું ?"

"સુંદરસેન..."

"તને અહી આવતાં કોઈએ અટકાવ્યો નહિ ?"

મલયસુંદરીએ કશો ઉત્તર ન આપ્યો.

રાધિકા થોડે દૂર ઊભી હતી. તેની સામે જોઈને રાજાએ પ્રશ્ન કર્યો :

"મલય શુ કરે છે ?"

"દેવી તો સૂતા છે.."

"એને જગાડ અને મારા આગમનના સમાચાર આપ..."

રાધિકા ચાલી ગઈ...રાજાએ ચોકિયાત પ્રહરીઓને બોલાવીને કહ્યું : "આ અજાણ્યો પુરૂષ અંતપુરમાં કેવી રીતે દાખલ થઈ ગયો છે ?"

ચોકિયાતોએ કહ્યું : "મહારાજ, અમે આ પુરૂષને અંદર દાખલ થતો જોયો જ નથી."

"તો શું આકાશમાંથી કૂદી પડયો હશે ?"

"મહારાજ, અમે સત્ય કહીએ છીએ."

મહારાજ મલયસુંદરીને પ્રશ્ન કરવા જાય તે પહેલાં જ રાધિકા દોડતી આવી અને ગભરાયેલા સ્વરે બોલી : "મહારાજ, દેવી નથી."

"તો જાય કયાં ?" રાજા પણ હાફળો ફાંફળો બની ગયો અને ચોકિયાતો સામે જોઈને બોલ્યો : "કોઈ સુંદર સ્ત્રીને ભવનમાંથી બહાર જતી જોઈ છે ?"

"ના, મહારાજ..."

"મહારાજ... મહારાજ... મહારાજ...રાધિકા...અંતઃપુરમાં તપાસ કર ..ક્યાંય છૂપાઈ તો નથી ગઈ ને ?"

રાધિકાએ વિનમ્ર સ્વરે કહ્યું : "મહારાજ, આ પુરૂષે પહેરેલો પોશાક મેં દેવીને આપ્યો હતો, તેજ છે..."

"હે ...પહેલાં તપાસ કરો..." રાજાએ કહ્યું : ત્યાર પછી પ્રહરી સામે જોઈને કહ્યું : "આ નવજવાનને પકડી બંધનગ્રસ્ત બનાવો."

તરત મલયસુંદરીને બંધનગ્રસ્ત બનાવી.

રાજાએ પોતાની રાણીઓ અને દાસીઓને ચાલ્યા જવાની આજ્ઞા કરી અને આખા અંતઃપુરની તપાસ કરાવી...પરંતુ મલયસુંદરી મળી નહિ.

રાજાના મનમાં થયું...આ પુરૂષ પોતે જ મલયસુંદરી હોવી જોઈએ...અને ગમે તે પ્રકારના મંત્ર પ્રયોગથી પુરૂષ બની હોવી જોઈએ.

આમ વિચારી તેણે બંધનગ્રસ્ત મલયસુંદરીને ચાર ચોકિયાતો અને રાધિકા સાથે પુનઃ ખાસ મહેલમાં રવાના કરી...

ત્યાર પછી પોતે પણ વસ્ત્રો બદલાવીને ખાસ મહેલ તરફ રવાના થયો.

ખાસ મહેલમાં પહોંચ્યા પછી પુરૂષ બનેલી મલયસુંદરી પાસે જઈને રાજાએ કહ્યું : "તે આ પરિવર્તન કેવી રીતે કર્યું ?'

"મહારાજ, મને આશ્ચર્ય થાય છે કે આપ સ્વાભાવિક સ્વરૂપને બનાવટી કેમ માનો છો ?"

"તો આ વસ્ત્રો તારી પાસે ક્યાંથી આવ્યાં ?"

મલયસુંદરી મૌન રહી..

રાજાએ ઘણા પ્રશ્નો કર્યા...પણ મલયસુંદરીને મૌન રહેવામાં જ શ્રેય જણાયું.

મલયના મૌનનું પરિણામ ઘણું વિપરીત આવ્યું...રાજા ભારે ક્રોધમાં આવી ગયો અને તેણે એક કોરડો ધારણ કરી મલયની કાયા પર વીંઝવા માંડયો

મલયની પીઠ પર સોળ ઉપડી આવ્યા, પરંતુ શિયળના રક્ષણ ખાતર મલય એકશબ્દ બોલી નહિ.. એટલું જ નહિ પણ તેણે ધૈર્યપૂર્વક કોરડાનો માર સહી લીધો. નારી પોતાના શિયળને સર્વશ્રેષ્ઠ ગણે છે.

રાધિકાએ વચ્ચે પડી મહારાજને કહ્યું : "કૃપાવતાર, આપ આ રીતે ક્રોધ કરો છો તેથી સત્ય વાત નહિ તારવી શકો..."

"રાધિકા, આ પુરૂષ અન્ય કોઈ નથી પણ મલયસુંદરી જ છે... ગમે તે પ્રકારે તેણે આ રીતે પરિવર્તન કર્યું હોય એમ સ્પષ્ટ સમજાય છે." ત્યાર પછી મલય સામે જોઈને કહ્યું: "કાલ સવાર સુધીમાં તું સત્ય હકીકત નહિ કહે તો હું તને હાથીના પગ તળે છુંદાવી નાખીશ."

મલય મૌન રહી.

રાજા ધમધમતો ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૭ મું : : છેલ્લો વિસામો !

માનવીના મસ્તક પર જ્યાં સુધી દુઃખ, વેદના અને નિરાશાના પહાડ તૂટવાના હોય, ત્યાં સુધી તેની કોઈ ચાલાકી અથવા તો પ્રયત્ન કામ આવી શકતા નથી.

મલયસુંદરીને કેરી મળી, તેનો યોગ દુર્લભ હતો તે પણ સાંપડ્યો અને આ દુષ્ટ રાજાના પંજામાંથી છટકવા માટે તે જાતિ પરિવર્તન પણ કરી શકી...પરંતુ છટકી નહિ...માત્ર શિયળના રક્ષણનું કવચ મેળવી શકી અને શિયળના રક્ષણ ખાતર તેણે કોરડાનો માર સહી લીધો...તેની સુંદર પીઠ પર વીંઝાયેલા કોરડાના ચાર પાંચ સોળ ઉઠી આવ્યા હતા અને તેની પીડા પણ અસહ્ય હતી...છતાં પોતાનો પતિવ્રત ધર્મ સાચવી શકવાનો હૈયામાં આનંદ હતો

માનવી જ્યારે કસોટી પર ચડે છે ત્યારે જ તેના નિશ્ચય બળની ખબર પડે છે.

આવતી કાલે સંધ્યા પછી હાથીના પગ તળે પીસવાની ધમકી આપીને રાજા કંદર્પદેવ ચાલ્યો ગયો હતો અને જતી વખતે ચોકિયાતોને આજ્ઞા કરતો ગયો હતો કે, આ દુષ્ટ પુરૂષને એક ઓરડામાં પૂરી રાખજો અને કોઈપણ ઉપાયે છટકે નહિ તેની સંભાળ રાખજો "

રાધિકા પુરૂષ રૂપમાં ફેરવાયેલી મલય સાથે વાત કરવા ઈચ્છતી

હતી અને આવો ભાર સહન કરવા કરતાં પટરાણીનું પદ પ્રાપ્ત કરી લેવાનું સમજાવવા માગતી હતી ..પરંતુ તેને તક ન મળી. મલયને ચોકિયાતોએ ખંડમાં પૂરી દીધી.. બહારથી તાળુ લગાવી જાગતો પહેરો ગોઠવી દીધો.

મલયે મનથી નિશ્ચય કર્યો કે.. હાથીના પગ તળે પીલાવું પડે કે કાયાના રાઈ રાઈ જેવડા ટૂકડા થઈ જાય.. મહામૂલા શિયળ આગળ એની કોઈ વિસાત નથી. મૃત્યુ આવવાનુ હોય તો તે ભલે આવી પડે ? હવે કોઈ વાતની ચિંતા નથી !

મોતને ભેટવા ઈચ્છતા માનવીને બીજા કોઈ દુખો સ્પર્શી શકતાં નથી...

પરંતુ મલયસુંદરીને સદ્‌ભાગ્ય વારંવાર સહાયક થતાં હતાં... મલયે ધાર્યું હતુ કે હવે મૃત્યુ સિવાય ક્યાંય વિસામો મળશે નહિ .. તેણે છટકવાનો વિચાર પણ ન કર્યો . છતાં ખંડમાં પડેલા પલંગ પર આડે પડખે થતાં મલય જોઈ શકી કે આ ખંડ તો પોતા માટે નિયત કર્યો હતો તેજ છે.. અને આ ખંડમાં બહારના ભાગ તરફ પડતો ઝરૂખો પણ છે.. તક મળે તો શા માટે ન છટકવું ?

આ વિચાર આવતાં જ તેણે ઊભા થઈ ખંડના દ્વારની સાંકળ વાસી દીધી.. ત્યાર પછી તેણે ઝરૂખાનુ નાકડુ દ્વાર ખોલ્યુ ...

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થયા પછી તે જોઈ શકી કે ઝરૂખાની બહારના ઉપવનમાં ખાસ ચોકી પહેરા જેવું દેખાતુ નહિ...સંભવ છે કે પહેરેદારો ભોજન કરવા ગયા હોય અથવા વાતોમા મશગૂલ બન્યા હોય !

ના...મૃત્યુ અનિવાર્ય હોવા છતાં માનવીએ બચવાનો પ્રયત્ન તો કરવો જ જોઈએ. જીવતો નર ભદ્રા પામે એ રીતે કદાચ છટકીને પિતાના રાજ્યમાં પહોચી શકાય તો પોતાના પ્રિયતમને પામી શકાય !

મલયસુંદરીએ ઝરૂખામાંથી નીચે ઉતરી શકાય કે કેમ તે અંગેનું નિરીક્ષણ કર્યું.

નીચે ઉતરવા માટે રજ્જુ હોય તો જ કામ થઈ શકે...રજ્જુ તો હતી નહિ...ત્યારે?

વિપત્તિ વખતે માનવીની બુદ્ધિ ઘણીવાર ભ્રષ્ટ બની જાય છે, તો કોઈવાર સતેજ બની જાય છે. મલયે પલંગ પર બિછાવેલી કૌશેયની ચાદરના બે લીરા કર્યા. એજ રીતે ઓઢવાની ચાદરના પણ બે લીરા કર્યા...અને એ ચારેય લીરા ગાંઠો વડે સાંધીને ઝરૂખાના મજબૂત અને સંગેમરમરના થાંભલા સાથે તેનો એક છેડો બાંધ્યો.

આટલું કર્યા પછી મલયે પરિણામની ખેવના રાખ્યા વગર ચાદરની રજ્જુનો બીજો છેડો નીચે નાખ્યો અને પળનોય વિલંબ કર્યા વગર તે સડસડાટ નીચે ઉતરી ગઈ.

ભવનના પાછળના ભાગનું ઉપવન બહુ મોટું ન હોવા છતાં અતિ સુંદર હતું...નાની નાની કુંજો અતિ રળિયામણી લાગતી હતી. મલયે ધરતી પર પગ મૂક્યો અને ચારે તરફ એકવાર નજર કરી લીધી...ત્યારપછી કુંજના ઓથે ઓથે પાછળની વંડી પાસે પહોંચી ગઈ.

મુક્તિ માટે ઝંખતા માનવીમાં સાહસ ને પ્રેરણા નાચતા હોય છે. વંડી કૂદવી અઘરી હોવા છતાં મલય કૂદીને બહાર નીકળી ગઈ. એજ વખતે તેણે ભવનમાં શંખનાદ સાંભળ્યો. સંભવ છે કે કોઈ ચોકિયાત એ તરફ નીકળ્યો હોય અને ઝરૂખાએ બાંધેલ ચાદરની રજ્જુનો લટકતો ભાગ જોઈ ગયો હોય. આવી કલ્પના આવતાં જ મલય જે માર્ગ આંખ સામે દેખાયો તે માર્ગે દોડતી નાસવા માંડી.

સાગરતિલક નગરીના રસ્તાઓથી મલય સાવ અનભિજ્ઞ હતી. કયો માર્ગ ક્યાં જાય છે તેની કોઈ કલ્પના મલય પાસે હતું નહિ

તે તો આ દુષ્ટ રાજવીના પંજામાંથી છૂટવા માગતી હતી અને એકવાર નિર્ભય સ્થાને પહોંચ્યા પછી અથવા છૂપાઈ રહેવાનું સાધન મળ્યા પછી ગમે તે ઉપાયે પોતે ચંદ્રાવતી નગરીના પથે ચાલી જશે એવો એણે મનમાં સંકલ્પ કરેલો.

મલયને જે સંશય આવેલો તે પ્રમાણે જ ભવનમાં બની ગયું હતું. મલય જ્યારે ઉપવનની વંડી પાસે પહોંચી હતી ત્યારે ભવનના પાછળના ભાગ તરફ નીકળેલા બે ચોકિયાતો ઝરૂખા વાટે લટકતી રજ્જુને જોઈ ગયા...અને તરત તેમણે શંખનાદ કરેલો.

સૈનિકોનો શંખનાદ સાંભળીને તરત બીજા આઠ રક્ષક સૈનિકો દોડતા આવી પહોંચ્યા અને લટકતી ચાદર રજ્જુ જોઈને ફડફડાટ અનુભવવા લાગ્યા.

ચોકિયાતોનો મુખ્ય નાયક તરત ભવનમાં ગયો...રાધિકાને બોલાવીને લટકતી ચાદર રજ્જુની વાત કરી. આ વાત સાંભળીને રાધિકા પણ ભારે ગભરાટ અનુભવવા માંડી અને દોડતી ઉપર ગઈ ...એની પાછળ બે સૈનિકો સાથે નાયક પણ ગયો.

રાધિકાએ મલયના ખંડના દ્વારને મારેલું તાળું ખોલ્યું અને દ્વારને ધક્કો માર્યો પણ દ્વાર અંદરથી બંધ હતું. રાધિકાના મનમાં થયું...મલય અવશ્ય નાસી ગઈ લાગે છે.. એટલા માટે જ તેણે ગમે તે મંત્ર સાધના વડે અથવા ઉપાય વડે જાતિપરિવર્તન કર્યું હોવું જોઈએ.

નાયક અને સૈનિકોએ ખંડનું દ્વાર ધક્કા મારીને તોડી નાખ્યું.. અંદર કોઈ નહોતું...ખંડ સાવ સૂનો હતો ..ઝરૂખાના થાંભલે ચાદરના બબ્બે લીરા કરીને બનાવેલ રજ્જુ બાંધી હતી.

આ સમાચાર તત્કાળ મહારાજને પહોંચાડવા જોઈએ એમ વિચારી નાયક પોતે એક અશ્વ પર બેસીને રાજભવન તરફ વિદાય થયો.

રાજા કંદર્પ મૈરેયનું પાન કરીને સૂઈ રહેવાની તૈયારી કરતો હતો ત્યાં એક દાસીએ આવીને કહ્યું : " કૃપાવતાર, ખાસ મહેલમાંથી એક ચોકિયાત ટુકડીનો નાયક મહત્ત્વના સમાચાર લઈને આવ્યો છે."

મહત્ત્વના સમાચાર ? શું મલયસુંદરી મૂળ સ્વરૂપમાં આવીને પટરાણી પદ માટે તૈયાર થઈ હશે ? શું પ્રિયતમ રૂપે સ્વીકાર કરવાનો સંદેશો મોકલ્યો હશે ? એ સિવાય બીજા કોઈ મહત્ત્વના સમાચાર હોય જ નહિ.

આમ મનમાં આનંદ અનુભવતો કંદર્પદેવ તરત બહાર આવ્યો અને નીચે ચોકિયાત મંડળીના નાયક પાસે ગયો.

નાયકે મસ્તક નમાવી કહ્યું : " કૃપાવતાર, ભારે ગજબ થઈ ગયો છે ! "

" શું થયું છે ? "

" પૂરી રાખેલો કેદી ઝરૂખા વાટેથી નાસી ગયો છે .."

" નાસી ગયો છે ? નાલાયકો, તમે બધા શું ઊંઘતા હતા ? "

' કૃપાવતાર, બધા સૈનિકો નિત્યક્રમ પ્રમાણે ભોજન કરતા હતા."

" ઓહ ! " કહી કંદર્પદેવે પોતાના પ્રતિહારીને બોલાવ્યો.

થોડીજ વારમાં રાજભવન જાણે ખળભળી ઊઠ્યું. મૈરેયનો ગુલાબી નશો રાજા કંદર્પદેવના મસ્તકમાંથી અલોપ થઈ ગયો...

અને તેણે તાબડતોબ ચારેય દિશાએ તપાસ કરવા દસ દસ સૈનિકોને રવાના કર્યા...પોતે પણ એક ટુકડી સાથે નીકળી પડયો.

દુષ્ટ રાજાની કેદમાંથી છટકેલી મલયસુંદરી રસ્તાની સાવ અજાણ હતી. આમ છતાં તે કોઈને સંશય ન આવે એવી ગતિએ ચાલતી ચાલતી નગરીના કોઈ છેવાડાના ભાગ તરફ પહોંચી ગઈ.

મલયે જોયું . આ ભાગમાં સાવ નાના નાના મકાનો છે...અને ઘણા છૂટા છવાયા છે ..જો આ તરફ કોઈ ઓથ મળી જાય તો આજની રાત કાઢી શકાય.

આમ વિચારી તે એક તરફ દેખાતા અગોચર સ્થળ સામે સ્થિર નજરે જોઈ રહી.

રાતનો સમય હતો...આકાશમાં ટમટમતા તારલિયાઓનો ક્ષીણ પ્રકાશ કોઈ માયાપુરી જેવો આભાસ કરાવી રહ્યો હતો.

મલય અગોચર સ્થળ તરફ અગ્રસર થઈ...ત્યાં તેના કાન પર ઘોડાના દાબડાનો અવાજ સંભળાયો.

મલય નીચે બેસી લપાઈ ગઈ દસ સૈનિકોની ટુકડી ચારે તરફ જોતી જોતી પસાર થઈ રહી હતી. એ ટુકડી ત્યાંથી નીકળી ગયા પછી મલયના હૈયાના ધબકારા કાંઈક હળવા થયા અને લપાતી છૂપાતી તે આગળ વધી.

લગભગ અર્ધ ઘટિકા પછી અગોચર જેવી દેખાતી જગ્યા પાસે તે પહોચી ગઈ. તેણે જોયું...બે વૃક્ષો ઊભા છે. એની બાજુમાં જ કોઈ કૂવો લાગે છે..અને થોડે દૂર કોઈ મંદિર જેવું જણાય છે.

મલયસુંદરી એક વૃક્ષના ઓથે ઊભી રહી અને ચારે તરફ નિરીક્ષણ કરવા લાગી.

મલયને એવી કલ્પના નહોતી કે બાજુના વૃક્ષ પર એક નવજવાન છુપાઈને બેઠો છે અને આરામ લઈ રહ્યો છે...એને એવી કલ્પના આવે પણ ક્યાંથી ? અને એવો સંભવ પણ ક્યાંથી હોય કે એ નવજવાન અન્ય કોઈ નહીં જેને મળવા માટે પોતે ઝંખી રહી છે તે મહાબલકુમાર પોતે જ છે !

છેલ્લા બે દિવસથી મલયની શોધ કરતો કરતો અને અનેક નગરને ગામડાંઓ જોઈ નિરાશ થઈ ચૂકેલો મહાબલ આ નગરમાં જ આવી ચડયો હતો. અને પ્રિયતમાની શોધમાં થાકીને હતાશ થયેલો તે રાત્રિના પ્રારંભમાં જ આ સ્થળે આવી, એક વૃક્ષ પાસે બેસી વિસામો લઈ રહ્યો હતો !

બાજુના વૃક્ષ પાસે જ પોતાના પ્રાણાધાર છે એવી મલયને કલ્પના સરખીયે નહોતી અને પડખેના વૃક્ષ નીચે જેને પોતે શોધી રહ્યો છે તે પ્રિયતમા છે એવી મહાબલને પણ કયાંથી કલ્પના આવે ?

મલયસુંદરીને એક વાતનો સંતોષ હતો કે પોતે પુરૂષ રૂપમાં આવી ગઈ છે ..પરંતુ જવું કઈ તરફ એ પ્રશ્ન તેના મનને ઘણો ભારે મૂંઝવી રહ્યો હતો. નાસવા જતાં જો ફરીથી પકડાઈ જવાય તો ? એ કરતાં અહીં જ આરામ કરવો ઠીક છે તેમ માનીને મલયસુંદરી તે વૃક્ષના થડ પાસે બેસી ગઈ.

લગભગ અર્ધઘટિકા થઈ હશે ત્યાં દૂરથી મશાલધારી માણસો આવતા દેખાયા ..એ લોકો ચારે તરફ મશાલનો પ્રકાશ ફેલાવી તપાસ કરી રહ્યા હોય એમ લાગતું હતું.

મલયના મનમાં થયું, રાજાના માણસો પોતાને શોધવા માટે ચારે તરફ નીકળી પડ્યા લાગે છે. ત્યાં તો મલયના કાન પર માણસોને આજ્ઞા આપતો સત્તાવાહક સ્વર અથડાયો. તે સમજી ગઈ કે આ અવાજ રાજાનો જ છે. જો એ લોકો આ તરફ આવશે તો ભારે પશ્ચાત ઊભી થશે અને મહામહેનતે મેળવેલી મુક્તિ ઝુંટવાઈ જશે.

હવે શું કરવું ? અહીંથી ઊઠીને નાસવા જતાં કદાચ કોઈ સૈનિકની નજર પડી જાય અને એમ થાય તો ફરીવાર શયતાનના પાંજરામાં પૂરાવું પડે !

આવા અનેક વિચારો વચ્ચે ગૂંચળાયેલી મલયસુંદરી ચુપચાપ ત્યાં બેસી રહી.

રાજા અને રાજાના માણસો થોડા દૂર હતા અને એ તરફ મલયસુંદરીને શોધી રહ્યા હતા.

માનવી જ્યારે ઘણા દુઃખથી પીડિત થાય છે અને દુઃખનાં બોજથી થાકી જાય છે ત્યારે તેને જીવનની આશાઓ પણ ક્ષણુર

લાગતી નથી. મલય અત્યાર સુધી પ્રિય મિલનની આશા સેવી રહી હતી અને શિયળના રક્ષણ ખાતર ભારેમાં ભારે કષ્ટો સહી રહી હતી. પણ અત્યારે તેનું ચિત્ત રાજાના માણસોને જોઈને ભારે નિરાશા અનુભવવા માંડ્યું. તેને ભય લાગ્યો કે તપાસ કરતો કરતો રાજા અત્યારે જરા દૂર છે...પરંતુ અચાનક આવી ચડે તો શું થાય ? ફરીવાર એ દુષ્ટના પંજામાં સપડાવું પડે અને હાથીના પગ તળે છૂંદાવુ પડે ..એ કરતાં સામે દેખાતા કૂવામાં જ પડીને જીવનનો અંત આણવો શું ખોટો ?

મલયના હૈયામાં આ વિચાર જાગૃત થયો. મનમાં એક નબળી કડી સર્જાય એટલે એની પરંપરા ઊભી થાય છે

મલય સમજતી હતી કે આત્મહત્યા કરવી એ ભયંકર પાપ છે. એક વાર આત્મહત્યા કરનારને સાત સાત ભવ સુધી આવીને આવી વેદના સહેવી પડે છે.

પરંતુ જીવવાનો બીજો કોઈ સુલભ માર્ગ ન દેખાય તો અન્ય કોઇ માર્ગ સૂઝતો જ નથી. મલયને અત્યાર સુધી પતિ અને પુત્રના મિલનની આશા જીવાડી રહી હતી. પરંતુ નિરાશાની સર્જાયેલી કડીએ એ આશાને તોડી નાખી. તેના મનમાં થયું, મારા ભાગ્યમાં પતિનું સુખ લખાયેલું હોત તો આવો વિચાર આવત જ નહિ અને પુત્રસુખ લખ્યું હોત તો મારા ખોળામાંથી કદી પણ બલસાર ઝૂંટવી જાત નહિ. ક્યાં ચંદ્રાવતી, ક્યાં પૃથ્વીસ્થાનપુર અને ક્યાં આ સાગરતિલક નગર ? અહીંથી છટકીને કદાચ હું પિતાના નગર તરફ જઉં તોયે માર્ગમાં બીજી ભયંકર વિપત્તિ ન આવે તેનો શો ભરોસો ? ના... ના...ના...હવે મિથ્યા આશાના તાંતણાને પકડી રાખવો એ બરાબર નથી. મને સાગરે ન સમાવી, ભારંડ પક્ષીએ ન મારી, કારૂ સરદાર પાસેથી પણ બચી ગઈ અને ઉત્તરોત્તર વધુને વધુ દુઃખ વચ્ચે સપડાતી રહી. અહીંથી છટકીને આથીયે ભયંકર દુઃખ નહિ આવે એની શી ખાતરી ?

મલયના મનમાં એમ પણ થયું કે કંચન અગ્નિમાં જ પોતાની વિશુદ્ધિ સિદ્ધ કરે છે. પરંતુ વધુ પડતો અગ્નિ હોય તો એજ કંચનને રાખ થઈ જવું પડે છે! મારી પણ એજ દશા છે...માનવીની સહન શક્તિની મર્યાદા કરતાંયે મેં દુઃખનો બોજ ઉપાડવામાં જરાયે અધૈર્ય જ નથી બનાવ્યું. પણ હવે ધીરજની મર્યાદા પૂરી થઈ ગઈ છે. હવે તો મૃત્યુ એજ આ બધી વેદનાનો એક વિસામો છે.

આ રીતે વિચાર કરી મલયે સામે નજર કરી...બે મશાલધારી સૈનિકો બે દિશામાં ઊભા રહી ગયા હતા અને રાજા તથા અન્ય સૈનિકો અન્યત્ર તપાસ કરવા આગળ વધી રહ્યા હતા.

મલયના અંતરમાં થયું...બે સૈનિકો ઊભા છે એટલે મારાથી આ સ્થળનો ત્યાગ કરી શકાશે નહિ અને તપાસ કરવા આગળ વધેલો રાજા ફરતો ફરતો આ તરફ પણ આવી ચડે.

ત્યારે ?

બસ, આશાની માછુરીના સંપુટમાં પુરાએલા જીવનને હંમેશ માટે મુક્ત કરવું એજ છેલ્લો સહારો છે.

આમ વિચારી મલય ઊભી થઈ અને લપાતી છૂપાતી કૂવા તરફ આગળ વધવા માંડી.

બ ।બર આ સમયે નજીકમાં જ કોઈના ગલવાથી થતા ખખડાટના કારણે મહાબલ જા ।। ગયા.

અને મલયસુંદર કૂવા પાસે પહોંચી ગઈ. કૂવો કેટલો ઊંડો છે, એમાં પાણી છે કે નહીં તે કશી માહિતિ મલયને હતા નહિ. ક્યાથી હોય ? તે માત્ર એટલું જ સમજી શકી કે આ કૂવો જીર્ણદશા ભોગવી રહ્યો છે એટલે અવાવરૂ લાગે છે. લોકો આ કૂવે આવતા હોય કે પાણી ભરતાં હોય એવુ કોઈ નિશાન જણાતુ નથી. કૂવો ગમે તેવો હોય... પણ આ દુઃખિયારાનો તો આ અંતિમ વિસામો થઈ પડશે!

આમ વિચારી મલયસુંદરીએ કૂવામાં નજર કરી...ભયંકર અંધકારમાં કશું દેખાતું નહોતુ. તેણે બે હાથ જોડી મનમાં ત્રણ નવકારનું સ્મરણ કર્યું.

મહાબલની નજર કૂવા તરફ ગઈ. તે ચમક્યો.. કોઈ પણ ઊભો લાગે છે...મહાબલ પણ ઊભો થયો.

એજ વખતે ત્રણ નવકારનુ સ્મરણ સમાપ્ત કરીને મલયસુંદરીએ કહ્યુ : "ગગનમંડળમાં વિરાજતા તારલિયાઓ, મારા મહાબલ ખાતર અને મારા શિયળ ખાતર મારાથી જે કંઈ સહી શકાય તે સહી લીધું છે...હવે મારામાં વિશેષ સહન કરવાની તાકાત રહી નથી...મારા પ્રિયતમને જો આપ કોઈપણ વખતે સ્વદેશ પહોંચાડી શકો તો માત્ર એટલુ જ કહેજો...દુ:ખના ભારથી થાકી ગયેલી તારી મલયે હારીને... કાયર બનીને જે ઉચિત ન ગણાય એવા વિસામાને સત્કાર્યો છે..." ત્યારપછી તેનો સ્વર કંઈક વધુ ગંભીર બન્યો : "મહાબલ... આપ જ્યાં હો ત્યાં મારા નમસ્કાર સ્વીકારજો...સુખી રહેજો.."

માત્ર વીસ કદમ દૂર રહેલો મહાબલ એક પુરૂષના મોઢેથી પોતાનુ નામ સાંભળીને ભારે ચંચળ બની ગયો અને તે કૂવા તરફ દોટ મૂકે તે પહેલાંજ મલયસુંદરીએ અજાણ્યા ને અંધકારમય અગોચર કૂવામાં પડતું મેલ્યું.

દુષ્કર્મના ઉદયકાળના લાખ લાખ તાંતણાઓ વચ્ચે પણ શુભ કર્મોનો તાંતણો પડયો હોય છે...ત્યાર માનવીને આકસ્મિક સહારો મળી જાય છે.

મલયસુંદરીએ તો આંખ મીચીને કૂવામાં ઝંપલાવ્યું...પરંતુ કૂવો ઘણો ઊંડો હોવા છતાં તેમાં જરાયે જળ કે પથ્થર પણ નહોતા. રેતીનુ પ્રમાણ ઘણું હતું...

મલયસુંદરી કૂવાના તળિયે પહોંચી. રેતી પર પટકાણી... અને તે મૂર્છિત બની ગઈ.

એજ વખતે મહાબલ પણ કૂવાના કાંઠે આવ્યો...અંદર ગાઢ અંધકારમાં કશું દેખાતું નહોતું, છતાં તેણે અંદર ઉતરવાનો પ્રયત્ન કર્યો...એક વૃક્ષનું મૂળ તેના હાથમાં આવ્યું...તે પકડીને મહાબલ થોડે સુધી અંદર ઊતર્યો...પછી તો પગ મૂકવાનું પણ કોઈ સ્થાન નહોતું એટલે બહુજ સંભાળપૂર્વક તેણે અંદર ઝંપલાવ્યું.

સદ્‌ભાગ્યે મહાબલ જ્યાં મલયસુંદરી પડી હતી તેનાથી એક હાથ દૂર રેતીમાં આવી પડ્યો...અને અંધકારના કારણે હાથ ફેરવીને તપાસ કરવા માંડયો.

આ તરફ રાજા કંદર્પદેવ પોતાના બે માણસોને રોકીને દૂર નીકળી ગયો હતો.એ લોકોએ આ કૂવા તરફ નજર પણ નહોતી કરી ..

## પ્રકરણ ૨૮ મું : : વિષધર !

માગ્યો વરસાદ મળતો નથી, માગ્યાં મોત પણ મળતાં નથી. કારણ કે શુભાશુભ કર્મનો ભોગવટો લખ્યો હોય ત્યાં સુધી જીવાડનારૂં બળ મોતને દૂર ધકેલતું રહે છે.

પુરૂષવેશધારી મલયસુંદરી કૂવામાં પડેલ રેતી પર પટકાણી. તેને ખાસ કશું વાગ્યું નહોતું, પરંતુ મૂર્છા આવી ગઈ હતી.

આત્મહત્યા કરવા માગતા એક નવજવાનના મોઢેથી પોતાનું નામ સાંભળીને આશ્ચર્યચકિત બનેલો મહાબલ નવજવાનને બચાવવા પોતાના જીવનનો જરાયે વિચાર ન કરતાં એની પાછળ જ આ અંધારકૂવામાં ખાબક્યો હતો અને સદ્‌ભાગ્યે તે પણ મલયસુંદરીનાં દેહ પર ન પડતાં

બાજુમાં જ રેતી પર પડયો હતો. પરોપકાર કરવાની ભાવના જેના હૈયામાં ભરી હોય છે તેનું રક્ષણ પ્રકૃતિ કરતી જ હોય છે. મહાબલને જરાયે ચોટ નહોતી આવી તેમ તે મૂર્છિત પણ નહોતો થયો. રેતીના ગંજ પર પડીને તે તરત બેઠો થઇ ગયો...પરંતુ અંધારા કૂવામાં એટલો ભયાનક અંધકાર હતો કે કશું જોઈ શકાતું નહોતું. મહાબલે બંને હાથ પસારીને તપાસ કરવા માંડી. તરત તેના હાથ મલયની કાયાને સ્પર્શ કરી ગયા. મલય મૂર્છિત હતી.. મહાબલે કહ્યું : " ભાઈ, તું કોણ છે? આ રીતે કૂવામાં શા માટે પડયો? તને કયા પ્રકારનું દુ:ખ છે?"

પણ કોણ ઉત્તર આપે?

મલય મોતને ભેટવા અને રાજાના ત્રાસથી બચવા જ કૂવામાં પડી હતી. તેને એવી કોઈ કલ્પના નહોતી કે કૂવામાં આમ રેતી ભરેલી છે...! દુ:ખના અસહ્ય વિચારના દબાણથી તે મૂર્છિત બની ગઈ હતી.

મહાબલનો હાથ મલયના મુખ પર ફરવા માંડયો. મહાબલ સમજી શકયા કે આ નવજવાનનાં શ્વાસોશ્વાસ ચાલે છે. તેણે કપાળ પર હાથ ફેરવવા માંડયો.

અને દર્દભર્યા વિચારોના દબાણના કારણે મૂર્છિત બનેલી મલય કંઈક ભાનમાં આવી અને તે વિયોગના દબાણ વડે જ બોલવા માંડી " મહાબલ, મને ક્ષમા કરજે.તુ જયાં હો ત્યાં તને મારા વંદન છે.. "

મહાબલે કહ્યું : " ભાઈ, તુ કોણ છે, કયા મહાબલને યાદ કરે છે? તને કયા પ્રકારનુ દુ:ખ છે?

મલય ચમકી ઉઠી અરે...આ તો પોતાના જ પ્રિયતમનો સ્વર. પોતાના સ્વામીનો અવાજ! શુ આ સ્વપ્ન છે કે સત્ય?

અંધકારમાં કશુ દેખાતું નહોતુ. મલયે પ્રશ્ન કર્યો : " આપ કોણ છો? અહીં શા માટે આવ્યા છો? આ નગરીના રાજાના કોઈ ચર તો નથી ને?"

"ભાઈ, હું પણ તારા જેવો જ એક દુઃખી નવજવાન-છું... પણ તારી માફક મરવા નથી ઈચ્છતો...હું મારા પિતાએ કરેલા અન્યાયનો ભોગ બનેલી મારી પ્રિયતમાને આજ મહિનાઓથી શોધી રહ્યો છું ઘણા વનવગડા ફર્યો. ઘણાં નગરો અને ગામડાંઓ જોયાં...પણ મારી હૃદયેશ્વરી મને ક્યાંય મળી નહિ.. આમ છતાં હું નિરાશ નથી થયો...મારા અંતરમાં શ્રદ્ધાનો એક દીવડો ટમટમે છે અને એ દીવડો જ મારી આશાને સજીવ રાખી રહ્યો છે... પરંતુ તારે કયા દુઃખે આ રીતે મોતને ભેટવા કૂવામાં પડવુ પડયું? અને તું કયા મહાબલને યાદ કરે છે?"

મલયને હવે પાકી ખાતરી થઈ ગઈ કે આ પોતાનો જ સ્વામી છે! એમાં કોઈ સંશય નથી. ભલે કર્મના જોરદાર આક્રમણો થયાં ..ભલે મોતની સામે ખેલ માંડયા ભલે રાન વેરાનને સાગરમાં રઝળતી રહી...પણ અંતે મારા સ્વામી મને મળી ગયા! ઓહ, પણ આ ભયંકર અંધકારમાં હું મારા નાથનુ મોઢુ કેવી રીતે જોઈ શકુ?

મલયને મૌન જોઈ મહાબલે ફરીવાર કહ્યુઃ "મિત્ર, તારા દુઃખની વાત કહેતાં તારું હૃદય ના પાડતું હોય તો મારો કોઈ આગ્રહ નથી.. હવે આપણે સવાર સુધી અહીં આ અગોચર કૂવામાં જ રહેવું પડશે. અહીંથી બહાર નીકળવાનો કોઈ ઉપાય આ અંધારામાં જોઈ, વિચારી શકાય તેમ છે નહિ...પણ તું મૌન શા માટે છે?"

મહાબલના પ્રશ્નનો ઉત્તર મલયસુંદરી આપે તે પહેલાં જ એક માથોડું ઊંડી આવેલી એક બખોલમાંથી એકાએક ભરપૂર પ્રકાશ ઉભરાયો. મહાબલે જોયું...બખોલમાં એક મણિધર નાગ આવીને એક તરફ મણિ મૂકી રહ્યો હતો. આ દિવ્ય મણિનો ભરપૂર પ્રકાશ કૂવાના અંધકારને જાણે નષ્ટ કરી ચૂકયો હતો. મલયે આ પ્રકાશમાં પોતાના સ્વામી તરફ જોયું...તે એકદમ બેઠી થઇ ગઈ અને મહાબલના બંને હાથ પકડી લેતાં બોલી : "આપ..."!

મહાબલ ચમક્યો.. આ અજાણ્યા જુવાનને તો ક્યારેક જોયો નથી...શું આ પાગલ તો નહિ બની ગયો હોયને ? તે બોલ્યો : "મિત્ર, તું કોને શોધે છે ? તું તારા દુઃખની વાત કરે તો તારું હૈયું હળવું થાય !"

"ઓહ્ ! મહાબલ.. મારા સ્વામી.. આજ મારી આરાધના સફળ થઈ...મહાબલ થૂંક વડે પ્રથમ મારા કપાળનું તિલક ભૂંસી નાખો .."

મહાબલ પણ ચમક્યો ! શું જેને પોતે શોધી રહ્યો છે તેજ મારી પ્રાણપ્રિયા મને મળી ગઈ છે ? મહાબલે તરત પોતાનાં થૂંક વડે મલયનું તિલક ભૂસી નાખ્યું...અને વળતી જ પળે દિવ્ય જડીબુટ્ટીનો પ્રભાવ દૂર થવા માંડયો...થોડી જ વારમાં મલય મૂળ સ્વરૂપમાં આવી ગઈ.. મહાબલે ઘણાંજ પ્રેમ અને ભાવથી પોતાની પ્રાણાધિકાને આલિંગન બધ્ધ કરી લીધી.

અને બન્નેએ પોતાની આપવીતી કહેવી શરૂ કરી. મલયસુંદરીએ ઘોર વનમાં તાપસમુનિને ત્યાં મળેલા આશ્રયની, પુત્ર જન્મની, બલસરની દુષ્ટતાની,સાગરપાર પહોંચ્યાની કારૂ સરદારના હાથમાં સપડાયાની, ભારંડ પંખીના પંજામા સપડાયાની અને છેવટે આ નગરીના કામી અને દુષ્ટ રાજાના પંજામાં આવી પડયાની વાત કહી સંભળાવી

મલયની વાત સાંભળીને મહાબલ બોલ્યો : "મલય, ખરેખર તું નારી જાતિની એક શોભા છે. શિયળની રક્ષા ખાતર આટલાં સંકટો સહન કરનારી નારી જ આર્યત્વનો મહાન આદર્શ છે . આજ હું ખૂબ જ ભાગ્યશાળી બન્યો છું...મલય,તારી વીતકકથા આગળ મારી વીતકકથાની કોઈ કિંમત નથી. હું તો કેવળ નવકારમંત્ર પર શ્રધ્ધા રાખીને તને શોધી જ રહ્યો હતો." આમ કહી મહાબલે રાજભવનનો ગુપ્તપણે ત્યાગ કરીને કેટકેટલા સ્થળે તપાસ કરી તેની વાત કરી સંભળાવી.

અને મણિધર નાગ મણિ લઈને ચાલ્યો ગયો . પુનઃ ગાઢ અંધકાર છવાઈ ગયો.

મલય અને મહાબલ માટે આજ ભયંકર વિયોગનો અંત સરજાયો હતો...

મહાબલે કહ્યું : " મલય, આ કૂવામાંથી બહાર નીકળવું ભારે કઠિન લાગે છે...પણ માનવીને સંકટમાં માર્ગ મળી જ રહે છે... સવારે આપણે બંને બહાર નીકળી જઈશું. તારો આ પુરુષવેશ તારા નારી દેહને છૂપાવી શકે એમ નથી. જો તારી પાસે અરે...અહીં જડી બુટ્ટી હોય તોય શા કામની ? કેરીનો રસ ક્યાંથી મળે ? પણ હરકત નહિ આવે...એક વધારાનું ઉત્તરીય મારી કમ્મરે વીંટેલું છે અને નજીકમાં જ એક વૃક્ષની ડાળ પર મારાં વસ્ત્રોની પોટલી મેં મૂકેલી છે. એ તારા ઉપયોગમાં આવશે...પછી આપણે કોઈ પાંથશાળામાં કે ઉપવનમાં આશ્રય લઈને આપણા પુત્રને શોધી કાઢશું અને પછી ચાલ્યા જઈશું આ નગરીનો રાજા જેમ તારા પિતાનો શત્રુ છે... તેમ મારા પિતાનો પણ શત્રુ છે...એટલે ગુપ્ત રીતે જ આપણું કામ પતાવીને ચાલ્યા જઈશું."

મલય સ્વામીની છાતી પર મસ્તક રાખીને જાણે સર્વ દર્દનો અંત આવ્યો હોય એવી નિરાંત અનુભવી રહી હતી. એના મનમાંથી નિરાશાના સઘળાં વાદળ દળો વાયુના વેગથી જાણે વેરણ છેરણ થઈ ગયાં હતાં અને નૂતન આશા પ્રગટી હતી.. જેમ આઠ આઠ દિવસની હેલી પછી સૂર્યનો ઉદય થાય.

એ નૂતન આશામાં પોતે, સ્વામી અને પુત્રના મધુર સુખથી છલકાતા જીવનની એક કલ્પના નાચી રહી હતી.

ઓહ્, કેટલા દુઃખ પછી સુખનો સૂર્યોદય સાંપડયો છે ? પણ આ સૂર્યોદય ક્યાં સુધી રહેશે ! કોઈ વાદળાંઓ પાછાં તો નહિ આવે ને ?

દૂધનો દાઝયો માનવી છાસ પણ ફૂંકીને પીવે છે. આશાની

મધુર કલ્પના વચ્ચે પણ મલય એક કંપારી અનુભવતી હતી. જેના મસ્તકે અપરિમિત દુઃખ પડયાં હોય તેને દુઃખનો ભય નિર્મૂળ થતો જ નથી.

એક બીજાના અનુભવ, એક બીજાના અંતરમાં રહેલી ભાવના અને ભાવિ જીવતરની કલ્પના કરતાં કરતાં પ્રાત:કાળ થઈ ગયો.

મહાબલે ઊંચે નજર કરી... માત્ર આછો પ્રકાશ દેખાતો હતો .. થોડી જ વારમાં એ પ્રકાશ વધવા માંડયો અને બંને ચિરવિયોગી એક બીજાને પ્રેમળ નજરે જોવા માંડયાં. મહાબલે કહ્યું : "મલય, અહીંથી ઉપર પહોંચવું ભારે કઠણ લાગે છે. પગ મૂકી શકાય એવા ખાડા પણ નથી કે પગથિયાં પણ નથી...કમનસીબે મારી પણ પોટલીમાં પડી છે '

મલય પણ ઊંચે જોવા માંડી...સૂર્યોદય થઈ ગયો હતો અને કૂવાનો અંધકાર હળવો બની ગયો હતો.

ત્યાં તો બંનેના હૈયામાં ફાળ પડે એવો અવાજ અથડાયો .. કૂવાના કાંઠા પર રાજા કંદર્પદેવ પોતે દસ માણસો સહિત આવ્યો હતો અને અંદર નજર કરી રહ્યો હતો. તે બોલ્યો. "મલય, તું તારા મૂળવેશમાં આવી ગઈ છે તે જાણીને આનંદ થયો છે. આ કૂવાનાં કાંઠે ઊભા રહીને મારા એક માણસે તમારી વાતો સાંભળી છે. એ વાતો પરથી મને સમજાયું છે કે તારો પતિ તને મળી ગયો છે. હવે તારે ભય રાખવાનું કોઈ કારણ નથી. હું બે ટોપલાં અંદર મૂકું છું ..તમે બંને બહાર આવી જાઓ અને તમારે જવું હોય ત્યાં સુધી જાઓ."

મલયે મહાબલનો હાથ પકડીને કહ્યું : "સ્વામી, આ જે બોલે છે તે જ આ નગરીનો દુષ્ટ રાજા છે...મને એના શબ્દો પર વિશ્વાસ નથી આવતો."

"પ્રિયે હવે તો હું તારી છાયા બની ગયો છું...હવે ભય રાખવાનું કોઈ કારણ નથી...એકવાર આપણે આ અંધાર કૂપમાંથી બહાર નીકળી જઈએ, જોઈ લેવાશે."

ત્યાં તો મજબૂત રસ્સીથી બાંધેલા બે ટોપલા નીચે આવ્યા અને રાજાએ ઉપરથી કહ્યું : "સંશય રાખ્યા વગર બંને બેસી જાઓ.

એક ટોપલામાં મલય બેસી ગઈ. બીજા ટોપલામાં મહાબલ બેસી ગયો.

કંદર્પદેવે બૂમ મારી : "બરાબર બેસી ગયા ?"

"હા, મહારાજ..." મહાબલે કહ્યું.

"સારું." કહી કંદર્પે પોતાના માણસોને બંને ટોપલા ખેંચવાની આજ્ઞા કરી અને મહાબલનો ટોપલો ખેંચનાર ત્રણેય માણસોને ઈશારેથી કહ્યું : "અડધે સુધી આવે એટલે વરાડી કાપી નાખજો."

દુષ્ટ રાજાના સાગરીતો સમજી ગયા.

મલયનો ટોપલો ઝપાટાબેર ઉપર ખેંચાવા માંડ્યો અને તે જ્યારે કાંઠે આવી ગઈ ત્યારે મહાબલનો ટોપલો અડધે સુધી આવ્યો હતો અને રસ્સી કાપીને રાજાના માણસોએ મહાબલને પુનઃ કૂવામાં નાખી દીધો હતો. મલયસુંદરી ચમકી ઊઠી અને ટોપલામાંથી જ કૂવામાં કૂદવા તૈયાર થઈ, પણ રાજાએ તેને પકડીને બહાર ખેંચી લીધી...મલયે કહ્યું : "મહારાજ, રાજા કદી એવચની થતો નથી. આપે મારા સ્વામીને શા માટે કૂવામાં નાખી દીધા ? કેટલાય દુઃખના અંતે હું મારા પ્રાણાધારને પામી શકી હતી...આપને આ શોભારૂપ નથી."

રાજાએ તરત આરતેથી કહ્યું : "મલય, એવા ભિખારી સાથે તારો ભવ બગડે બરાબર એ નથી...હવે તો હું જ તારો પ્રાણાધાર બનીશ."

મલય ધ્રૂજી ઊઠી. ઓ કર્મદેવ, આકરી કસોટી ક્યાં સુધી ! તીવ્રાગ્નિમાં સોનું પણ બળીને ખાખ થઈ જાય છે ! મારા એવાં કયા

કયા દુષ્કર્મ ભોગવવાં બાકી છે કે એક હાથે આશાનો થાળ મૂકીને બીજા હાથે ઝૂંટવી લો છો ? આનાં કરતાં હું અંધારા કૂવામાં જ મારા સ્વામી સાથે જીવનનો અંત લાવત...આમ વિચાર કરતાં કરતાં મલય રડી પડી.

રાજાની આજ્ઞાથી મલયને પકડીને એક મેનામાં બેસાડી.

ઘણા માણસો ભેગા થઈ ગયા હતા...સહુને આ દૃશ્ય જોઈને રાજા પર ભયંકર ધૃણા થઈ રહી હતી. પ્રજાનો પાલનહાર ગણાતો એક રાજા જો આ રીતે છડેચોક અત્યાચાર ગુજારી શકતો હોય તો આવતીકાલે આ નગરીની બહેન દીકરીઓની સલામતી ક્યાં રહી ?

પાંચ સાત પ્રજાજનો મોટા અવાજે બોલી ઊઠયા : "મહારાજ, આવો અન્યાય, આવો અત્યાચાર આપના માટે ઉચિત નથી !"

સત્તામા અંધ બનેલા રાજપુરૂષો પ્રજાની વાત પ્રત્યે ધ્યાન આપતા જ નથી.

રાજા મલયસુંદરીને લઈને ચાલતો થયો. રાજાના મહામંત્રીએ લોકો સામે જોઈને કહ્યું. 'પ્રજાજનો, આ ન્યાય અન્યાયનો સવાલ નથી.. આ રાજાની ઈચ્છાનો સવાલ છે...રાજાનો અંગત પ્રશ્ન છે...જો કોઈપણ પ્રજાજન કૂવામા પડેલા નવજવાનને બહાર કાઢવાનો પ્રયાસ કરશે તો તેનો તત્કાળ વધ કરવામા આવશે."

જેવો રાજા તેવો જ તેનો દુષ્ટ મંત્રી !

રાજા કંદર્પદેવ મલયને પોતાના મહેલમાં ન લઈ જતાં એક-અવાવરૂ કારાગાર જેવા જૂના રાજભવનમાં લઈ ગયો અને મલય-સુંદરીને એક મજબૂત દ્વારવાળા ખંડમાં પૂરી દીધી. એટલું જ નહિ પણ આ રાજકારાગાર ફરતા સેંકડો રક્ષકો ગોઠવી દીધા.

મલયસુંદરી ફરીવાર પુરૂષ ન બની જાય એ વાત ખ્યાલમાં રાખીને રાજાએ તેની સેવામાં એક પણ દાસીને મૂકી નહિ.

આ રીતે મલયને એક અવાવરા ખંડમાં પૂરીને રાજાએ એક રક્ષકને આજ્ઞા કરી : "યથા સમયે આ સુંદરીને ભોજનનો થાળ આપજે...જે માગે તે આપજે...થોડી જ વારમાં હું વસ્ત્રાલંકારો મોકલીશ.. તે મલયસુંદરીને આપી દેજે."

લગભગ એક પ્રહર પછી ઉત્તમ વસ્ત્રાલંકારો આવી ગયા.

મલયે માત્ર વસ્ત્રો ધારણ કર્યાં, કારણ કે તેણે જે વસ્ત્રો પહેર્યાં હતાં તે પુરૂષોચિત્ત હતાં અને હવે આ વસ્ત્રોનો કોઈ અર્થ ન હતો... તેણે એક પણ અલંકારનો ઉપયોગ ન કર્યો.

થોડીવાર પછી મુખ્ય રક્ષક ઉત્તમ ભોજનનો થાળ લઈને આવી પહોંચ્યો...મલયે કહ્યું : "જ્યાં સુધી હું મારા સ્વામીને નહિ મળું ત્યાં સુધી હું ભોજન નહિ કરું..."

રક્ષક ચાલ્યો ગયો અને રાજાને આ સમાચાર મોકલી આપ્યા.

રાજાએ આ વાત સાંભળીને આછું હાસ્ય વેર્યું. મનમાં જ નક્કી કર્યું...ભૂખ અને તરસને માનવી ક્યાં સુધી દૂર રાખી શકે? એ ચાર દિવસમાં આપોઆપ ઠેકાણે આવી જશે.

અંધાર કૂવામાંથી મહાબલને કોઈ કાઢે નહિ એટલા ખાતર રાજાના દસ સશસ્ત્ર સૈનિકો કૂવાની આસપાસ સવારથી બેઠા હતા.

મલયસુંદરી કારાગારના ખંડમાં કોઈપણ ઉપાયે રાજાની દુષ્ટ વૃત્તિને તાબે ન થવું અને મોતને વધાવી લેવુ આ દ્રઢ નિશ્ચય પર આવીને મહામંત્રનું સ્મરણ કરવા માંડી.

સંધ્યા વીતી ગઈ.

રાજાનો રક્ષક એક ઝાંખો દીપક મલયના ઓરડામાં મુકી ગયો ..

મલયે કહ્યું : "મારે પ્રકાશની જરૂર નથી."

રક્ષકે કહ્યું : "દેવી, આ મકાન વરસોથી અવાવરૂ છે...કોઈ જીવ જંતુ આવે તો..."

"જેને મોતનો ભય નથી. તેને જીવ જંતુનો ભય ન હોય." મલયે કહ્યું.

રક્ષક વીલે મોઢે દીપક પાછો લઈને ચાલ્યો ગયો અને તેણે દ્વાર બંધ કર્યું.

સમય પસાર થવા માંડયો.

મધ્યરાત્રિ આવી ગઈ...

ખંડના દ્વારની બહાર મુખ્ય રક્ષક અને બીજા ચાર રક્ષકો બેઠા બેઠા વાતો કરતા હતા...

ત્યાં એકાએક ખંડમાંથી ભયંકર ચીસ સંભળાણી.

તરત એક દીપમાલિકા લઈને મુખ્ય રક્ષકે ખંડનું દ્વાર ખોલ્યું...પાંચેય અંદર ગયા...

જોતાં જ પાંચેયનાં હૃદય ધ્રુજી ઊઠ્યાં...

એક ભયંકર વિષધર મલયના પગને ડંખ આપીને ત્યાંજ ચોંટી ગયો હતો.

મુખ્ય રક્ષકે તરત તલવાર વડે વિષધરને મારી નાખ્યો...

મલયસુંદરી ઢળી પડી હતી...

મુખ્ય રક્ષકે તત્કાળ એક અશ્વારોહીને આ દુઃખદ સમાચાર આપવા મહારાજા તરફ રવાના કર્યો.

## પ્રકરણ ૨૮ મું : : વિષ મુક્તિ !

મલયને સર્પદંશ થયાના સમાચાર સાંભળતાં જ રાજા કંદર્પના હોશકોશ ઊડી ગયા.

મધરાત વીતી ગઈ હતી...મલયના કોઈ મધુર સ્વપ્નનો પ્રારંભ થયો હતો અને મહાપ્રતિહારે મહારાજનું સ્વપ્ન વેરણછેરણ કરી મૂક્યું. જે મલયને પોતાની અંકશાયિની બનાવવી છે...જેના સર્વોત્તમ રૂપ અને યૌવન માણવાની પિપાસા હૈયે બળવત્તર બની છે તે મલયને સર્પદંશ થયાના સમાચાર મળતાંજ રાજા થોડી પળો માટે તો કર્તવ્યશૂન્ય બની ગયો...ત્યાર પછી તરત જ તેણે રાજવૈદને બોલાવવા મોકલ્યા અને પોતે એક રથ લઈને જૂના કારાગાર તરફ ગયો. તેના મનમાં મલયને આવા અવાવરા મકાનમાં પૂરવાનો ભારે પસ્તાવો થવા માંડયો...

ઉતાવળિયો નિર્ણય પશ્ચાતાપનું જ વાહન બને છે.

પણ હવે શું થાય ?

મબાકળો બનેલો કંદર્પદેવ કારાગારવાળા મલયના ખંડમાં પહોંચ્યો. જોતાં જ તેની આશા પર પાણી ફરી વળ્યું...પરંતુ તેને એટલી ખબર હતી કે જેને સર્પદંશ થયો હોય તેનો જીવ ચોવીસ પ્રહર પર્યંત બ્રહ્મરંધ્રમાં રહે છે. આ એક ક્ષીણ આશાને વળગીને રાજાએ મલયને પોતાના રથમાં સુવાડી અને તે તરત રાજભવનમાં ગયો.

રાજભવનમાં ભારે કલશોર મચી ગયો હતો. રાત્રિની નીરવતાએ કુતૂહલનું સ્વરૂપ ધારણ કર્યું હતું.

રાજાની આજ્ઞાથી એક સુંદર ખંડમાં મલયને શય્યા પર સુવાડવામાં આવી.

રાજવૈદ પણ આવી પહોંચ્યા. જીવક મંત્રી પણ આવી ગયો. રાજવૈદે નાડી પરીક્ષા કરીને નિરાશાભર્યા સ્વરે કહ્યું : " મહારાજ, જે સર્પ કરડયો છે તે તીવ્ર વિષવાળો હોય એમ લાગે છે. દેવીનો પ્રાણ છેક બ્રહ્માર ધ્રમાં પહોંચી ગયો છે...એ પ્રાણ પુનઃ કાયામાં લાવવા માટે કોઈ ઔષધિ કામયાબ થઈ શકશે નહિ ..કારણ કે ઔષધિ ગળા નીચે પહોંચાડવી જ ભારે દુષ્કર છે.. દેવીશ્રીનું આયુષ્ય-બળ બળવાન હોય અને પુણ્યનો કોઈ યોગ હોય તો માન્ત્રિક સિવાય આ વિષનું નિવારણ કોઈથી થઈ શકશે નહિ એટલે આપ સત્વર માન્ત્રિકોને બોલાવો અને તત્કાળ પ્રયત્ન કરો "

રાજાએ કહ્યું : " વૈદરાજ, ગમે તેટલો ખર્ચ થાય કે ગમે તેવું કિંમતી ઔષધ બનાવવુ પડે.. આપ જરાયે અચકાશો નહિ... મલય કોઈપણ ઉપાયે જીવતી રહેવી જોઈએ."

રાજવૈદે કહ્યું . " આપની વાત સત્ય છે...પરંતુ ધન ખર્ચવાથી કોઈના પ્રાણ પાછા વાળી શકાતા નથી. આપ માન્ત્રિક, ગારૂડીઓ કે એવાઓને તત્કાળ બોલાવો. તે દરમ્યાન હુ એક પ્રયોગ કરું છું ...જો એ ઔષધ કંઈક કામ કરશે તો મારો પ્રયોગ અવશ્ય સફળ બનશે." કહી રાજવૈદે પ્રયોગ અંગેની તૈયારી કરવા માડી.

રાજાએ નગરીના વિખ્યાત ગારૂડીઓ અને માન્ત્રિકોને બોલાવવા માણસો રવાના કર્યા.

રાત્રિના અંતિમ પ્રહરે દસ બાર માંત્રિકો ને ગારૂડીઓ આવી ગયા.

રાજવૈદનો પ્રયોગ જરાયે સફળ થયો નહોતો. તેઓ હાથ ખંખેરીને ઊભા થઈ ગયા હતા.

માન્ત્રિકોએ એક પછી એક પ્રયોગો કરવા માંડયા...પરંતુ કશું ફળ મળ્યું નહિ.

એક ગારૂડીએ પોતાનો પ્રયોગ પૂરો કરીને કહ્યું : "કૃપાવતાર, જો નાગને મારી નાખવામાં ન આવ્યો હોત તો હું એજ નાગને મારી શક્તિ વડે અહીં બોલાવત અને દેવીજીનું વિષ ચૂસાવી લેત .. પણ અમે લાચાર છીએ."

મહારાજાએ પ્રશ્ન કર્યો : "શું એવો કોઈ ઉપાય નથી કે આ સુંદરીનું વિષ ઉતારી શકે ?"

એક વૃદ્ધ ગારૂડીએ કહ્યું : " મહારાજ, જો કોઈ પાસે મણિધર નાગનો મણિ હોય અથવા તો મહાન સાધના હોય તોજ આ બેનને બચાવી શકાય...અમારી પાસે એવી કોઈ શક્તિ નથી."

સૂર્યોદય થઈ ગયો હતો.

મલયસુંદરી બેભાન દશામાં શય્યા પર પડી હતી. તેનો પ્રાણ બ્રહ્મરંધ્રમાં સ્થિમિત થઈ ગયો હતો. રાજા વારંવાર મલય સામે જોઈને અનેક વિચારો કરતો હતો. જગતમાં અપ્રાપ્ય ગણાય એવી સુંદર નારી હાથમાં આવી ગઈ છે અને એને ભોગવવાની તમન્ના શું આ રીતે નષ્ટ થશે ? શું આ તરૂણીને વિષમુક્ત કરવાનો કોઈ ઉપાય નહિ હોય ?

આમને આમ દિવસનો એક પ્રહર વીતી ગયો. રાજના અનેક કર્મચારીઓ અને નગરીના શ્રેષ્ઠિઓ પણ આવી પહોંચ્યા...નગરજનોએ ગઈ કાલની વાત સાંભળી હતી એટલે તેઓ ધીમા સ્વરે રાજાની નિંદા પણ કરી રહ્યા હતા.

બેચાર બીજા માંત્રિકો આવી પહોંચ્યા હતા અને તેઓએ પણ વિષ ઉતારવામાં પોતાની અશક્તિ જાહેર કરી હતી.

રાજાએ તરત જીવક મંત્રીને એક તરફ લઈ જઈને કંઈક કહ્યું : જીવક મંત્રી તરત બહાર નીકળી ગયો અને બીજા ઉપમંત્રીઓને સૂચના આપી.

લગભગ બે એક ઘટિકા પછી રાજ્ય તરફથી ચાર સંદેશવાહકો

અશ્વ પર બેસીને નગરીમાં નીકળી ગયા. ચારેય જણ જુદી જુદી દિશામાં ગયા અને પોતાના હાથમાં રહેલી કાંસાની થાળી બજાવીને કહેવા લાગ્યા : " રાજભવનમાં મલયસુંદરી નામની એક સુંદર સ્ત્રીને સર્પદંશના કારણે મૂર્છા આવી છે ..એનું વિષ દૂર કરવાના તમામના ઉપાયો નિષ્ફળ નીવડયા છે ..મહારાજ રાજેશ્વર કંદર્પદેવ જાહેર કરે છે કે જે કોઈ મલયસુંદરીને વિષમુક્ત કરી નવું જીવન આપશે તેને રણરંગ નામનો એક હાથી, રાજકન્યા અને એક દેશ પુરસ્કાર રૂપે આપવામાં આવશે."

નગરીમાં ચારે તરફ આ પ્રમાણે પડહ બજાવવામાં આવ્યો... પરંતુ કોઈ પણ માનવીએ આ પડહને ઝીલ્યો નહિ.

પડહવાહકો લતે લતે ફરી રહ્યા હતા...એક માણસ તો છેક બંદર સુધી પહોંચ્યો હતો.

પડહ ઝીલનાર કોઈ મળ્યો નહિ એ જાણીને પડહવાહકો પણ ભારે નિરાશા અનુભવવા માંડયા.

એક પડવાહક નાની બજારમાં ઘૂમી રહ્યો હતો અને રાજાની ભાવના થાળી વગાડીને લોકોને સંભળાવતો હતો.

એવામાં એક વિદેશી જેવો જણાતો સુંદર નવજવાન સંદેશ વાહક સામે ઊભો રહ્યો અને અશ્વ પર લટકતા પડહને હાથ અડાડીને બોલ્યો: "હવે આ ઉદ્‌ઘોષણા બંધ કરો...હું ગમે તેવા ભયંકર સર્પનું વિષ ઉતારી આપીશ . મને તમારા મહારાજા પાસે લઈ જાઓ... પરંતુ મારી એક નાની શરત હશે તે સ્વીકારવી પડશે."

" આપ અમારી સાથે પધારો...મહારાજા આપની ગમે તે શરત હશે તે સ્વીકારશે." ઘોષણા કરનારે કહ્યું.

વિદેશી નવજવાનને લઈને પડહ બજાવનાર રાજભવમાં પહોંચ્યો ત્યારે દિવસની અંતિમ પ્રહર ચાલતો હતો. બીજા ત્રણેય પડહ બજાવનારાઓ નિરાશ થઈને આવી પહોંચ્યા હતા.

વિદેશી નવજવાનને રાજા સમક્ષ રજૂ કર્યો. એ વખતે ત્યાં અનેક નાગરિકો અને રાજ્યના નાના મોટા કર્મચારીઓ બેઠા હતા.

મહારાજાએ આ વિદેશી નવજવાન સામે નજર કરી...જોતાં જ તે ચમકી ઊઠયો...અરે, આ તો એ જ સુંદર પુરૂષ છે જે અંધકૂવામાં મલયસુંદરી સાથે હતો અને જેને પાછો કૂવામાં ફેંકવામાં આવ્યો હતો. આ સુંદર પુરૂષના કારણે જ મલય મારો સત્કાર કરી શકતી નથી ...એટલા માટે જ મેં એને અંધ કૂવામાં નાખ્યો હતો, પણ આ નવજવાન અંધકૂવામાંથી કેવી રીતે નીકળ્યો હશે ! ત્યાં તો હજી પણ ચોકિયાતો ચોકી કરે છે ! પરંતુ અત્યારનો પ્રસંગ જોઈને રાજાએ આ અંગે બીજો કંઈ વિચાર ન કરતાં કહ્યું: "આપ કોણ છો ?"

"હું એક વિદેશી છું...જેને સર્પદંશ થયો છે તે મારી પત્ની છે ..હું ગમે તેવા ભયંકર સર્પનું વિષ ઉતારી શકું છું...આપના પડહ વાહકે જ ઉપહાર જાહેર કર્યો છે તેની મારે કોઈ જરૂર નથી. આપ જો મારી પત્ની પાછી સોંપવાનું કબૂલ કરો તો હું થોડી જ વારમાં મલયને વિષમુક્ત કરી શકીશ !"

રાજા આ શરત સાંભળીને ચમક્યો. તેણે પોતાની દુષ્ટબુદ્ધિ મંત્રી જીવક સામે નજર કરી. જીવકે પ્રશ્ન કર્યો: "આપનું શુભ નામ ?"

"સિધ્ધેશ્વર !" મહાબલે કહ્યું.

"સિધ્ધેશ્વર, મલયસુંદરી તારી પત્ની છે એની ખાતરી કઈ રીતે કરવી ?"

"મલયસુંદરી જો મારો પતિ તરીકે સ્વીકાર ન કરે તો હું વિદાય લઈશ." મહાબલે કહ્યું.

રાજા હજી વિચારમાં હતો.

નગરના શ્રેષ્ઠિઓ બોલી ઊઠયા. "મહારાજ, સિધ્ધેશ્વરની વાત ન્યાયયુક્ત છે...આપે એની પત્ની કોઈપણ સંજોગોમાં પાછી આપવી જ જોઈએ."

રાજાના મનમાં થયું...એક વાર મલય વિષમુક્ત થાય તો પછી

જોઈ લેવાશે! મનમાં આવુ પાપ રાખીને રાજાએ કહ્યું : "સિધ્ધેશ્વર, તું જો મલયસુંદરીને વિષમુક્ત કરીશ અને ઉપરાંત મારું એક કાર્ય કરી આપીશ તો હું તને તારી પત્ની પાછી આપીશ. પરંતુ જો મલયસુંદરી તને પતિ તરીકે નહીં કબૂલે તો .."

"તો હું ચાલ્યો જઈશ." મહાબલે કહ્યુ.

નાગરિકો અને બીજા માણસો 'બરાબર છે ..બરાબર છે...!' બોલી ઊઠયા.

ત્યાર પછી રાજા મહાબલને લઈને મલયવાળા ખંડમાં ગયો. એ ખંડમાં રાજવૈદ અને બીજા કેટલાંક દાસ દાસીઓ, માંત્રિકો વગેરે બેઠા હતા.

મહાબલના કહેવાથી ખંડમાંથી સહુને બહાર કાઢવામાં આવ્યા અને એક તરફ પાણીનો છંટકાર કરી ભૂમિ શુદ્ધ કરીને મહાબલે મહારાજાને પણ બહાર જવાની વિનંતી કરી.

કંદર્પદેવ બહાર ચાલ્યો ગયો ..એટલે મહાબલે ખંડનું દ્વાર અંદરથી બંધ કર્યું.

ત્યારપછી મલયસુંદરીને શુદ્ધ કરેલી ભૂમિ પર સુવાડી અને વિષાપહારમંત્રનું આરાધન શરૂ કર્યું ...સાત વખત મંત્રનું આરાધન કર્યા પછી તેણે પોતાના કમરબંધમાં છૂપાવેલો એક પ્રકાશ પાથરતો મણિ બહાર કાઢયો અને એ મણિ જળ વડે ધોઈ, એ જળ મલયના મોઢા પર છાંટયું અને મણિ બ્રહ્મરંધ્ર પર મૂકયો.

થોડીજ પળોમાં મલયે એક હાથ હલાવ્યો...પગ સંકોર્યો અને ધીરે ધીરે આંખો ખોલી...

આંખો ખોલીને જોતાં જ તે ચમકી...પોતાને સર્પદંશ થયો હતો અને સ્વામી અંધારા કૂવામાં હતા ..અહીં કયાંથી આવ્યા? તે એકદમ બેઠી થવા ગઈ. મહાબલે કહ્યું: "પ્રિયે, હવે તું નિર્ભય છે...

રાજાએ મને વચન આપ્યું છે કે હું તને જીવતી કરું તો તેઓ મને મારી પત્ની પાછી આપશે."

"સ્વામી, દુષ્ટ માણસોને પોતાના વચનની કોઈ કિંમત નથી હોતી...પરંતુ આપ અંધારા કૂવામાંથી કેવી રીતે નીકળ્યા ?"

મહાબલે પત્નીના મસ્તક પરથી મણિ હાથમાં લઈ લીધો અને કહ્યું : "પ્રિય, પ્રથમ તું મને તારી વીતક કથા કહે...તને સર્પ કેમ કરડયો હતો ?"

મલયસુંદરી સ્વામીના ટેકાથી બેઠી થઈ અને મૃદુ સ્વરે તેણે પોતાની વાત કહી.

ત્યાર પછી મહાબલે કહ્યું : "પ્રિયે, આપણા પર ભયંકર સંકટો આવી રહ્યાં છે ..પરંતુ આપણા પુણ્ય હજુ પરવાર્યાં નથી. રાજાએ તને કૂવામાંથી બહાર કાઢી અને મારી રજ્જુ કાપીને પાછો કૂવામાં ગબડાવ્યો. પરંતુ સારા નસીબે મને કશી ઈજા ન થઈ અને રજ્જુનો એક છેડો મણિધર નાગવાળી બખોલ પાસેના એક થડિયામાં અટવાઈ ગયો. આ રીતે રજ્જુનો આકસ્મિક લાભ થયેલો હોવા છતાં મારા માટે ઉપર આવવું અશક્ય હતું અને કૂવાની આસપાસ રાજાના રક્ષકો ઊભા હતા...અત્યારે પણ બિચારા ઊભા હશે ! રાત પડી .. અંધકાર જામ્યો અને ફરીવાર તે મણિધર દેખાયો. એના પ્રકાશના સહારે હું રજ્જુ પકડીને ચડવા માંડયો...મને જોઈને મણિધર નાગ પોતાના મણિ સાથે બખોલમાં આગળ વધ્યો...મને થયું કે આ નાગ કંઈક સંકેત કરે છે ! એટલે મેં એ બખોલના પથ્થરને બળપૂર્વક ખેંચ્યો એટલે એક માનવી જઈ શકે એવી સુરંગ દેખાણી. હું સાહસ કરીને તેમાં દાખલ થયો. પેટભર ચાલતાં ચાલતાં એક ભૂગર્ભ ખંડ જેવો ચોક આવ્યો. મણિધર નાગ એક સ્થળે પોતાનો મણિ મૂકીને ઝડપાટ ચાલ્યો ગયો. હું નવકાર મંત્ર ગણતો ગણતો મણિ પાસે

ગયો..ત્યાં જોયું તો એક શિલા આડી પડી હતી...અને તે સ્થળ ગુપ્ત દ્વાર જેવું લાગતુ હતું. મે શિલાને ધક્કો માર્યો એટલે એક માર્ગ થઈ ગયો ત્યાર પછી મણિધરનો મણિ એક સ્થળે રાખીને હું તેની રાહ જોવા લાગ્યો...પણ એક પ્રહર પર્યંત મણિધર આવ્યો જ નહિ. એટલે મણિ લઈને તે રસ્તે બહાર નીકળ્યો...દ્વાર આડી શિલા પુનઃ ઢાંકી દીધી. મેં જોયું તો રાત્રિનો અંતિમ પ્રહર ચાલતો હતો અને તે સ્થળ મને સ્મશાનભૂમિ સમું જણાતું હતું. કૂવો દૂર રહી ગયો હોય એમ દેખાયું. પરંતુ જે વૃક્ષ પર મેં મારી પોટલી મૂકી હતી તે વૃક્ષ નજીક હતું એટલે પોટલી લઈને ચુપચાપ હું અંધકારમાં નગરી તરફ ચાલતો થયો. એક પાંથશાળામાં ઉતારો કર્યો...સવારે નાહીધોઈ શ્રી જિનેશ્વર ભગવંતની પૂજા કરી અને મારી પાસે રહેલી થોડી સુવર્ણ મુદ્રાઓમાંથી મે નવાં વસ્ત્રો ખરીદી લીધા...ત્યાર પછી મેં તારી શોધ કરવાનો વિચાર કર્યો ત્યાં પડહની વાત સાંભળી અને બજારમાં આવ્યો અને રાજાના પડહવાદકે તને સર્પદંશ થયાની જાહેરાત કરી એટલે પડહ ઝીલીને અહીં આવ્યો."

"ઓહ ! પ્રિયતમ ! મારા ખાતર આપને કેટલાં સંકટો વેઠવાં પડે છે ! હું એવી કમભાગિની છું કે પોતાના પ્રિયતમને પણ સુખ આપી શકી નથી !" કહી મલયસુંદરીનો સ્વર ભારે થઈ ગયો અને તેણે સ્વામીના બંને હાથ પકડી લીધા.

મહાબલે કહ્યું : "પ્રિયે, તુ તો પરમ ભાગ્યવતી છે.. જે નારી શિયળ ખાતર પ્રાણની પરવા નથી કરતી તે નારી સંસારની નારી જાતિ માટે એક આદર્શ છે...તેં જે દુઃખ સહન કર્યા છે તેના હિસાબમાં મારા સંકટોની તો કોઈ કિંમત નથી...અને સુખદુઃખનો પ્રશ્ન આપણા હાથનો નથી.. આપણા કર્મના હાથનો છે ..મને લાગે છે કે આપણા કોઈપણ ભવના દુષ્કર્મનો હવે અંત આવ્યો લાગે છે.. હવે રાજાએ આપેલા વચન મુજબ હું તને આજે જ માગી લઈશ અને આજ રાતે જ આપણે અહીંથી ચાલ્યા જઈશું."

"સ્વામી, રાજાના વચન પર વિશ્વાસ રાખવો તે મને ઈષ્ટ લાગતું નથી."

"રાજાએ અનેક માણસોની સમક્ષ મને વચન આપ્યું છે અને તે તેને પાળવું જ પડશે." કહી મહાબલ ઊભો થયો અને બોલ્યો : "તું બધું જોયા કરજે...તારા શિયળના પ્રભાવે જ બધાં આવરણો દૂર થઈ જશે એમ મારો અંતરાત્મા કહે છે."

મહાબલ તરત દ્વાર પાસે ગયો અને દ્વાર ખોલીને બહાર નીકળ્યો. એની પાછળ મલયસુંદરી પણ બહાર નીકળી.

મલયસુંદરીને જીવતી થયેલી જોઈને બહાર બેઠેલા અનેક માણસો હર્ષધ્વનિ કરવા માંડયા. મહારાજા કંદર્પદેવ પણ અતિ પ્રસન્ન થઈ ગયો અને બોલ્યો : "સિધ્ધેશ્વર, તમે ખરેખર કોઈ કરી ન શકે તેવું મહાન કાર્ય કર્યું છે..."

સિધ્ધેશ્વરરૂપી મહાબલે કહ્યું : "મહારાજ, આપના મંત્રીએ એક શંકા વ્યક્ત કરી હતી...આપ મારી પત્ની મલયસુંદરીને પૂછી જુઓ કે તે કોની પત્ની છે?"

"તમારી વાત સાચી છે તે હું કબૂલ કરું છું...!" રાજાએ કહ્યું.

"તો પછી આ કાર્યના બદલામાં મને મારી પત્ની સોંપી દો અને પ્રસન્ન હૃદયે વિદાય આપો."

આ શબ્દો સાંભળતાં જ રાજા કંઈક ઉદાસ બની ગયો...રાજાનું મન જાણતા જીવકમંત્રીએ તરત કહ્યું : "સિધ્ધેશ્વરજી, મહારાજાએ આપની શરત માન્ય રાખી છે, પરંતુ આપને યાદ હશે કે આપે મહારાજનું એક કાર્ય કરી આપવાનું છે.'

"હા. મને આજ્ઞા કરો.' મહાબલે રાજા સામે જોયું.

કંદર્પદેવે આછા હાસ્ય સહિત કહ્યું : "પશ્ચિમ દિશા તરફ નજર કરો...સંધ્યા વીતી ગઈ છે...બધાના જીવ પણ અત્યાર સુધી ઊંચા હતા.. હું કાલ રાજસભામાં આપને મારા કાર્યની હકીકત જણાવીશ."

મહાબલ સમજી ગયો કે રાજા છટકબારી શોધવા માગે છે. એટલે તેણે મલયસુંદરી સામે જોઈને કહ્યું : " મલય, તું ખૂબ જ થાકી ગઈ છે. તેં કશું ભોજન પણ કર્યું નથી અને રાત્રિકાળ શરૂ થયો હોવાથી તું કશું લઈ પણ નહિ શકે ..હું દિવસના પ્રથમ પ્રહર પછી રાજ-સભામાં આવીશ અને મહારાજ જે કાર્ય બતાવશે તે કરીને તને લઈ જઈશ "

ત્યાં બેઠેલા નગરશેઠે ઊભા થઈને કહ્યું : " મહારાજ, આપ અમારા રાજા છો...આપે આ રીતે એક પરિણિત નારીને આપના ભવનમાં રાખી છે તે બરાબર નથી અને એનો સ્વામી આપીને સામે આવેલો હોવા છતાં અને આપે વચન આપેલું હોવા છતાં આ રીતે..."

વચ્ચે જ મહામંત્રી જીવકે કહ્યું " શેઠજી, મહારાજનું કાર્ય થઈ ગયા પછી તેઓ અવશ્ય પોતાના વચનનું પાલન કરશે "

" તો પછી આ સિદ્ધ પુરૂષની પત્ની જ્યાં સુધી આ પ્રશ્નનો અંત ન આવે ત્યાં સુધી મારે ત્યાં રહે એવી કંઈક વ્યવસ્થા કરો." નગરશેઠે કહ્યું

તરત જ રાજાએ કહ્યું : " શેઠજી, આપ સિધ્ધેશ્વરને આપને ત્યાં લઈ જાઓ...મલયસુંદરી હાલ તો અહીં જ રહેશે...ભયનું કોઈ કારણ નથી."

એમ જ થયું.

નગરશેઠ મહાબલને લઈને વિદાય થયા.

મલયસુંદરી રાજભવનના એક ખંડમાં બે દાસીઓ સાથે ગઈ.

રાજા અને જીવકમંત્રી મંત્રણાગૃહમાં ગયા.

## પ્રકરણ ૩૦ મુ : : ચિતાની રાખ !

આજ રાજસભામાં ગીરદીનો પાર નહોતો, રાજાએ એક પરનારીને સપડાવી છે અને તેના પતિને તે પાછી સોંપવામાં અખાડા કરે છે: આ વાત સમગ્ર નગરીમાં વાયુ વેગે ફેલાઈ ગઈ હોવાથી રાજસભા ચિક્કાર ભરાઈ ગઈ હતી. સહુના નયનો સિધ્ધેશ્વરને નિહાળવા આતુર બન્યા હતા. સિધ્ધેશ્વર પણ નગરશેઠ સાથે આવી ગયો હતો.

યથા સમયે રાજા કંદર્પદેવ, મહામંત્રી જીવક સાથે આવી પહોંચ્યો. રાજાની રાણીઓ પણ મલયસુંદરીને લઈને સ્ત્રીઓ માટેની ખાસ બેઠકમાં આવીને બેસી ગઈ.

રાજસભાનું કાર્ય શરૂ થયું. રાજસભામાં કોઈ પ્રકારનો અનિચ્છનીય બનાવ ન બને એટલા ખાતર ચારે તરફ સશસ્ત્ર રક્ષકો ઊભા હતા.

પ્રશસ્તિગાન પૂરું થતાં જ મહામંત્રી જીવક ઊભો થયો અને સભાજનો સમક્ષ મસ્તક નમાવી બોલ્યો: "આપ સહુ જાણો છો કે રાજ રાજેશ્વર મહારાજા કંદર્પદેવના રાજ્યમાં પ્રજા ખૂબ જ સુખી અને સમૃદ્ધ છે. મહારાજાએ કોઈપણ વર્ગ પર આકાર કરવેરા નાખ્યા નથી. તેમ ગરીબ વર્ગ પ્રત્યે સદાય પ્રેમ–સહાનુભૂતિ રાખે છે. આવા પ્રજાપ્રિય રાજવી પર આજે નગરીમાં એક પ્રકારનુ અનુચિત અને કલ્પિત કારણોવાળું રોષમય વાતાવરણ પ્રસરી ગયું છે. લોકો એમ કહે છે કે મહારાજાએ એક પરનારીને પોતાની જાળમાં સપડાવી છે...

પરંતુ આ ખુલ્લું અસત્ય છે, કોઈ શત્રુએ ફેલાવેલી અફવા છે. મલય-સુંદરી બેભાન દશામાં સાગર કિનારેથી મળી આવી હતી અને મહારાજાએ એક અસહાય નારી પ્રત્યેની કરુણાના લીધે મલયસુંદરીને ખાસ મહેલમાં રાખી તેની સારવાર કરાવી હતી. એનો કોઈ સ્વામી છે કે એનો કોઈ સંબંધી છે એ વાતની કોઈને ખબર નહોતી . અને આપ સહુ એ વાત તો જાણો છો કે મહારાજાના હૃદયમાં સૌંદર્ય પ્રત્યે અનુરાગ ભર્યો છે. મલયસુંદરીની સુંદરતા મહારાજાને આકર્ષી રહી હતી અને મહારાજાએ એને પોતાની પ્રિયતમા બનાવવાની ભાવના વ્યક્ત કરી હતી. આમ થવું એ એક પ્રતાપી રાજા માટે અસ્વાભાવિક નહોતું. જેમ રત્નો રાજ્યના ભંડારમાં શોભે તેમ સર્વશ્રેષ્ઠ સુંદરીઓ પણ રાજાના અંતઃપુરમાં જ શોભે મહારાજાએ મલયસુંદરીને સમજાવવાનો અથવા તો એની સંમતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો. મલયસુંદરી મહારાજની વાત સ્વીકારે એ પહેલાં જ તે પુરુષ વેશમાં નાસી ગઈ અને એક કૂવામા કૂદી પડી. જે શ્મશાનભૂમિની એક બાજુ આવેલો છે અને અંધકૂપ તરીકે ઓળખાય છે આપને એ જાણીને હર્ષ થશે કે મહારાજાએ જાતે આખી રાત ચારે તરફ ફરીને મલય સુંદરીની શોધખોળ કરવા માંડી ...કારણ કે આવી સુંદરનારી કોઈ દુષ્ટના હાથમા સપડાઈ જાય તો તેના પર ભારે ત્રાસ વરસી પડે અને એજ કૂવામાં મલયસુંદરીનો સ્વામી સિદ્ધેશ્વર આવી પહોંચ્યો... તે કેવી રીત આવ્યો અને ક્યાંથી આવ્યો તે અમે જાણતા નથી. એ સિવાય મલયસુંદરીએ પણ પોતાના કુળનો કે સગાંઓનો કોઈ પરિચય આજ સુધી આપ્યો નથી. આવી એક અજ્ઞાત કુલશીલ સુંદરી બીજું કોઈ અનિષ્ટ ન કરી બેસે એટલા ખાતર મહારાજાએ તેને કારાગારમાં મોકલી અને સિદ્ધેશ્વર કોણ છે એ હકીકત ગઈ માટે અજ્ઞાત હતી. કર્મસંયોગે મલયસુંદરીને સર્પનો દંશ થયો. એનું જીવન મૃત્યુના ખોળે મૂકાઈ ગયું. મહારાજાએ પ્રેમ, કર્તવ્ય અને લાગણીને પ્રાધાન્ય આપીને મલયસુંદરીને બચાવવાનો જબ્બર પ્રયત્ન કર્યો...હજારો સુવર્ણ

મુદ્રાઓ આ કર્તવ્ય પાછળ ખર્ચી નાખી અને છેવટે મલયસુંદરીને વિષ મુક્ત કરનારને પોતાની કન્યા, સંપત્તિ અને એક પ્રદેશ અપાવવાની ઉદ્‌ઘોષણા કરી. જો મહારાજાના હૈયામાં મલયસુંદરીના રૂપને ભોગવવાની એક જ કામના હોત તો તેઓએ આટલા દિવસોમાં મલયને બળાત્કારથી પોતાની બનાવી હોત, પરંતુ મહારાજ એ રીતે પોતાનો ધર્મ ગુમાવતા નથી. આપ સહુ એ વાત તો જાણો છો કે સિધ્ધેશ્વરે મલયસુંદરીને મૃત્યુના ખોળેથી બેઠી કરી છે અને એ બદલ મહારાજા એની શક્તિને વધાવે છે. સિધ્ધેશ્વરનો દાવો એ પ્રકારનો છે કે મલયસુંદરી તેની પત્ની છે અને તે તેને પાછી મળવી જોઈએ એવી શરતે તેણે મલયસુંદરીને વિષમુક્ત પણ કરી છે. મહારાજાએ એની શરત મંજૂર રાખતી વખતે પોતાનુ એક કાર્ય કરી આપવાની વાત કરી હતી . જે સિધ્ધેશ્વરે સ્વીકારી હતી. આજની રાજસભા સમક્ષ મહારાજા સિધ્ધેશ્વરને પોતાનું કાર્ય દર્શાવશે અને સિધ્ધેશ્વર એ કાર્ય પૂરું કરશે એટલે એની પત્ની એને પરત કરવામાં આવશે. મલયસુંદરી સિધ્ધેશ્વરની પત્ની છે એ વાતની જાણ પણ ગઈકાલે જ થઈ છે અને મહારાજાએ ઉદારતાપૂર્વક કોઈ પ્રકારની ખાતરી કર્યા વગર આ વાત સ્વીકારી છે. હવે નવજવાન સિધ્ધેશ્વર મહારાજા સમક્ષ આવે."

જીવકમંત્રીના પ્રવચનમાં રહેલી દુષ્ટ બુદ્ધિ મલયના હૃદયને ચમકાવી ગઈ હતી, પરંતુ તે મૌન ભાવે જ બેસી રહી. મહાબલ પણ શાંત ભાવે સાંભળી રહ્યો. પ્રજાજનોને મંત્રીની વાતમાં બહુ શ્રદ્ધા ન જન્મી...કારણ કે રાજા અને મંત્રી કેવા સ્વભાવના છે ને હકીકત દરેક પ્રજાજનો જાણતા હતા.

મહાબલ ઊભો થયો.

સભાએ હર્ષધ્વનિ કર્યો. મહાબલ મંદ ગતિએ રાજા સામે ગયો અને નમસ્કાર કરીને બોલ્યો : " મહારાજ, આપનું જે કાર્ય હોય

તે બનાવો અને આ રાજસભા સમક્ષ આપ વચનથી બદ્ધ થયેલા છો કે આપનુ કાર્ય પૂરૂ થતાં જ આપ મને મારી પત્ની સોંપી દેશો."

મહાબળએ કહ્યું : "સિધ્ધેશ્વર, મારું કાર્ય પૂરુ થતાં જ હું તને તારી પત્ની સોંપી દઈશ.'

"તો આપનુ કાર્ય મને જણાવો."

"પરોપકારી નવજવાન, તુ ભયંકર વિષમાંથી પણ માનવીને બચાવી શકે છે તો મારું કાર્ય બહુ મોટુ નથી. મને મસ્તક શૂળનો વ્યાધિ છે. અવારનવાર હુ એ વ્યાધિમાં ભારે વેદના ભોગવું છુ.. મે અનેક ઉપચારો કર્યાં છે પરંતુ કામયાબી મળી નથી..છેવટે એક જાણકાર પુરુષે મને આ રોગના નિવારણનો ઉપાય બતાવ્યો હતો, પરંતુ આજ સુધી એ પ્રભાવિક ઉપાય મને પ્રાપ્ત થઈ શક્યો નથી. એ ઉપાય એવો છે કે કોઈ પણ બત્રીશલક્ષણા પુરુષો હસતા હૈયે ચિતામા પ્રવેશ કરવો અને પછી ચિતા સળગાવવી. એ ચિતામાં બત્રીસ લક્ષણો બળીને ખાખ થાય એટલે એ ચિતાની રાખ તારે લઈને મારા મસ્તક શૂળ માટે મને આપવી. આમ થવાથી મારો વરસો જૂનો રોગ નષ્ટ થશે અને તારી તને પત્ની મળી જશે."

આ સાંભળીને મહાબલ અવાક્ બની ગયો. કોઈપણ ઉપાયે કાર્ય થઈ શકે નહિ એવી આ વાત હતી અને કાર્ય થાય નહિ એટલે મલયસુંદરી પણ મળે નહિ ! તે વિચારમગ્ન બની ગયો.

રાજસભામાં બેઠેલા નાગરિકો પણ રાજાની દુષ્ટતા કળ્પી શક્યા...અને ચારે તરફથી અવાજ આવવા માંડયા..."મહારાજ, આપનો આવો કોઈ રોગ હોય એવું અમે કદી સાંભળ્યું નથી. આ કામ અશક્ય છે...આવું કાર્ય બતાવવા પાછળ આપનો ઉદ્દેશ આ પરદેશીની પત્નીને આપની પાસે જ રાખવાનો છે..."

મહાબલે રાજસભામાં થતા આ અવાજો સાંભળ્યા. તેણે સભા-

જનો સમક્ષ નજર કરી બે હાથ જોડી કહ્યું : "મિત્રો, આપ કોઈ ઉતાવળા ન થાઓ. મહારાજાની શરત મેં સ્વીકારી છે એટલે આ કાર્ય મારે કરવું જ પડશે. અહીં કોઈ બત્રીશ લક્ષણો પુરુષ છે નહિ અને હોય તો આ રીતે મરવા તૈયાર થાય નહિ હું પોતે બત્રીશ લક્ષણો પુરુષ છું અને આ કામ હું કરીશ." આમ કહી તેણે મહારાજા સામે જોઈને કહ્યું : " મહારાજ, આપનો વ્યાધિ દૂર કરીશ ..મારા પ્રાણના ભોગે પણ આપનું કાર્ય કરી છૂટીશ...પરંતુ આવી અશક્ય માગણી કરવા પાછળ આપનો આશય શુદ્ધ હોવાનો વિશ્વાસ મને જણાતો નથી. એટલે મારી પત્નીના રહેવાની વ્યવસ્થા બરાબર થવી જોઈએ.'

નગરશેઠે તરત ઊભા થઈને કહ્યું : "મહારાજ, જ્યાં સુધી સિદ્ધેશ્વર આપનું કાર્ય પૂરું ન ત્યાં સુધી મલયસુંદરી એક અનામત રૂપે મારા ભવનમાં રહે..."

"અને સિદ્ધેશ્વર આ કાર્ય ન કરી શકે તો ?" જીવકે પ્રશ્ન કર્યો.

"સિદ્ધેશ્વરનું આ કાર્ય કરતાં કદાચ મૃત્યુ થાય, છતાં એની રાખ આપને મળે તો આપે મલયસુંદરીને જ્યાં જવુ હોય ત્યાં જવા દેવી . અને સિદ્ધેશ્વર આ કાર્ય ન કરે તો મલયસુંદરીને હું જ આપને ત્યાં મૂકી જઈશ " નગરશેઠે કહ્યું.

જીવકમંત્રીને આ વાત રૂચી નહિ, તે બોલ્યો : " આમ કરવાથી મહારાજ પ્રત્યે આપ સહુને અવિશ્વાસ છે એવું સિદ્ધ થાય છે અને તે કોઈપણ દષ્ટિએ બરાબર નથી...આમ છતાં રાજસભાના સંતોષ ખાતર હું એક મધ્યમ માર્ગ સૂચવું છુ. મલયસુંદરી રાજભવનમાં જ રહે...પરંતુ એના પર કોઈ પ્રકારની યાતના નથી થતી એની તપાસ માટે નગરશેઠ પોતાની ગમે તે બે પરિચારિકાઓને મોકલી શકે છે."

આ મધ્યમ માર્ગનો સહુએ સ્વીકાર કર્યો...મહાબલે પણ સ્વીકાર કર્યો...એજ વખતે સ્ત્રી સમુદાયમાંથી મલયસુંદરી ઊઠીને આગળ આવી

અને બોલી: "મારા શિયળનું રક્ષણ કરવું એ મારી પોતાની વાત છે અને મારા શિયળને જાળવવાની મારામાં તાકાત છે. મને અમે ત્યાં રાખવામાં આવે તે સામે મારો કાંઈ વિરોધ નથી. કારણ કે મહારાજની દુષ્ટ બુદ્ધિ છૂપી રહી શકી નથી"

લોકો ધન્ય ધન્યના પોકારો કરવા માંડયા.

મલયસુંદરી સ્ત્રી સમુદાયમા ચાલી ગઈ.

મહાબલે જીવકમંત્રીને કહ્યું: "મંત્રીશ્વર, શ્મશાનની યોગ્ય ભૂમિ પર હું કહું તે પ્રકારની ચિતા રચાવવાની સત્વર આજ્ઞા કરો."

એમજ થયું.

ભોજનાદિથી નિવૃત્ત થઈને રાજા, મંત્રી, રાજકર્મચારીઓ અને નાગરિકો શ્મશાન ભૂમિ તરફ ગયા.

મહાબલે એક સ્થળ પસંદ કર્યું અને પોત પોતાના હાથે ચિતા ખડકાવવી શરૂ કરી.

ચિતા ખડકાઈ ગઈ ત્યારે મધ્યાહ્ન વીતી ગયો હતો...અપરાહ્ન કાળ શરૂ થઈ ચૂક્યો હતો.

હજારો માણસો ચિતાની આસપાસ ઊભા રહી ગયા હતા.

મહાબલે કુટિરાકારની બનાવેલી ચિતામાં પ્રવેશ કર્યો...એટલે રક્ષકોએ તરત ચિતાના મુખને તોતિંગ લાકડાઓ વડે ઢાંકી દીધું અને ત્યાર પછી ચારે તરફથી ચિતા સળગાવવામાં આવી.

મલયસુંદરી આ દૃશ્ય જોવા આવી શકી નહોતી...છતાં રાજભવનમાં રહીને તે નવકારમંત્રનું સ્મરણ કરી રહી હતી.

ચિતા ભડભડાટ સળગવા માંડી.

રાજાનું હૃદય અતિ આનંદમાં આવી ગયું...કારણ કે સિધ્ધેશ્વર હંમેશ માટે ખાખમાં મળી જવાનો હતો.

ત્યાર પછી રાજાજ્ઞાથી બધા લોકો મનમાં ભારે શોક સાથે વિદાય થયા...માત્ર પચીસ રક્ષકોને ચિતાના રક્ષણ માટે ગોઠવામાં આવ્યાં.

રાજભવનમાં આવ્યા પછી રાજાએ મલયસુંદરીની તપાસ કરી તો તે જાણી શક્યો કે મલયસુંદરી અન્ન જળનો ત્યાગ કરીને ધ્યાનમાં બેસી ગઈ છે અને નગરશેઠની બે પ્રૌઢ દાસીઓ તેની પાસે બેઠી છે.

રાત્રિનો પ્રથમ પ્રહર વીતવા આવ્યો હતો. રાજાના હૈયામાં અપાર હર્ષ ઉભરાતો હતો...સિધ્ધેશ્વરના મૃત્યુથી મલયનું એ સુંદર નવજવાન પ્રત્યેનું આકર્ષણ હંમેશ માટે નષ્ટ થઈ જશે અને મલયને પોતાની બનાવવામાં કોઈ અડચણ નહિ આવે.

જીવક મંત્રીએ મહારાજ સમક્ષ આવીને કહ્યું : "કૃપાવતાર, ટાઢા પાણીએ ખસ ગઈ છે. બાજી આપણા હાથમાં છે. આવતી કાલે રાજસભામાં બધો નિર્ણય લેવાઈ જશે. આપ હવે ઉતાવળ ન કરતાં ધૈર્યથી મલયસુંદરીને આપના પ્રત્યે આકર્ષવાનો પ્રયત્ન કરજો. ઉતાવળથી અનેક કાર્યો કથળી જાય છે."

"મહામંત્રી, એ શિયળઘેલી સુંદરીએ અન્ન જળનો ત્યાગ કર્યો છે."

"એ કોઈ મહત્ત્વની વાત નથી. સમર્પણ કે સંબંધ જીવતા માનવી સાથે હોય છે...મરેલાને તો કોઈ યાદ પણ કરતું નથી. ચાર છ દિવસમાં આપોઆપ તે આહાર ગ્રહણ કરશે." જીવકે કહ્યું.

આ તરફ સ્મશાનમાં ચિતા સાવ સળગીને રાખના ઢગલા રૂપે પડી હતી. રક્ષકોને પણ ખાતરી થઈ ગઈ હતી કે સિધ્ધેશ્વર બળીને ખાખ થઈ ગયો છે...હવે જાગવાનો કોઈ અર્થ નથી.

પણ સિધ્ધેશ્વર તો જીવતો હતો. જે કૂવામાંથી તેણે બહાર આવવાનો ગુપ્ત માર્ગ જોયો હતો, તે ગુપ્ત માર્ગની શિલા પાસે જ મહાબલે ચિતા રચાવી હતી અને જેવી ચિતા સળગાવવામાં આવી કે

તરત મહાબલે પથ્થરની શિલાને પુનઃ યથાસ્થાને ગોઠવી દીધી હતી. આમ તે નિર્ભયપણે અંદર ચોક જેવા ખંડમાં બેસી રહ્યો. તેની પાસે મણિધરનો મણિ હતો. તેના પ્રકાશમાં તે મનમાં નવકારનું સ્મરણ કરતો યોગ્ય સમયની રાહ જોવા માંડયો.

રાતનો ચોથો પ્રહર શરૂ થાય તે પહેલાં જ મણિધર નાગ આવી ચડ્યો અને પોતાનો મણિ લઈને વિદાય થયો. મહાબલે આ ઉપકારી નાગને ભાવપૂર્વક વંદન કર્યાં. ત્યાર પછી બહાર નીકળવાના દ્વાર આડેની શિલા ખસેડી તે આસ્તેથી બહાર નીકળ્યો. રાખનો ઢગલો સાવ ઠરી ગયો હતો...એ ઢગલામાંથી મસ્તક બહાર કાઢીને તેણે આસપાસ નજર કરી...રક્ષકો આરામથી નિશ્ચિંત ભાવે સૂઈ ગયા હતા.

આ તક સરસ છે એમ માની પોતાના ઉત્તરીયમાં થોડી ચિતાની રાખ લઈ તે ગુપચુપ ચાલ્યો ગયો.

સૂર્યોદય થયો.

મહામંત્રી જીવક સ્મશાને આવ્યો. તેણે જોયું તો ચિતાની રાખનો ઢગલો પડ્યો હતો.

બીજા પણ સેંકડો નરનાર આવવા માંડ્યા.

જીવક મંત્રીએ રાખના ઢગલા પર પુષ્કળ પાણી રેડાવીને રક્ષકોને વિદાય કર્યો...અને પોતે સીધો રાજભવનમાં ગયા. કંદર્પદેવ તેની રાહ જોતો જ બેઠો હતો. મહામંત્રીને જોતાં જ તે બોલ્યો: "મહારાજ, મલય વિધવા થઈ ચૂકી છે...હવે આપ એની સાથે વિધિપૂર્વક લગ્ન પણ કરી શકશો ..આજની રાજસભામાં આ વાતની હું જાહેરાત કરીશ. આપ નિશ્ચિંત રહેજો."

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ રાજસભામાં માનવ સમુદાય એકત્ર થઈ ગયો અને બીજા પ્રહરના પ્રારંભમાં જ મહામંત્રી સાથે રાજા પણ આવી ગયો.

રાણીઓના આગ્રહથી મલયસુંદરી પણ નગરશેઠની બંને દાસીઓ સાથે આવી પહોંચી.

રાજસભાનો કાર્યક્રમ શરૂ થયો. રાજા કંદર્પદેવનું પ્રશસ્તિ કાવ્ય સમાપ્ત થયા પછી મહામંત્રી જીવક ઊભો થયો અને તે કંઈ બોલવા જાય તે પહેલાં જ મુખ્ય દ્વાર પર સિદ્ધપુરૂપ સિધ્ધેશ્વરનો જયનાદ થવા માંડ્યો...આખી સભા મુખ્ય દ્વાર તરફ જોઈ રહી.

ત્યાં તો એક હાથમાં રાખની પોટલી લઈને મહાબલ રાજસભાના મુખ્ય દ્વારમાં દાખલ થયો.

સમગ્ર સભાએ હર્ષનાદ શરૂ કર્યો.

રાજા અને મહામંત્રીના વદન પર શ્યામ રેખાઓ અંકિત થવા માંડી.

મલયસુંદરીનું વદન હર્ષપ્રફુલ્લ બની ગયું ...

## પ્રકરણ ૩૧ મું : : મોતનો ફૂદકો !

રાજસભાના હર્ષનાદ ઝીલતો ઝીલતો મહાબલ મહારાજ કંદર્પદેવના સિંહાસન પાસે પહોંચી ગયો.

રાજા અને મહામંત્રી જીવકના ચહેરા પર આશ્ચર્યવિમૂઢ દશાની ઝાંખપ ઉપસી આવી હતી. જે માણસ ચિતામાં સહુની નજરે બળી મર્યો છે...જેની ચોકી માટે રક્ષકો રાખેલા છે...ચિતાની આગ એટલી ભયંકર હતી કે એમાં પ્રવેશેલો માનવી કોઈ સંયોગોમાં જીવતો નીકળી શકે નહિ...આમ કેમ બન્યું હશે ?

નગરશેઠે ઊભા થઈ ગંભીર સ્વરે કહ્યું : " મહારાજ, સિદ્ધપુરૂષ આર્ય સિધ્ધેશ્વરે આપની શરતનું યથાર્થ પાલન કર્યું છે ..ખરેખર આ સિદ્ધપુરૂષ ધન્યવાદને પાત્ર છે."

મહાબલે હાથમાંની પોટલી મહારાજ સામે ધરતાં કહ્યું : "કૃપાવતાર, બત્રીસ લક્ષણા પુરૂષની ચિતાની રાખ હુ લાવ્યો છું અને આપે બતાવેલું કાર્ય પૂરૂં કરી શક્યો છું. હવે આપ આપના વચનનું પાલન કરો.'

રાજાએ જીતક્રમ ત્રી સામે નજર કરી.

જીતક્રમ ત્રી રાજાનો મનોભાવ પામી ગયો અને મહાબલ સામે જોઈને બોલ્યો : " સિધ્ધેશ્વર, આપ કહો છો તેમ આ રાખ બત્રીસ લક્ષણા પુરૂષની હોય તો આપ જીવંત કેવી રીતે રહી શકો ? મને આપના આ કાર્યમાં કંઈક ભેદ લાગે છે...કાં તો આપ અદ્રશ્ય બનીને ચિતામાંથી છટકી ગયા હો ..અથવા નજર બાંધીને આપે એવો દેખાવ કર્યો હોય..."

મહાબલ હસ્યો અને હસતાં હસતાં બોલ્યો : " મંત્રીશ્વર આપના કથનનો અર્થ તો એવો થાય છે કે મારી 'સુંદર પત્નીને કોઈ પણ ભોગે આપના મહારાજ મને સુપરત કરવા ઈચ્છતા નથી...અને એટલા ખાતર જ મારો હમેશ માટે અંત આવે એવું કાર્ય મને સોંપેલું...પરંતુ આપે એ લક્ષમાં રાખવું જોઈતું હતું કે મેં નિષ્ઠા-પૂર્વક ચિતામાં પ્રવેશ કર્યો હતો ..આસપાસ આપના માણસો ઊભા હતા ..ભયંકર આગ સળગી ઊઠી હતી...અને હું એમાં હંમેશ માટે બળી ચૂક્યો હતો ! એ ચિતામાથી છટકવાનો કોઈ માર્ગ નહોતો... તેમ નજરબંધી જેવા ક્ષુદ્ર પ્રયોગ હું કરતો નથી."

" તો પછી આપ જીવતા કેવી રીતે આવ્યા ? શું બળી ગયેલો અને મૃત્યુ પામેલો માનવી ફરીવાર જીવી શકે છે ? " ઉત્સુકતાથી રાજાએ પ્રશ્ન કર્યો.

"હા, મહારાજ...સાધનાના બળે બધું થઈ શકે છે. હું બળી મર્યો હતો...પરંતુ મારા ઈષ્ટને–જેની મેં સાધના કરી છે તે દેવને–મારા મૃત્યુની ખબર પડી. છેક પાછલી રાતે તે દેવ મારી સહાયે આવ્યા અને આપના ચોકિયાતોને પોતાની શકિત વડે નિદ્રાધીન બનાવી મારા અસ્થિ અમૃતનો છટકાવ કર્યો. હું તરત જીવતો થયો. દેવે જ મને આજ્ઞા કરી કે આ તારી જ રાખ છે, રાજાને આપી દે. એટલે હું આ રાખ આપને આપવા આવ્યો છું. મેં આપનું કાર્ય મારા પ્રાણના જોખમે પૂરૂ કર્યું છે."

સ્તબ્ધ બનીને સાંભળી રહેલી આખી સભા બોલી ઊઠી:"સિધ્ધપુરૂષ સિધ્ધેશ્વરે બરાબર કાર્ય કર્યું છે..હવે એની પત્ની સોંપી દેવી જોઈએ."

રાજા ભારે વિષમ પરિસ્થિતિમાં મૂકાઈ ગયો. તે કોઈ પણ ઉપાયે મલયને ગુમાવવા ઈચ્છતો નહોતો અને રાજસભા સિધ્ધેશ્વરની તરફેણમા હતી: શું કરવું ?

રાજા અને મંત્રીને મૌન જોઈને મહાબલે કહ્યું : "મહારાજ, રાજા એ પ્રજાનો પાલક છે...એનામાં સત્યનું તેજ હોય છે...રાજાનું વચન એ નાની સૂની વાત નથી. જે રાજા પોતાના વચનની કિંમત સમજતો નથી તે રાજાની પ્રતિષ્ઠા નષ્ટ થાય છે. એટલું જ નહિ પણ અસત્યના માર્ગે વળવા માંડે છે.. પ્રજાને માર્ગદર્શન આપનારાઓ જો સ્વાર્થી હોય, અસત્યવાદી હોય, ખોટા વચનોનાં ગુલાબો બિછાવીને પોતાના સ્વાર્થ પોષનારા હોય અને ન્યાયના નામે અન્યાયની પૂજા કરનારા હોય તો તે આગેવાનો પાછળ ચાલતી પ્રજામાં પણ એવા જ દૂષણો પ્રવેશ પામે છે. પરિણામે પ્રજાજીવન નષ્ટભ્રષ્ટ બની જાય છે...સંસ્કાર, સદાચાર અને વાત્સલ્યભાવનો ધીરે ધીરે વિલય થાય છે. મહારાજ, આપનું કર્તવ્ય આપના વચન પાલનમાં જ શોભે છે."

રાજા કંદર્પદેવ સિંહાસન પરથી ઊભો થયો અને પ્રસન્ન સ્વરે

એક અભિનેતાની અદાથી બોલ્યો : " નવજવાન સિદ્ધપુરૂષ, પ્રાણના ભોગે તે આ અપૂર્વ કાર્ય કર્યું છે.. હુ તારી વાતનો સ્વીકાર કરૂં છું અને ચિતાની રાખ આનંદપૂર્વક ગ્રહણ કરૂં છું... ખરેખર, તારા જેવા આદર્શ નવજવાનો ધન્યવાદને પાત્ર છે. પરંતુ તારી પત્નીએ અન્નજળ લીધું નથી. તે એને ભોજન કરાવી લે અને તારા જેવા એક સિદ્ધ પુરૂષનો મને અનાયાસે લાભ મળ્યો હોવાથી મિત્રભાવે મારુ એક કાર્ય કરી આપ. તારી પત્ની માટે તુ સર્વથા નિશ્ચિંત રહેજે...એ તને અવશ્ય મળશે."

મહાબલ સમજી ગયો કે રાજા કોઈ પણ ઉપાયે મલયસુંદરીને છોડવા માગતો નથી. સંયોગ પણ એવો છે કે મારા એ એકલાથી સગ્રામ આપી શકાય એમ નથી. તેમ વિરોધ કરવા જતાં વાત વણસી જાય એમ છે એટલે કળથી કામ કઢાવવું જોઈએ. જ્યાં બળ પાંગળુ હોય ત્યાં કળથી કામ એવુ એ રાજનીતિ છે. આમ વિચારી તે પ્રસન્ન સ્વરે બોલ્યો : " મહારાજ, મિત્રભાવે આપનું એક વધુ કાર્ય કરવામાં મને કોઈ બાદ નથી. હું આપને વિશ્વાસ આપું છું કે કોઈના પ્રાણ હરવા સિવાયનું ગમે તે કાર્ય હશે તે હું કરીશ. આપે આપના વચનને ભૂલવાનું નથી."

" નહિ મિત્ર, હું મારા વચનનુ બરાબર પાલન કરીશ..."

રાજસભામાથી કેટલાક બોલી ઊઠયા : " આ અન્યાય છે... મિત્રભાવે કાર્ય કરાવવું હોય તો પ્રથમ સિધ્ધેશ્વરને તેની પત્ની સોંપી દો, ત્યાર પછી કાર્ય સોંપો."

મહાબલે રાજસભા સમક્ષ હાથ જોડીને વિનતિભર્યા સ્વરે કહ્યું : " મહાનુભાવો, આપ કોઈ આપના કથનમાં સશય ન લાવશો. હું આપને ખાતરી આપું છું કે મહારાજનું કાર્ય ગમે તેવું કઠિન હશે તો પણ હુ કરી આપીશ. મારી પ નીનું રક્ષણ એના હૃદયમાં

રહેલું શિયળરૂપી બળ સદાય કરી રહ્યું છે..." ત્યાર પછી રાજા સામે જોઈને કહ્યું : "મહારાજ, મિત્રભાવે મારે જે કાર્ય કરવાનું છે તે મને દર્શાવે."

"મિત્ર, આજ તુ આરામ કર. તારી પત્નીને ભોજન કરાવ ...પછી હુ તને મારું કાર્ય કહીશ."

"મહારાજ, આપ મને કાર્ય બતાવી દો...આ રાજસભા સમક્ષ આપના કાર્યનો ઉલ્લેખ થાય તે વધારે ઉચિત ગણાશે...કારણ કે સમગ્ર સભા આપ કયું કાર્ય બતાવવા માગો છો તે જાણવા ભારે આતુર છે."

નગરશેઠે ઊભા થઈ કહ્યું : "મહારાજ, સિધ્ધપુરૂષ સિધ્ધેશ્વરની વાત વ્યાજબી છે.. સમગ્ર સભા આપનું કાર્ય જાણવા તલસી રહી છે"

રાજાએ મંત્રી સામે અર્થપૂર્ણ નજર કરી. મંત્રીએ આસન પરથી ઊભા થઈને કહ્યું : "મહારાજ કંદર્પદેવના નવજવાન મિત્ર, કાર્ય એક રીતે સરલ છે અને એક રીતે કઠિન છે. આ નગરીથી દક્ષિણે લગભગ બે કોસ દૂર એક છિન્નકટક નામનો પહાડ છે. એ પહાડનું એક વિષમ શિખર છે અને એ શિખરની પાછળ નાની ખીણ આવેલી છે. આ ખીણમાં એક બારે માસ પરિપક્વ કેરી આપનારૂં આમ્રવૃક્ષ છે. આવું વૃક્ષ સંસારમાં અન્ય કોઈ સ્થળે હશે કે કેમ એ સંશય છે. આ આમ્રવૃક્ષના ફળ કોઈપણ માનવીના ઉપભોગમાં આવી શકતા નથી. છિન્નકંટક પહાડના એ વિષમ શિખર પર પૂર્વ દિશાએથી ચડી શકાય એવા સંયોગો છે...પરંતુ અન્ય કોઈ દિશાએથી ચડી શકાય એવો માર્ગ કે કેડી છે નહિ. આપ ગમે તે ઉપાયે એ આમ્રના ફળો લઈ આવો...આ કાર્ય ઘણુ વિષમ હોવા છતાં આપના જેવા સાહસિક પુરૂષ માટે કોઈ કાર્ય અશક્ય નથી. જો આપ આ કાર્ય કરશો તો અમારા મહારાજાને વરસો જુની પિત્તના પ્રકોપની પીડા

છે તે શાંત થઈ જશે...ઉત્તમ વૈદોએ આવી જ ભલામણ કરી છે... પરંતુ અમારા દુર્ભાગ્યે આજ પર્યંત અમે એ આમ્રફળો પ્રાપ્ત કરવામાં કામયાબ થઈ શક્યા નથી"

મહાબલ સમજી ગયો કે કાર્ય સાવ ક્ષુદ્ર છે...અને રોગની વાત ઉપજાવી કાઢેલી છે...છતાં આ ફળો લાવવાં સહજ નથી સંભવ છે કે આ કાર્ય કરવા જતાં મૃત્યુ થાય...પરંતુ પુણ્યના યોગથી જો આ કાર્ય થઈ શકે તો હું મારી પ્રિયતમાને પામી શકીશ...નહિ તો અંતનું મૃત્યુ નિશ્ચિત છે. કારણ કે આ કાર્ય કરવા જતાં હું મૃત્યુ પામીશ તો મલયસુંદરી પણ પ્રાણત્યાગ કર્યા વગર રહેશે નહિ. વળી જનતાનો પ્રેમ મારા પ્રત્યે ઢળી રહ્યો છે અને રાજા પ્રત્યે કથળી રહ્યો છે..

સિદ્ધેશ્વરને વિચારમાં પડેલો જોઈ મહારાજાએ પ્રશ્ન કર્યો: "આપને આ કાર્ય અશક્ય લાગે છે?"

"નહિ મહારાજ...મારું પુણ્ય તપતું હશે તો મારે માટે કોઈ કામ અશક્ય નહિ હોય! જેના પુણ્ય પરવાર્યાં હોય તેને જ બધાં કામો અશક્ય થઈ પડે છે. હુ અવશ્ય આ કાર્ય કરી આપીશ. મહારાજ, હું આપને એક વિનમ્ર પ્રાર્થના કરુ છું કે, આપના મનમાં આવું કાર્ય બતાવવા પાછળ ગમે તેવો આશય હોય...પરંતુ આ કાર્ય પતાવ્યા પછી જો આપ મારી પત્નીને નહિ સોંપો તો આપના માટે ભારે વિષમ પરિસ્થિતિ ઊભી થશે. આપ જોઈ શકો છો કે સમગ્ર પ્રજા ન્યાય અને સત્યને ચાહે છે."

રાજાએ કહ્યું: "મિત્ર, શંકાનું કોઈ કારણ નથી. આ કાર્ય પાછળ મારી કોઈ દુષ્ટ ભાવના છે નહિ"

ત્યાર પછી રાજસભાનું કામ સમાપ્ત થયું. મહાબલ પત્નીને ભોજન કરાવવા રાજભવનમાં ગયો.

મલયના ચિત્તમાં અનેક પ્રશ્નો જાગ્યા હતા. ચિતામાંથી સ્વામી કેવી રીતે બહાર આવ્યા? એ પ્રશ્ન તેના હૈયાને વલોવી રહ્યો હતો.

અને એક ખંડમાં ભોજન કરાવતી વખતે એકાંતનો યોગ મળતાં મદયે આ પ્રશ્ન કર્યો અને મહાબલે ભંડાર-કૂવાની એકની વાત કરી...પોતે કેવી રીતે અંદર ગયો અને બહાર આવ્યો તે જણાવ્યું. મદયનું આશ્ચર્ય શાંત થયું...ત્યાર પછી મદયે કહ્યું: “સ્વામી, રાજની દાનત મને ઘણી જ ભયંકર લાગે છે.”

“હું એ જોઈ શક્યો છું...પરંતુ આપણે કશું જ નવું બતાવવું પડશે...જો આપણો પુણ્યોદય તપતો હશે તો અનેક વિપત્તિઓ શુભમાં જ પલટાઈ જશે. તું નિશ્ચિંત હૃદયે બધું જોયા કરજે. કદાચ મારું મૃત્યુ થાય...”

“સ્વામી...”

“એવું નહિ બને...છતાં બની એમ તો તું નગરશેઠની સહાય મેળવી...આપણા પુત્રને પ્રાપ્ત કરી ચાલી જજે.”

“નહિ સ્વામી...એવું અમંગળ આપ ન બોલો...અને જો આવું કંઈ અમંગળ બનશે તો રાજા મને છોડશે જ નહિ...પછીનું મારું કર્તવ્ય મેં નક્કી કરી લીધું છે.”

મહાબલે પ્રસન્ન નજરે પ્રિય પત્ની સામે જોયું.

ભોજન કરાવીને મહાબલ ખંડ બહાર આવ્યો. નગરશેઠ અને બીજા કેટલાક આગેવાનો રાજની સાથે જ આવ્યા હતા. મહાબલ નગરશેઠના અતિથિરૂપે તેમની સાથે વિદાય થયો.

વહેલી સવારે મહાબલે છિન્નટંક પહાડ તરફ પ્રસ્થાન કરવું એવું રાજાએ નક્કી કર્યું હતું અને આ વાત વાયુવેગે નગરમાં પ્રસરી ગઈ.

બીજે દિવસે વહેલી સવારે નગરશેઠ સાથે એક રથમાં બેસીને તે નગરીના દક્ષિણ ગોપુરદ્વારની બહાર આવ્યો ત્યારે ત્યાં હજારો પ્રજાજનો એકત્ર થઈને ઊભા હતા.

રાજા કંદર્પદેવ, મહામંત્રી, અન્ય રાજપુરૂષો, દાસદાસીઓ વગેરે પણ વિવિધ વાહનોમાં બેસીને આવી ગયાં હતાં.

મલયસુંદરી પણ રાજાની અન્ય રાણીઓ સાથે નગરશેઠની પ્રૌઢ દાસીઓને પોતાના પડખે રાખીને આવી ગઈ હતી.

લોકોના હૃદયમાં રાજા અને મંત્રી પ્રત્યે ભારે નફરત પેદા થઈ હતી અને સિદ્ધેશ્વર તથા મલયસુંદરી પ્રત્યે ભારે મમતા જાગી હતી.

જનતા સિદ્ધેશ્વરનો જયનાદ પોકારવા લાગી અને સિદ્ધેશ્વરનો રથ છિન્નકટક પહાડ તરફ ગતિમાન થયો.

પહાડ બહુ દૂર નહોતો...માત્ર એક કોસનો માર્ગ હતો. સૂર્યોદય પછી એકાદ ઘટિકાએ સહુ ઉત્સાહપૂર્વક છિન્નકંટકની પહાડની તળેટીએ પહોંચી ગયા.

પહાડની જે વિષમ ટેકરી પર ચઢવાનું હતુ તે ટેકરી મુખ્ય-મંત્રીએ મહાબલને દેખાડતાં કહ્યું : " સિદ્ધેશ્વર, આ ટેકરી પર તો ચડી શકાય છે ..રાજ્યના માણસો આપને રસ્તો દેખાડશે અને બે ભોમિયાઓ સાથે આવશે ..પરંતુ ટેકરીની પાછળ ખીણમાં આવેલા આમ્રવૃક્ષ સુધી પહોંચી શકાય એવો કોઇ માર્ગ નથી. અન્ય ટેકરીઓ પરથી પણ ત્યાં પહોંચી શકાય એવું નથી."

મહાબલે કહ્યું : " મંત્રીશ્વર, આપ નિશ્ચિંત રહેજો.. પ્રાણને મુઠ્ઠીમાં રાખનારા સાહસિકો કદી પાછા ફરતા નથી "

હજારો માણસો એકત્ર થઈ ગયાં હતાં અને સહુ સિદ્ધેશ્વરનો જયનાદ બોલાવી રહ્યા હતા.

મહાબલે મનમાં ત્રણ નવકાર મંત્રનું આરાધન કર્યું અને ત્યાર પછી ત્યાં ઊભેલા જનસમુદાયને વંદન કરી મલય સામે નજર કરી .. મલયનાં નયનો સજળ બની ગયાં હતાં. આ જોઈને મહાબલ પત્ની પાસે ગયો અને બોલ્યો "પ્રિયે, તારાં આંસુ મારા માટે દુઃખદ

સ્મરણ ન બનવાં જોઈએ. હું તારા હાસ્યની માધુરીમાંથી પ્રેરણા ઝીલીને જવા ઇચ્છુ છુ. આવતી કાલની સાંજ સુધીમાં હું પાછો ન આવું તો ચિત્તને જરાય વિકળ બનાવીશ નહિ...કર્મની રમતનાં આપણે કેવળ રમકડાં જ છીએ. એના નચાવ્યા નાચીએ છીએ. અને એ બધુ આપણા જ કર્મનું ફળ હોય છે..આવતીકાલની સંધ્યા પછી તને જે માર્ગ ઉચિત લાગે તે સ્વીકારજે"

મલય પોતાના મહાન અને તેજસ્વી પતિ સામે જોઈ રહી ત્યાર પછી તેણે પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક વંદન કરતાં કહ્યું : "સ્વામી, મારું હૃદય મને કહે છે કે આપનું કાર્ય અવશ્ય પૂરૂ થશે."

આછા હાસ્યથી પત્નીના શબ્દોને વધાવી મહાબલ લોકોના જયનાદ ઝીલતો ઝીલતો વિષમ ગણાતા શિખરના રસ્તે રાજાના માણસો સાથે વિદાય થયો.

લોકોનાં જૂથો પણ થોડે સુધી પાછળ ગયાં.

મલયસુંદરી મનમા નવકારમંત્રનું સ્મરણ કરતી કરતી સ્વામી તરફ એક ધ્યાને જોવા માંડી.

મહાબલે જોયુ. રસ્તો અતિ વિકટ હતો.. ટેકરી સાવ નાની નહોતી પણ સીધાં ચડાણવાળી હતી...કયાંય પગથિયાં નહોતાં...માત્ર એક આછી પાતળી પગદંડી હતી.. જો માનવ જરાક અસાવધ બને તો પગદંડી પરથી સીધો નીચે જઈ પડે અને મોતને ભેટી પડે!

પગદંડી પર બે ભોમિયાઓ અને મહાબલ ચાલવા માંડયા. રાજાના અન્ય માણસો આગળ ન વધ્યા, ઊભા રહી ગયા.. જનતા પણ ત્યાંથી સિધ્ધેશ્વરનું મંગલ ઈચ્છતી તળેટી તરફ પાછી વળી.

બંને ભોમિયા આગળ હતા.. મહાબલના મનમાં નવકારનું સ્મરણ કરતો કરતો ચાલ્યો જતો હતો.

ચઢાણ ઘણું વિકટ હતુ. ડગલે પગલે પડી જવાનો ભય હતો.

આમ છતાં સાહસિક વૃત્તિનો મહાબલ શાંત ભાવે ભોમિયાઓની પાછળ પાછળ ચાલતો હતો.

શિખરની ટોચ બમો ગજ દૂર રહી હશે ત્યારે પગદંડી ઘણી જ વિચિત્ર અને ભયંકર થઈ પડી.

મહાબલ પ્રસ્વેદથી તર બની ગયો હતો...

અને થોડીજ પળો પછી એક હૃદયવેધક ઘટના બની ગઈ... આગળ જઈ રહેલા ભોમિયામાંનો એક ભોમિયો જેના ખભા પર રસ્સીનું ધૂંચળું હતુ તે લથડયો અને કરમી ચીસ નાખીને ખીણ તરફ ગબડી પડયો

મહાબલે જોયું. એક નિર્દોષ માનવી હમેશ માટે નષ્ટ થઈ રહ્યો હતો. એના ખભા પરનુ રસ્સીનું ધૂંચળુ એક તરફ ઊડી રહ્યુ હતું અને ભોમિયો પછડાતો પછડાતો છેક નીચે જઈ રહ્યો હતો. એને બચાવવાનો કોઈ ઉપાય નહોતો

એક નિઃશ્વાસ નાખીને મહાબલ એક ભોમિયાની પાછળ પાછળ ચાલતો થયો.

અને બંને વિષમ શિખર પર પહોચી ગયા. પવનના હિલોળા ખતરનાક હતા...માનવી અસાવધ રહે તો અવશ્ય ઉથલી પડે !

ભોમિયાએ શિખર પર પહોચ્યા પછી કહ્યું: "સિદ્ધપુરૂષ, જુઓ આ ભયંકર ખીણમા નીચે દેખાય તે આમ્રવૃક્ષ. મારો એક સાથી તો સ્વર્ગે ગયો. આપે ઊંડો વિચાર કર્યા વગરનું આ સાહસ કરી નાખ્યું છે. ભગવાન આપને મદદ કરે."

મહાબલે કહ્યું: "ભાઈ, તારી ભલી લાગણી બદલ આભાર માનું છુ. આમ્રવૃક્ષ તરફ ઉતરવાનો કોઈ રસ્તો નથી ?"

"ના મહારાજ, કોઈ રસ્તો નથી...આજસુધી કોઈ જઈ શક્યું નથી.. મુશ્કેલી તો એ વાતની છે કે આ શિખર પર એવું કોઈ વૃક્ષ નથી કે કોઈ શિલા નથી જેને રસ્સી બાંધીને નીચે ઉતરી શકાય."

"તારી વાત સાચી છે." કહી મહાબલે આમ્રવૃક્ષ તરફ નજર કરી...આમ્રવૃક્ષ લગભગ ચારસો ગજ નીચે હોય તેવું અનુમાન થતું હતું. મહાબલે મનમાં નવકારમંત્રનું સ્મરણ કરીને એક દૃઢ નિશ્ચય કરી લીધો અને ભોમિયા સામે જોઈને કહ્યું : "ભાઈ, આમ્રવૃક્ષ સુધી પહોંચવા માટે જીંદગીનો જુગાર ખેલ્યા સિવાય અન્ય કોઈ ઉપાય મને લાગતો નથી હું મારા ઈષ્ટદેવનું સ્મરણ કરીને અહીંથી આમ્રવૃક્ષ પર સીધો કૂદકો મારું છું.. જો જીવીશ તો આમફળ લઈને બીજા ગમે તે માર્ગેથી આવી પહોંચીશ. નહિ તો તારા સાથીની પાછળ હંમેશ માટે વિદાય થઈશ."

"મહારાજ, આમ્રવૃક્ષ પર આપ સીધા પડશો તો પણ આપના જીવન માટે સંશય છે."

"તારી વાત સાચી છે. મોતને હથેળીમાં રાખ્યા વગર આ કામ થઈ શકે એવુ નથી." આમ કહી મહાબલે પોતાની ધોતીનો કછોટો માર્યો...ઉત્તરીય કમરે બાંધી દીધુ. અને મનમાં ત્રણ નવકારનુ સ્મરણ કરી શિખર પરથી સીધો આમ્રવૃક્ષ તરફ કૂદકો માર્યો.

ભોમિયો આ જોઈને ગભરાઈ ગયો. લથડતાં લથડતાં રહી ગયો.. તેણે સ્વસ્થ થઈને નજર કરી તો સિધ્ધેશ્વર આકાશમાંથી પડતા ગોળા માફક જઈ રહ્યો હતો.

ભોમિયાએ પોતાના હાથ વડે બંને આંખો ઢાંકી દીધી અને તે પાછો ફર્યો

## પ્રકરણ ૩૨ મું : : ચમત્કાર!

મોતની પરવા ન કરનારા સાહસિકો ઘણીવાર મોત ઉપર વિજય મેળવે છે.

મહાબલે સાહસિકવૃત્તિના આધારે મોતનો કૂદકો તો માર્યો... પરંતુ હવામાં ગબડતી વખતે તેને ખાતરી થઈ ગઈ કે આ સાહસ મોતમાં જ પરિણમશે!

પરંતુ મહાબલની કાયા વૃક્ષ પર પટકાય તે પહેલાં જ એક અકલ્પિત ચમત્કાર સર્જાઈ ગયો.. એ આમ્રવૃક્ષમાંથી એક વ્યંતરદેવ ઉપરથી પડી રહેલા મહાબલને જોઈ ગયો...મહાબલને જોતાં જ તેના હૈયામાં એક સ્મરણ જાગ્યું અને વળતી જ પળે તેણે મહાબલને ફૂલના દડા માફક ઝીલી લીધો.

મોતને ભેટવાની શકયતા કલ્પી રહેલા યુવરાજ મહાબલને ભારે આશ્ચર્ય થયું. એ આશ્ચર્ય શમે તે પહેલાં જ વ્યંતરદેવ મહાબલને લઈને આમ્રવૃક્ષની પાછળના ભાગમાં અદશ્ય થઈ ગયો.

મહાબલે જોયું...પોતે એક તેજસ્વી માણસ સાથે એક ગુફાખંડમાં એક શય્યા પર બેઠો છે.

મહાબલે વ્યંતર સામે બે હાથ જોડીને કહ્યું : "આપે મારા પર મહાન ઉપકાર કર્યો છે...આપનો શુભ પરિચય આપીને મને કૃતાર્થ કરો અને મારા કાર્યમાં સહાયક થાઓ."

" મહાબલકુમાર, તેં મારા પર એક વર્ષ પહેલાં મહાન ઉપકાર કર્યો હતો...તને યાદ છે..? સુવર્ણપુરુષની સાધના વખતે એક યોગીનું તે કામ કર્યું હતું ?"

મહાબલકુમારે નમ્રતાપૂર્વક માથું હલાવ્યું.

વ્યંતરદેવે કહ્યું : ' હુ એજ યોગીનો જીવ છુ. ત્યાંથી મરીને આ આમ્રવૃક્ષ પર વ્યંતરદેવ રૂપે આવ્યો છું...તને હવામા પડતો જોતાં જ મારી નજર તારા તરફ ગઈ હતી. અને હું તને ઓળખી ગયો હતો. વત્સ, તારે આ રીતે આત્મહત્યા શા માટે કરવી પડી ?"

મહાબલે પોતાની અને પોતાની પત્ની માથે પડેલી વિપત્તિની ટુંકમાં વાત કરી.

મહાબલના મોઢેથી આખી વાત સાભળ્યા પછી વ્યંતરદેવે કહ્યું : " પ્રિય મહાબલ, તારું સાહસ દાદ માગે એવું છે...ખરેખર તારી સાહસિક મનોવૃત્તિને ધન્ય છે. હવે તારે જરાય ચિંતા કરવાની નથી. આજનો દિવસ અને આજની રાત તુ અહી આરામ કર. સાગરતિલક નગરીનો રાજા કંદર્પદેવ લપટ, વ્યભિચારી અને ઘાતકી છે. પણ હું તેને બરાબર પાઠ ભણાવીશ. આવતીકાલે કેરીના ટોપલા સહિત હું તને એ દુષ્ટની રાજસભામાં પહોચાડીશ. હુ તારી સાથે જ રહીશ અને રાજા તારું કાંઈ અહિત કરી શકશે નહિ."

મહાબલે વ્યંતરદેવનું આતિથ્ય સ્વીકાર્યું.

આ તરફ બચીને પાછો વળેલો ભોમિયો નીચે આવ્યો. જીવકમંત્રી રાજા અને બીજાઓ એને ઘેરી વળ્યા.

જીવકમંત્રીએ પ્રશ્ન કર્યો. " સિધ્ધેશ્વરે શું કર્યું ?"

" મહારાજ, એ સાહસિક નવજવાને નીચે ઉતરવાનો કોઈ રસ્તો ન હોવાથી આમ્રવૃક્ષ પર ઝપાપાત કર્યો. આ રીતે કુદકો મારવો એ મોતને જ ભેટવા બરાબર છે.. એ સત્પુરૂપ અને એક મારો સાથી બંને હવે કદી પાછા નહિ આવે."

"તારા સાથીને શું થયું ?"

"લપસીને ખીણમાં પડી ગયો .."

રાજા કંદર્પે પ્રસન્નભાવે ભોમિયાના ખભા પર હાથ મૂકીને કહ્યું : "તારા સાથીના પરિવારને રાજ્ય તરફથી બદલો મળશે .. અને તને પણ પુષ્કળ ધન મળશે.'

આસપાસ ઘેરી વળેલી જનતા આ સમાચારથી ભારે નિરાશ થઈ ગઈ.

નગરશેઠે કહ્યું : "મહારાજ, હવે આપે મલયસુંદરીને મુક્ત કરવી જોઈએ."

જીવકમંત્રીએ કહ્યું : "શ્રેષ્ઠિવર્ય, મલયસુંદરી પર કોઈ બંધન નથી...આવતીકાલે રાજસભામાં આ પ્રશ્નનો ઉકેલ થઈ જશે...આપ નિશ્ચિંત રહેજો."

સિધ્ધેશ્વરે ઝંપાપાત કર્યાના સમાચાર વાયુવેગે તળેટીમાં ઊભેલા. હજારો માણસોને મળી ગયા અને સહુ રાજાને ફિટકાર આપવા માંડ્યા.

મલયને આ સમાચાર મળતાં ભારે દુઃખ થયું.. પણ પતિની. દેહલી શિખામણ અંતરમાં રાખીને તે સ્વસ્થ રહી તેણે પણ આવતી કાલની સંધ્યા પછી મોતને ભેટવાનો નિર્ણય કરી લીધો.

એકાદ પ્રહર પર્યંત રહીને સહુ વિદાય થયા.

રાજા અને મંત્રી એક જ રથમાં બેઠા હતા. મંત્રીએ કહ્યું : "મહારાજ, મલયને પ્રાપ્ત કરવાના માર્ગ વચ્ચેની મોટામાં મોટી અડચણ હંમેશ માટે દૂર થઈ છે"

"પરંતુ આવતી કાલે રાજસભામાં લોકોને જવાબ શું આપવો?"

"મહારાજ, એની આપ ચિંતા ન કરો. જનતા તો ગાડરિયા પ્રવાહ જેવી હોય છે...એને જે માર્ગે વાળવી હોય તે માર્ગે વાળી શકાય છે. સિધ્ધેશ્વર હવે કદી આવવાનો નથી...મલય વિધવા બની'

ગઈ છે. એનું સંસારનું છેલ્લું આકર્ષણ નષ્ટ થઈ ગયું છે.. હવે આપ તેનો સહેલાઈથી સ્વીકાર કરી શકશો.. થોડા દિવસ પછી આપ એના સતીત્વના ગર્વને નષ્ટ કરી નાખજો. સ્ત્રીનો ગર્વ નષ્ટ થયા પછી એનામાં કોઈ તાકાત રહેતી નથી...એ બિચારી બની જાય છે...”

“શાબાશ...મહામંત્રી!...મારા પુણ્યયોગે જ હું તારા જેવા બુદ્ધિમાન સાથીને પામી શક્યો છું.” રાજાએ કહ્યું.

સંધ્યા પહેલાં સહુ રાજભવનમાં પહોંચી ગયા.

પરંતુ તળેટીએથી પાછી ફરેલી જનતાએ સમગ્ર નગરીમાં રાજાના અન્યાય સામે એક વાર લડી લેવાની ઘોષણા કરવા માંડી.

નગરશેઠે પણ નગરીના આગેવાનોને પોતાને ત્યાં બોલાવી આવતીકાલે રાજસભામાં મલયને મુક્ત કરાવવાનો નિર્ણય કર્યો. રાજા સાથે ગમે તેવો વિરોધ થાય કે ગમે તે પરિણામ આવે...પરંતુ આવા ખુલ્લા અન્યાયને એક પળ માટે પણ સહી લેવો એ પ્રજાનો ધર્મ નથી.

આમ મહાબલની ગેરહાજરીમાં સાગરતિલકનગરીની જનતાએ રાજા સામે મોરચો માંડવાની તૈયારી આદરી દીધી.

અને રાત વીતી ગઈ.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ રાજસભા ખીચોખીચ ભરાઈ ગઈ.

કોઈ દિવસ ન આવનારા નાગરિકો પણ રાજસભામાં આવ્યા અને આજ તો તમામ વર્ગના આગેવાનો આવ્યા હતા.

રાજના કર્મચારીઓની પત્નીઓ પણ આજ સારી સંખ્યામાં આવી હતી...એ સિવાય શ્રેષ્ઠિવર્ગનો સ્ત્રી વર્ગ પણ સારી સંખ્યામાં આવી ગયો હતો.

રાજસભાનો વિશાળ ખંડ ખીચોખીચ ભરાઈ ગયો હોવાથી રાજસભાની બહારના વિશાળ મેદાનમાં પણ હજારો નાગરિકો એકત્ર થયા હતા અને સહુના મોઢે રાજાના વર્તાવ પ્રત્યે ઘૃણા ઊભરાતી હતી...

કેટલાક જૂથોએ તો એવો 'નિર્ણય' કર્યો હતો કે જો રાજા મલયસુંદરીને મુક્ત ન કરે તો વિદ્રોહ કરીને રાજસભા તોડી નાખવી અને રાજા તેમજ મંત્રીને મારી નાખવા.

રાજકર્તા પક્ષ તરફથી પણ આજે સશસ્ત્ર સૈનિકોની ટુકડીઓ ચારે તરફ ગોઠવવામાં આવી હતી અને જરા પણ તોફાન થાય તો સખ્ત હાથે લોકોને દબાવી દેવાની રાજાજ્ઞા જાહેર કરવામાં આવી હતી.

આ રાજાજ્ઞા સાંભળીને કેટલાંક જૂથો થડકી ગયાં હતાં ..છતાં ત્યાં જ એવાં સ્થળે ઊભાં રહ્યા હતા કે કંઈ પણ ધમાલ થાય તો સહેલાઈથી છટકી શકાય.

બીજા પ્રહરનો પ્રારંભ થયો કે તરત રાજપરિવારનાં, મંત્રીઓનાં અને રાજા તેમજ જીવકના રથો આવી પહોંચ્યા

લોકહૃદયમાં અન્યાય પ્રત્યે જાગેલી ઘૃણાના સંવાદ રાજાને પળેપળે મળતા રહેતા હતા. તે પણ કંઈક ગભરાઈ ગયો હતો પરંતુ મહામંત્રી જીવક પોતાના નિશ્ચયમાં અટલ હતો તેની રાજનીતિ દમન વડે રાજ ચલાવવાની હતી જનતા એટલે રાજકર્તાની ગુલામ છે અને રાજાજ્ઞાનું પાલન કરવું અથવા રાજાની કોઈ પણ ઇચ્છાને તાબે થવુ એ પ્રજાનુ પ્રાથમિક કર્તવ્ય છે!

જીવક આવી દમનકારક રાજનીતિનો ઉપાસક હતો. એને એ ખ્યાલ નહોતો કે જનતાના નિઃશ્વાસ ગમે તેવી મહાન સત્તાને પીંખી નાખે છે! એને એ પણ જ્ઞાન નહોતું કે જનતા એજ રાજ્ય છે, એજ રાષ્ટ્ર છે; એજ દેશ છે...માત્ર ધરતી કે મોટા મોટાં ભવનો એ દેશ નથી, એ તો દેશની શોભા છે. પણ દમનકારક નીતિના સર્જકો

અને વાહકો જીવંત રાષ્ટ્રની કાળજી રાખવામાં નથી માનતા. એ માત્ર નિર્જીવ માટીનાં જ આશકો હોય છે. જનતાના કલ્યાણમાં એ વર્ગને દેશનુ કલ્યાણ નથી દેખાતુ ...એ વર્ગને તો જનતાના આંસુમાં અને દેશવેદનામાં દેશનું કલ્યાણ દેખાતું હોય છે!

રાજા, મંત્રીવર્ગ અને પરિવારનાં સભ્યો નિયત સ્થાને ગોઠવાઈ ગયા રાજપરિવારની સ્ત્રીઓ સાથે મલય પણ આવી હતી અને નિરાશ વદને રાજાનો નિર્ણય જાણવા બેઠી હતી. તે માનતી હતી કે રાજાનો નિર્ણય ગમે તે હોય ..મારા નિર્ણયમાં કોઈ તાકાત પરિવર્તન કરી શકશે નહિ.

રાજસભાનું કાર્ય શરૂ થયું. રાજના ભાટચારણોએ મહારાજા કંદર્પદેવનું પ્રશસ્તિ કાવ્ય લલકાર્યું...ત્યારે પછી મંગલ પ્રાર્થના થઈ, અને એ બધો પ્રાથમિક વિધિ પૂરો થયા પછી મહામંત્રી જીવક પોતાના આસન પરથી ઊભો થયો.

સમગ્ર રાજસભા સ્તબ્ધ બનીને જીવક સામે જોઈ રહી. જીવકે ગંભીર સ્વરે કહ્યું : "રાજરાજેશ્વર કંદર્પદેવના પ્રિય અને આજ્ઞાંકિત પ્રજાજનો, છેલ્લા કેટલાક બનાવોએ સમગ્ર નગરીમાં એક પ્રકારનું કુતૂહલ ઊભું કર્યું છે. આપને એ પણ ખબર છે કે ગઈકાલે મહારાજનું મિત્રભાવે એક કાર્ય કરવા ગયેલા નવજવાન સિદ્ધેશ્વર છિન્નકંટક પહાડના વિષમ અને દુર્ગમ શિખર પરથી વગર વિચાર્યે કૂદકો મારીને મૃત્યુને ભેટ્યા છે. એમનો છિન્નવિચ્છિન્ન થયેલો દેહ પ્રાપ્ત કરવાની કોઈ શક્યતા ન હોવાથી આપણને સહુને ભારે દુ:ખ થાય તે સ્વાભાવિક છે. આવા સાહસિક અને તેજસ્વી નવજવાનનું સ્મરણ સાગરતિલકના પ્રજાજનોને વરસો સુધી યાદ રહેશે એમાં કોઈ સંશય નથી હું પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરું છું કે તેઓ મહાન સિદ્ધેશ્વરના આત્માને શાંતિ પ્રદાન કરે."

શાંત ભાવે જીવકનું પ્રવચન સાંભળી રહેલી રાજસભામાંથી બેચાર અવાજો આવ્યા. "મગરનાં આંસુ પાડવા બંધ કરો ..દેવી મલયસુંદરીને મુક્ત કરો..."

જીવકે જે તરફથી અવાજ આવ્યા હતા તે તરફ નજર કરીને કહ્યું: "મહાનુભાવો, રાજરાજેશ્વરે મલયને બંધનમા રાખી જ નથી... મલય મુક્ત છે અને અત્યારે પણ તે આ સભામાં હાજર છે...હવે સવાલ એ છે કે મલયસુંદરીનો કહેવાતો પતિ...હું કહેવાતો શબ્દ એટલા માટે વાપરુ છું કે સિધ્ધેશ્વર એનો સાચો પતિ હતો કે કેમ એ એક સંશય છે છતા મહારાજાએ એની વાતમાં કોઈ પ્રકારનો સંશય ઉઠાવ્યો નથી અને પોતાના આપેલા વચનને વળગી રહ્યા છે. હું આપ સર્વ સમક્ષ મક્કમ સ્વરે સત્ય પ્રતિજ્ઞાપૂર્વક જણાવુ છુ કે સિધ્ધેશ્વર અપ્રાપ્ય કેરી લઈને આવી ગયો હોત તો મહારાજાએ મલયને એના હાથમાં સોંપી દીધી હોત. પણ કમનસીબે દેવી મલયસુંદરી પર અણધાર્યો વિપત્તિનો પહાડ તૂટી પડયો છે અને તેનો સ્વામીરૂપી વિસામો હંમેશ માટે નષ્ટ થયો છે...આપણો એક ભોમિયો પણ મૃત્યુ પામ્યો છે. આપને એ જાણીને આનંદ થશે કે રાજરાજેશ્વરે અકસ્માતથી મૃત્યુ પામેલા ભોમિયાના પરિવારને પાંચ સહસ્ર સુવર્ણમુદ્રાઓ આપવાનું નક્કી કર્યું છે અને જે ભોમિયો જીવંત રહ્યો છે તેને પણ એક હજાર સુવર્ણમુદ્રાઓનું ઈનામ આપવાનો નિર્ણય કર્યો છે."

કેટલાક લોકોએ જીવકના આ શબ્દોને વધાવી લીધા અને મહારાજ કંદર્પદેવનો જયનાદ બોલાવ્યો.

નગરશેઠે ઊભા થઈ; બધા શાંત થયા એટલે કહ્યું : "રાજરાજેશ્વરે કરેલા આ ઉદાર નિર્ણય બદલ સમગ્ર રાજસભાને હર્ષ થાય છે અને રાજસભામાં પધારેલા સઘળા નાગરિકો વતી હું મહારાજની આ ઉદારતાને બિરદાવુ છું. પરંતુ સહુ એ જાણવા માગે છે કે મલયસુંદરીને મુક્ત કરવા અંગેનો મહારાજાએ કેવા પ્રકારનો નિર્ણય

લીધો છે? મહારાજે સિધ્ધેશ્વરને વચન આપ્યું હતું કે એમનુ એક કાર્ય પૂરૂ થતાં જ મલયસુંદરીને સોંપી દઈશ. આ કાર્ય તો ક્યારનુ પુરૂં થઈ ગયું છે અને સિધ્ધેશ્વર એક વધારાનુ કાર્ય કરવા જતાં મોતના પંજામાં સપડાયા છે. મંત્રીશ્વર, લોકો તો એવો સંશય કરે છે કે મલયસુંદરીને પોતાની બનાવવા ખાતર જ મહારાજાએ સિધ્ધેશ્વરને મિત્રભાવના બહાના તળે મોતને ભેટવાનુ જ કાર્ય સોંપ્યુ હતું. આપણા મહારાજા પ્રત્યે જનતાના હૈયામા આવો કોઈ સંશય ન રહે એટલા ખાતર લોકો મલયસુંદરીની મુક્તિનો નિર્ણય જાણવા આતુર બન્યા છે."

મહામંત્રી જીવકે નગરશેઠ સામે મીઠા હાસ્યથી જોઈને મધુર સ્વરે કહ્યું : " શ્રીમાન શ્રેષ્ઠિવર્ય, લોક હૃદયમા આવો સંશય જાગ્યા છે એ હું પણ જાણુ છુ.. પરંતુ હવે એક બીજો જ સવાલ ઉપસ્થિત થયો છે મલયસુંદરીને ઘણી પૂછપરછ કરવામાં આવી હોવા છતાં તે પોતાના પતિગૃહ અંગે કે પિતાગૃહ અંગે કશી માહિતી આપતી નથી. આ સ્થિતિમાં એક રૂપવતી નવયૌવના અબળાને કોના સહારે મૂકવી ? ક્યાં મૂકવી ? આપ સહુ જાણો છો કે વધુ પડતું રૂપ પણ શત્રુ બની જતું હોય છે...આ દૃષ્ટિએ–" મહામંત્રી વાક્ય પુરૂં કરી શક્યો નહિ. રાજસભાના મુખ્ય દ્વારમાંથી સિધ્ધેશ્વરના જયનાદનો પ્રચંડ ધ્વનિ આવી રહ્યો હતો..એ ધ્વનિમાં ઉમંગ હતો. આનંદ પણ હતો...

રાજસભામા બેઠેલા પ્રત્યેક માણસોની નજર મુખ્ય દ્વાર તરફ ગઈ. જીવક પણ ચમકીને એ તરફ જોવા માંડયો જીવકે કરેલી પ્રશ્નની રજૂઆતથી હર્ષમાં આવી ગયેલો રાજા પણ એ તરફ સાશંક નજરે જોઈ રહ્યો અને જેના હૈયાને નિરાશાએ ગળી લીધું હતુ તે મલય પણ કંઈક પ્રસન્ન નજરે એ તરફ જોઈ રહી.

ત્યાં તો ખભા પર કેરીનો કરંડિયો લઈને મહાબલ રાજસભાના દ્વારમાં દેખાયો.

જીવક અને રાજાને ભારે આશ્ચર્ય થયું...શું આ માણસ લોખંડ કે વજ્રનો બનેલો હશે કે મોત પણ એનાથી દૂર ભાગે છે?

ત્યાં તો રાજસભામાં બેઠેલા સભ્યો પણ સિધ્ધેશ્વરનો જયનાદ પોકારતા ઊભા થઈ ગયા.

મહાબલને રાજસિંહાસન તરફ જવાનો લોકોએ પ્રસન્ન ભાવે માર્ગ કરી આપ્યો.

સિધ્ધેશ્વર રૂપી મહાબલ સહુને મસ્તક નમાવતો નમાવતો સિંહાસનવાળા વિશાળ મંચની સોપાનશ્રેણિ ચડવા માંડ્યો.

સમગ્ર સભાખંડમાં હર્ષ અને આનંદનો કલરવ અતિ ઊર્મિલ બની ગયો હતો.

કેરીના કરંડિયામાં અદ્રશ્યરૂપે વ્યંતર દેવ છૂપાયો હતો...તે મહાબલ જ સાંભળી શકે એ રીતે બોલ્યો "વત્સ, મેં આપેલી સૂચના બરાબર યાદ રાખજે. હું તારી સાથે જ છું."

મહાબલે મનમાં વ્યંતરદેવ સ્વર્ણપતિનો આભાર માન્યો.

અને મંચ પર પહોંચી, કરંડિયો નીચે મૂકી રાજા અને મંત્રી સામે પ્રસન્ન નજરે જોઈ મહાબલે કહ્યું: "કૃપાવતાર, આપે મિત્ર ભાવે સોંપેલું કાર્ય મેં પૂરું કર્યું છે અને આ કરંડિયામાં અપ્રાપ્ય આમ્રફળ ભર્યો છે..."

ત્યાં તો સ્ત્રીઓની બેઠક પરથી મલયસુંદરી એકદમ હર્ષભેર ઊભી થઈ અને રાજસભાનો ખ્યાલ રાખ્યા વગર..."સ્વામી... સ્વામી.." કરતી મંચ પર આવી ગઈ.

લોકોએ હર્ષધ્વનિ કરવા માંડ્યો.

મહાબલ મલયને લઈને રાજસભાના મંત્રણાગૃહ તરફ ગયો.

મંત્રણાગૃહમાં કોઈ નહોતું. મલયે મહાબલના બંને હાથ પકડી લઈને કહ્યું: "સ્વામી, મારા હૃદયમાં ઊભરાતું આશ્ચર્ય શમી શકતું નથી."

"મલય, મને લાગે છે કે આપણા દુઃખનું વાવાઝોડું હવે શાંત થયું છે." આમ કહી મહાબલે ટૂંકમાં સુવર્ણપુરુષ બનાવવા માગતા યોગીના જીવે કરેલી સહાયની વાત કરી.

આ વાત સાંભળીને મલય મહાબલને વળગી પડી. તેનાં નયને હર્ષાશ્રુથી ભીનાં બની ગયાં

અને આ સમયે રાજસભામાં એક નવોજ ચમત્કાર સર્જાયો.

મહાબલે મૂકેલા કરંડિયામાં અવાજ આવવા માંડયો...'રાજાને ખાઉં અથવા મંત્રીને ખાઉં...'

## પ્રકરણ ૩૩ મું : : સળગતી આગમાં

"રાજાને ખાઉં અથવા મંત્રીને ખાઉં" આવા શબ્દો કરંડિયામાં પ્રગટ થવા માંડયા એટલે આખી સભા ભયભીત બની ગઈ અને આશ્ચર્યભરી નજરે કરંડિયા સામે જોઈ રહી.

મહાબલ અને મલયસુંદરી વાતો કરતાં કરતાં મંત્રણાગૃહના બીજા દ્વારમાંથી પાછળના ઉદ્યાનમાં ગયાં હતાં...તેમને આ વાતની કોઈ કલ્પના નહોતી. બંનેને એમજ હતું કે હવે રાજા રોકી શકશે નહિ !

અહીં વારંવાર કરંડિયામાંથી આવો અવાજ નીકળવાથી પ્રધાનને એક ચાલ ખેલવાની તક મળી ગઈ...તે ઊભો થયો અને સભાગૃહ તરફ જોઈ બોલ્યો : " સિધ્ધેશ્વર કેરીના બદલે કંઈક માયાજાળ લાવ્યો છે આવી દુષ્ટતા દર્શાવવાનું એને કોઈ કારણ નહોતું...પરંતુ આ માયાજાળનો ભેદ હું હમણાં જ ખોલી નાખું છું.'

એજ વખતે ગભરાયેલા રાજાએ કહ્યું : "મહામંત્રી, આપ કરંડિયા પાસે ન જશો. સિધ્ધેશ્વરને બોલાવો...તે મંત્રણાગૃહમાં મલયસુંદરી સાથે વાતો કરી રહ્યા છે."

જીવકમંત્રીએ તરત કહ્યું : "મહારાજ, આપ ચિંતા ન કરો... કરંડિયામાં ઈન્દ્રજાળ સિવાય બીજું કશું નથી. હું સભાને બતાવવા માગું છું કે આ કરંડિયામાં કેરી નથી."

આ પ્રમાણે કહીને તે કરંડિયા તરફ આગળ વધ્યો. અને કરંડિયાનું ઢાંકણ ખોલી કેરી લેવા હાથ અંદર નાખ્યો.

એજ વખતે કરંડિયામાંથી એક ભયંકર જ્વાળા બહાર નીકળી અને વળતી જ પળે જીવક મંત્રીને ભરખી ગઈ...જીવકમંત્રી ત્યાંને ત્યાં ઢગલો થઈને એક ચીસ નાખતો પડી ઢગલો થઈ ગયો, અંતે તેના પ્રાણ ચાલ્યા ગયા.

સભામાં હાહાકાર અને ભયનું સામ્રાજ્ય ફેલાઈ ગયું...લોકો કરંડિયામાથી નિકળતી જ્વાળા સામે ભય અને આશ્ચર્યમિશ્રિત નજરે જોતાં પોતાના આસન પરથી ઊભા થઈ ગયા.

રાજા ભયથી કંપવા માંડયો. રાજપરિવારના સભ્યો અનેસામંતો પણ પોતાના આસનો પરથી ઊભા થઈ ગયા.

અને કરંડિયામાંથી પ્રગટેલી જ્વાળા અધ્ધર જવા માંડી...સહુને થયું કે હમણાં જ રાજસભાનો મંડપ સળગીને ખાખ થઈ જશે. લોકો બહાર જવા માટે તૈયાર થયા. રાજાએ તરત મહાપ્રતિહારને આજ્ઞા કરી : "સિધ્ધેશ્વરને સત્વર બોલાવો."

મહાપ્રતિહાર દોડતો મંત્રણાગૃહમાં દાખલ થયો...મંત્રણાગૃહમાં કોઈ હતું નહિ..પણ પાછળનું દ્વાર ખુલ્લું હતું એટલે તે

તરત પાછલા દ્વારેથી ઉદ્યાનમાં ગયો. તેણે જોયું તો એક વૃક્ષની છાયા નીચે મહાબલ અને મલયસુંદરી ઊભાં ઊભાં વાતો કરતાં હતાં ...મહાપ્રતિહાર તરત સિધ્ધેશ્વર પાસે આવ્યો અને મસ્તક નમાવી વિનતિભર્યા સ્વરે બોલ્યો . " સિધ્ધપુરુષ, આપ રાજસભામાં પધારો .. કરંડિયામાંથી અગ્નિની જ્વાળા નીકળી છે.. લોકો ભાગવાની તૈયારી કરી રહ્યા છે. .. હમણાં જ એ જ્વાળા આખા મંડપને બાળી નાખશે ! "

મહાબલ સમજી ગયો કે સ્વર્ણપ્રભે ચમત્કાર કર્યો લાગે છે. તરત તે મલયને લઈને રાજસભામાં આવ્યો . જોયું તો કરંડિયાની જ્વાળા સભામંડપના ઉપરના ભાગ સુધી પહોંચી ગઈ હતી.

સિધ્ધેશ્વરને આવેલાં જોતાં જ કંદર્પદેવે કહ્યું : " મહાપુરુષ, કૃપા કરીને આ જ્વાળા શાંત કરો... લોકો ભયથી અવાક્ બની ગયા છે...'

તરત મહાબલ કરંડિયા પાસે ગયો અને કરંડિયા સામે બે હાથ જોડીને બોલ્યો : " શાંત થાઓ...શાંત થાઓ...આપના ક્રોધાગ્નિમાં અનેક નિર્દોષ જીવો બળી જશે."

વળતી જ પળે જ્વાળા અદૃશ્ય થઈ ગઈ. ભાગતા લોકો પાછા વળ્યા અને સિધ્ધેશ્વરનો જયનાદ બોલાવવા માંડયા.

લોકોને શાંત કરવા અર્થે રાજસભાના મુખ્ય દંડકે કાંસાની ઝાલરી પર ત્રણ ડંકા મારી બે હાથ ઊંચા કર્યા

થોડીજ પળોમાં લોકો શાંત થઈને પોતપોતાને સ્થળે બેસી ગયા.

કોલાહલ શાંત થયો એટલે મહારાજાએ કહ્યું : " સિધ્ધેશ્વર, આ શું બની ગયું ? મારો મહામંત્રી મૃત્યુ પામ્યો...કેરીના બદલે તમે શું લાવ્યા હતા ? "

સભાજનો શાંત થઈ ગયા અને સિધ્ધેશ્વર તરફ જોઈ રહ્યા.

મહાબલે કહ્યું : " મહારાજ, આ કોંઈ ચમત્કાર નથી...હું તો આ કરંડિયામાં આમ્રફળ જ લાવ્યો હતું. પરંતુ મને લાગે છે કે આપની અને આપના મંત્રીની મેલી મુરાદનું જ આ કંઈ ફળ છે ! મહારાજ,

રાજકર્તાએ અંગત સુખો ખાતર અન્યાયનું આચરણ ન કરવું જોઈએ...અન્યાય, અનીતિ અને સ્વાર્થલાલસા ગઈ તે દિવસે આ રીતે જ્વાળા જ બને છે અને અન્યાયી રાજકર્તાઓને બાળીને ભસ્મ કરી નાખે છે. આપે મલયસુંદરી પર અન્યાય કરવામાં જરાયે કચાશ નથી રાખી. આપે આપના વચનનું પણ પાલણ કરવામાં જુદાં જુદાં બહાનાં બતાવ્યાં છે. આપ આ આમ્રફળનો સ્વીકાર કરી મારી પત્નીને મને સોંપી દો."

આસક્તિ માનવીની જ્ઞાન-બુદ્ધિને ગુંગળાવી નાખે છે! રાજાના હૃદયમાં મલયને પોતાની બનાવવાની આસક્તિ હતી. એ આસક્તિ કોઈપણ ઉપાયે નષ્ટ થઈ શકતી નહોતી. મલયને સોંપી દેવા અર્થે એનું મન કેમેય માનતુ નહોતુ. રાજા વિચારમાં પડી ગયો.

મહાબલે કરડિયામા હાથ નાખીને એ આમ્રફળ બહાર કાઢ્યાં અને રાજા સામે ધરતાં કહ્યુ. 'કૃપાવતાર, જુઓ આ આમ્રફળ જ છે."

"ના.. ના...ના.. એ જાદુઈ ફળને મારાથી દૂર રાખો..."

મહાબલે કહ્યુ: "મહારાજ, આમાં કોઈ જાદુ નથી...આપ ધારીને નજર કરો...પરિપક્વ અને અમૃતમય આમ્રફળ જ..."

પણ રાજાની હિંમત ન ચાલી. એને ભય હતો કે મંત્રી જેવી પોતાની દશા થાય તો?

મહાબલે એક કર્મચારીના હાથમાં ફળ આપીને કહ્યું: "મહારાજ, આમાં ભયનું કોઈ કારણ નથી?"

રાજાએ ત્રીજા પુરૂષ દ્વારા આમ્રફળનો સ્વીકાર કર્યો.

સભાજનોએ બૂમ મારી: "મહારાજ, હવે મલયસુંદરીને સિદ્ધ પુરુષને સોંપી દો."

ચાર સેવકો મહામંત્રીની દગ્ધ અને નિર્જીવ કાયાને એક ઝોળીમાં નાખીને ઉઠાવી ગયા.

મહામંત્રીના આવા અણધાર્યો મૃત્યુ પર કોઈએ શોક પણ જાહેર ન કર્યો. રાજાએ ઊભા થઈ જીવક મંત્રીના પુત્રને મંત્રી પદની મુદ્રિકા ધારણ કરાવી.

મહાબલે કહ્યું : " મહારાજ, હવે મને મારી પત્ની સાથે વિદાય કરો."

કેટલાક સામંતો ત્યાં બેઠા હતા, તેઓએ પણ કહ્યું : "મહારાજ, સિદ્ધેશ્વરે આપની શરતનું પાલન કર્યું છે. હવે આપે એમની પત્ની સોંપી દેવી જોઈએ."

રાજાએ મહાબલ સામે જોઈને કહ્યું : " મિત્ર, તારામાં અપૂર્વ શક્તિ લાગે છે. તારી પત્ની તને સોંપવામાં મને કોઈ વાંધો નથી... પરંતુ તારી શક્તિનો લાભ લેવાની વૃત્તિ વધુને વધુ બળવાન બની રહી છે...મને એમ જ થાય છે કે હું તારી પત્ની તને સોંપી દઈશ તો મારું એક મહત્ત્વનું કાર્ય કોઈથી થઈ શકશે નહિ "

મલયસુંદરી ચક પાછળ બેસી ગઈ હતી. રાજાના આ શબ્દો સાંભળીને ધ્રૂજી ઉઠી. તેના મનમાં થયુ , વિનાશકાળે વિપરીત બુદ્ધિ !

મહાબલના મનમાં પણ થયું. આ રાજાની આસક્તિ છૂટતી નથી... કોઈપણ ઉપાયે તે મલયને છોડવા ઈચ્છતો નથી... મારે પણ એની દુષ્ટતાનો તાગ લેવો જ જોઈએ. આમ વિચારી તે બોલ્યો : " મહારાજ, આપનું કાર્ય કરવામાં મને કોઈ વાંધો નથી. પરંતુ આપ અન્યાયને જ પોષણ આપી રહ્યા છો... ફરમાવો આપનું શું કાર્ય છે ? "

રાજસભાના સભ્યોએ ' સોંપી દો...સોંપી દો...નવી ચાલ બેસો નહિ.' એવા અવાજો કરવા માંડયા.

મહાદંડકે લોકોને શાંત કર્યા.

કોઈપણ ઉપાયે મલયસુંદરી હાથમાંથી ન જવા દેવી એવો નિશ્ચય રાજા કંદર્પે મનથી કર્યો જ હતો. તેના મનમાં થયું કે હવે હું એવું અશક્ય કામ બતાવું કે તે કરી શકે નહિ અને તેને ચાલ્યા જવું પડે..આમ થાય તોજ મલયસુંદરીનું ચિત્ત મારા તરફ વળે. તે બોલ્યો : "સિધ્ધેશ્વર, ઘણા સમયથી મારા મનમાં એવી ઈચ્છા રહ્યા કરે છે કે માનવી જેમ આગળથી જુવે છે તેમ જો તે પોતાની પીઠ પાછળ જોઈ શકે તો ઘણું જ સારુ...મારું આ ત્રીજું કાર્ય એજ છે અને હું પાછ તરફથી જોઈ શકું એવુ કરી દો."

આ સાંભળીને આખી સભા સ્તબ્ધ થઈ ગઈ.

મહાબલ પણ મૂંઝવણમાં મૂકાઈ ગયો. અશક્ય વાત શક્ય કેવી રીતે બની શકે?

રાજપરિવારની સ્ત્રીઓ વચ્ચે બેઠેલી મલયસુંદરી પણ રાજાની આવી દુષ્ટતા જોઇને ધ્રુજી ઊઠી.

સિધ્ધેશ્વરને વિચારમાં પડેલો જોઈ રાજા ઉત્સાહમાં આવી ગયો અને બોલ્યો: "મહાન શક્તિવંત સિધ્ધેશ્વર, આ મારું અંતિમ કાર્ય છે...તું કરી આપ અને તારી પત્નીને સુખેથી લઈજા."

મહાબલની મૂંઝવણ ભારે વધી ગઈ હતી સમજતો હતો કે આ કાર્ય ન થાય તો રાજા મલયને સોંપે પણ નહિ.

નગરશેઠે ઊભા થઈને કહ્યું "મહારાજ, આપે દર્શાવેલું આ કાર્ય કેવળ એક છળ છે. પ્રકૃતિનું પરિવર્તન સંસારમાં કોઈથી થઈ શકે નહિ...આપ કોઈપણ ઉપાયે મલયસુંદરીને છોડવા નથી માગતા એ હવે સ્પષ્ટ જોઈ શકાય છે...મહારાજ, મારે વિનયભર્યા શબ્દોમાં કહેવું પડે છે કે આપની આવી નબળી મનોવૃત્તિ હવે પછી લોકોનો જે કંઈ પ્રેમ છે તે ગુમાવશે."

મૂંઝાયેલા મહાબલના કાનમા અદૃશ્યરૂપે વ્યંતરદેવે કંઈક વાત કરી. એ સાંભળીને મહાબલ ઉત્સાહમાં આવી ગયો અને સભાગૃહ સામે જોઈને બોલ્યો: "મહાનુભાવો, આપ ધૈર્ય ગુમાવશો નહિ...

મહારાજનું આ કાર્ય હું કરી આપીશ...અને ,જો આ કામ મારાથી નહિ બને તો મારી પત્નીને લીધા વગર ચાલ્યો જઈશ."

આખી સભા અવાક્ બની ગઈ.

મહાબલ મહારાજ પાસે જઈને બોલ્યો : " મહારાજ, આપ જરા ઊભા થાઓ."

કંદર્પદેવ તરત આસન પરથી ઊભો થયો.

મહાબલે વ્યંતરની સૂચના મુજબ બંને હાથ વડે કંદર્પનું મસ્તક પકડીને જેમ ચક્કર ફેરવે તેમ ફેરવ્યું

રાજાએ એક વેદનાભરી ચીસ નાખી...પણ વળતી જ પળે તેના નેત્રોવાળો મોઢાનો આગલો ભાગ પીઠ તરફ ફરી ગયો.

મહાબલે કહ્યું : " મહારાજ, આપનુ અશકય કાર્ય ઈષ્ટદેવની કૃપાથી થઈ ગયું છે..."

પરંતુ રાજા તો આ દશાથી ભારે અકળાવા માંડયો, તે બોલ્યો. " મિત્ર, આ તો ભારે પીડા ઊભી થઈ "

" એમાં મારો કોઈ દોષ નથી..."

રાજાનું મોઢું પીઠ તરફ ફરી ગયેલુ જોઈને આખી સભા ખડખડાટ હસી રહી હતી.. રાજકર્મચારીઓ અને સામંતો પણ મનમાં હસી રહ્યા હતા. રાજા ભારે અકળામણ અનુભવી રહ્યો હતો.. તે બોલ્યો : " મિત્ર, તે મારુ કાય પુરુ કર્યું છે.. હવે મારા પર કૃપા કરીને મારું મોઢુ હતું તેમ કરી આપ.. આ તો અસહ્ય છે ! "

ચક પાછળથી રાજાની રાણી બોલી ઊઠી . "મહાપુરૂષ, મહારાજને હતા તેવા કરી દ્યો...કોઈ પર નહિ તો અમારા પર આટલી કૃપા કરો."

મનમાં સ્વર્ણપ્રભનું સ્મરણ કરી મહાબલે તરતજ રાજાનું મોઢું હતું તે રીતે મરડીને સરખું કરી વાળ્યુ.

રાજાએ તરત મહાબલના બંને હાથ પકડી લઈને ભાવભર્યા અભિનય સાથે કહ્યું. " ખરેખર આપ ઉદાર હૃદયના છો...મારા પર મહાન ઉપકાર કર્યો છે. હવે મારે આપને કોઈ કાર્ય ચીંધવાનું નથી.. બસ મારી એક ભાવનાનો સત્કાર કરો અને મને આતિથ્ય સત્કારનું પુણ્ય પ્રાપ્ત કરવાની તક આપો. અત્યારે રાજભવનમાં પધારી તમે અને તમારા પત્ની ભોજન કરી લ્યો. આજની રાત આરામ લ્યો. પછી આપને જ્યાં જવું હોય ત્યાં હું આપને પહોંચાડવાની વ્યવસ્થા કરી આપીશ."

રાજાના આ અભિનયથી સભાજનો પણ હર્ષમાં આવી ગયા. અને સહુ વિખરાયા.

રાજા કંદર્પદેવ, મલયસુંદરી, મહાબલ, રાજ્યપરિવાર વગેરેને લઈને રાજભવન તરફ વિદાય થયો.

રાજભવનમાં પહોંચ્યા પછી તેણે મહાબલને સ્નાનાર્થે સ્નાનગૃહમાં મોકલ્યો અને મહાપ્રતિહારને એકાંતમાં બોલાવી કહ્યું: " બાજી હાથમાંથી જવા દેવી નથી. અમે ભોજન કરવા બેસીએ ત્યારે તું આપણી અશ્વશાળામાં ચારે તરફથી આગ લગાડવાનો પ્રબંધ કરજે "

મહાપ્રતિહાર મસ્તક નમાવીને ચાલ્યો ગયો.

મધ્યાહ્ન વીતવા આવ્યો હતો. મહાબલને પોતાની પાસે બેસાડી કંદર્પદેવ ભોજન કરવા બેઠો.

એજ વખતે વ્યંતરદેવ સ્વર્ણપ્રભે અદ્રશ્યપણે માત્ર મહાબલ સાંભળી શકે એ રીતે તેના કાનમાં કહ્યું: " યુવરાજ, દૂધનું પાત્ર મોઢે ન માંડતો.. એમાં વિષ છે...રાજાએ તારા નાશ માટેનું એક ષડયંત્ર ગોઠવ્યું છે...આજ તું સાવ નિશ્ચિંત રહેજે.. હું એને શિક્ષા કરીશ "

વ્યંતરદેવના કહેવા મુજબ મહાબલ દૂધનું પાત્ર એમને એમ રહેવા દીધું અને બીજી ખાદ્ય સામગ્રી ખાવી શરૂ કરી. રાજાના મનમાં

થયું કે ભોજન કરી લીધા પછી મહાબલ દૂધ પી જશે. પરંતુ મહાબલે તો ભોજન સમાપ્ત કરીને હાથ ધોવા માંડયા.

કંદર્પદેવે તરત સિધ્ધેશ્વરને કહ્યું : "દુગ્ધપાન તો કરો...ભૂલી ગયા કે શું ?"

"મહારાજ, આજ મેં દૂધનો ત્યાગ કર્યો છે."

"ઓહ ! " કહી કંદર્પદેવ પણ ઊભો થયો.

ત્યાં બેચાર રાજાના રક્ષકો સાથે મહાપ્રતિહાર હાંફળો ફાંફળો થતો આવી પહોંચ્યો અને બોલ્યો : "કૃપાવતાર, ગજબ થઈ ગયો."

"શું થયું છે ?"

"આપણી અશ્વશાળામાં એકાએક આગ લાગી છે...!"

"આગ !" કહેતાંને રાજા એકદમ નીચે બેસી ગયો અને જાણે ભારે આઘાત લાગ્યો હોય તેવા ભાવ સાથે બોલ્યો: "મારા અન્યાયનું જ આ ફળ છે...પરંતુ આગ નહિ ઠરે તો આપણા મૂલ્યવાન અશ્વો મૃત્યું પામશે ..અરેરે..." કહી રાજાએ કપાળ પર હાથ પછાડયો.

મહાપ્રતિહારે કહ્યું : "કૃપાવતાર, આપ આ રીતે હિંમત ગુમાવી દેશો તો ભારે નુકસાન વેઠવું પડશે"

"હું શું કરી શકુ ? આગ ઠારવામાં તત્કાળ જે સાધનો મળે તેનો ઉપયોગ કરો."

અશ્વશાળાની આગથી સમગ્ર રાજભવનમાં ભારે કલરવ મચી ગયો.

નગરીમાં પણ વાયુવેગે વાત પ્રસરી ગઈ અને હજારો માણસો ચારે તરફથી આવવા માંડયા.

મહાપ્રતિહારે કહ્યું : "કૃપાવતાર, આગ એટલી ભયાનક છે કે એની પાસે કોઈ જઈ શકતું નથી."

મહાબલ ઊભો ઊભો આ વાત સાંભળતો હતો. તેના મનમાં થયું વ્યંતરદેવનું તો આ પરાક્રમ નહિ હોયને ?

ત્યાં તો રાજા ઊભો થયો અને મહાબલને લઈને અશ્વશાળા તરફ ગયો.

અશ્વશાળા પાસે પહોંચતા જ મહાબલ જોઈ શક્યો કે ચારે તરફથી ભયંકર આગ લાગી છે...

રાજાએ મહાબલના બ ને હાથ પકડી લઈને કહ્યું : " સિધ્ધેશ્વર, આપ મહાન ઉપકારી છો...રાજસભાનો મંડપ આપે જ બચાવ્યો હતો...આપ મારા પર એક કૃપા કરો...મારો એક દિવ્ય અશ્વ એમાં છે...પંચકલ્યાણક અશ્વ છે...આપ એને બચાવો...હું આપનો ઉપકાર જીંદગીભર નહિ ભૂલું."

મહાબલ વિચારમાં પડી ગયો આવી ભયંકર આગમાં પ્રવેશ કર્યા પછી પાછું નીકળવું કેવી રીતે ?

મહાબલને વિચારમાં પડેલો જોઈ અદ્દશ્ય વ્યંતરદેવે તેના કાનમા કહ્યું : " વત્સ, તને બાળી નાખવાનું આ ષડયંત્ર છે...પરંતુ તું ગભરાયા વગર અશ્વશાળામાં પ્રવેશ કર...હું તારી સાથે જ છું."

મહાબલે તરત મહારાજાને કહ્યું. " રાજન્, આપ વિષાદ ન પામો.. આપનો પંચકલ્યાણક અશ્વ હું લાવી આપું છું."

મહાબલ આટલું કહીને અશ્વશાળા તરફ દોડ્યો.

રાજા મનમાં ભારે હર્ષ પામ્યો.

પરંતુ નગરશેઠ વગેરે ગૃહસ્થો આવી પહોંચ્યા હતા...તેઓએ મહાબલને રોકવા ઘણો પ્રયત્ન કર્યો...પરંતુ મહાબલ વ્યંતરદેવના રક્ષણમાં હતો એટલે નિર્ભયપણે ભયંકર આગની જરાય પરવા કર્યા વગર સળગતી અશ્વશાળામાં ઘૂસી ગયો.

કંદર્પદેવના વદન પર એક દુષ્ટ હાસ્ય રમી ગયું.

## પ્રકરણ ૩૪ મું : : બલસાર આવ્યો !

સળગી રહેલી અશ્વશાળામાં સિદ્ધેશ્વરે પ્રવેશ કર્યો છે એ વાત અંતઃપુરમાં તરત ફેલાઈ ગઈ અને રાજાની રાણીઓ મલયસુંદરીને લઈને બહાર આવી.

મલયના હૈયામાં કંઈક શાંતિ પ્રગટી હતી...દીર્ઘ વિયોગ પછીના મધુર મિલનની એક મુલાયમ અને ગુલાબી આશા રમતી થઈ હતી, ત્યાં આ સમાચાર સાંભળીને તે ભારે ગભરામણ અનુભવવા માંડી. તેના મનમાં થયું, મેં પૂર્વ જન્મમાં એવાં કયાં પાપ કર્યાં હશે કે જેનો અંત જ આવતો નથી ! એક વાદળ દૂર થાય છે ત્યાં બીજું વાદળ આવી ચડે છે ! કર્મરૂપી વાદળ દળોનો શું કદી અંત નહિ આવે ? જો આવી વિપત્તિઓ જ સહવાની હોય તો વચ્ચે આશાની ઠગારી રેખા શા માટે ખીલતી હોય છે ?

આવા વિચારો કરતી મલય અંતઃપુરના સ્ત્રી સમુદાય વચ્ચે ઊભી રહી ગઈ. તેના મનમાં થયું...આ રાજાની દુષ્ટ મનોવૃત્તિનો કદી અંત આવવાનો નથી અને મારા સ્વામી પણ આવી ભયાનક આગમાંથી પાછા વળવાના નથી...તો પછી મારે શા માટે વિલંબ કરવો જોઈએ ? હું પણ આગમાં ઝંપલાવું અને સ્વામીની સાથે જ બળીને ખાખ થઈ જાઉં...

આવો વિચાર મનમાં ઉદય પામ્યો અને તે અશ્વશાળા તરફ દોડવાનો ઉપક્રમ કરે એ પહેલાં જ લોકોએ સિધ્ધેશ્વરના જયનાદથી ગગન ગજાવી મૂક્યુ.

મલયે જોયુ, પોતાના સ્વામી એક તેજસ્વી અને દિવ્ય અશ્વ પર બેસીને ભયંકર આગમાંથી સહીસલામત બહાર નીકળી આવ્યા છે...પણ આ શું ? એમના દેહ પર આવા અલંકારો ક્યાંથી આવ્યા ? આવો સુંદર પોષાક ક્યાંથી આવ્યો ? રત્નોથી ઝગઝગતો મુગટ મસ્તક પર ક્યાંથી આવ્યો ?

આશ્ચર્ય અને આનંદ માત્ર મલયના મનમાં જ નહિ ..દરેક પ્રેક્ષકોનાં હૈયા આનંદ અને આશ્ચર્યમા ગરકાવ બની ગયાં હતાં.

સંધ્યાનો સમય હતો. પશ્ચિમ ગગનમા સૂર્યની અંતિમ લાલિમા જગતને ભીંજવી રહી હતી.

કંદર્પદેવ સિધ્ધેશ્વરને આવા રૂપ અને વેષપરિવર્તનથી પાછો આવેલો જોઈ ભારે આશ્ચર્ય પામ્યો.

મહાબલ અશ્વ લઈને સીધો મહારાજા પાસે આવ્યો અને બોલ્યો. "રાજન, હું આપનો ઉપકાર માનુ છુ. જો આપે મને અશ્વાલયમાં ન મોકલ્યો હોત તો મને આરોગ્ય, રૂપ, દીર્ઘાયુ અને દિવ્ય વસ્ત્રાલંકારો પ્રાપ્ત થાત જ નહિ...હજુ પણ એક ઘટિકાનો આવો જ યોગ છે. જે કોઈ અશ્વશાળામાં જશે તે મારી માફક દીર્ઘ જીવન, રૂપ તેજ, યૌવન અને સમૃદ્ધિ લઈને પાછો આવી શકશે."

રાજાને પણ આ વાત સાંભળીને દીર્ઘ જીવન પ્રાપ્ત કરવાનો લોભ જાગ્યો દીર્ઘજીવન અને યૌવનની ઝંખના કોને નથી ?

થોડી જ પળોમાં સેંકડો પ્રજાજનો પણ આગમાં જવા તૈયાર થઈ ગયા. રાજા પણ તૈયાર થઈ ગયો...

મહાબલે બધા સામે જોઈને કહ્યુ : "મહાનુભાવો, એક સાથે બે માણસો પ્રવેશ ન કરી શકે. જે જાય તે એકના આવ્યા પછી જાય."

રાજા કંદર્પદેવે કહ્યું : "પ્રથમ હું જઈશ."

અને તે કોઈની રાહ જોયા વગર સળગી રહેલી અશ્વશાળા તરફ દોડ્યો...અને સહુના દેખતાં અંદર ઘૂસી ગયો.

મહાબલ પાસે નગરશેઠ આવી પહોંચ્યા અને બોલ્યા : "હું પણ જવા ઈચ્છુ છું."

"શેઠજી, આ તો રાજાની દુષ્ટતાનો અંત લાવવાની એક ચાલ હતી. આગમાંથી કોઈ જીવંત પાછું આવી શકે નહિ."

તરત જીવકમંત્રીનો પુત્ર જે આજે મંત્રી થયો હતો તે વિનમ્રસ્વરે બોલ્યો : "મહારાજ, મારા દિલમાં આવો જ સંશય હતો. પરંતુ આશ્ચર્ય એ વાતનું છે કે આપનું આ પરિવર્તન કેવી રીતે થયું અને આપ સહીસલામત પાછા કેવી રીતે આવ્યા ?"

"એક કૃપાળુ વ્યંતર દેવની સહાયથી જ હું આ રીતે પાછો આવી શક્યો છું...નહિ તો હું પણ એ આગમાં ભરખાઈ ગયો હોત."

જીવક પુત્રે કહ્યું : "મહારાજ, આપે એક અનિષ્ટને હંમેશ માટે ભૂંસી નાખ્યું છે. હવે પ્રજા પણ શાંતિનો શ્વાસ લેશે"

કંદર્પદેવની રાણીઓ પોતાના સ્વામી દિવ્ય તેજ સાથે પાછા આવે એ જોવા માટે આતુરતાપૂર્વક રાહ જોઈ રહી હતી. પરંતુ એક ઘટિકા વીતી ગઈ...અશ્વશાળાનું મકાન સળગીને પડવા માંડ્યું... રાજા અંદરને અંદર સળગીને ભડથું થઈ ગયો હતો. એની દીર્ઘજીવન અને નવયૌવનની કામના સળગી ચૂકી હતી. ખાડો ખોદનારાઓજ હંમેશાં એમાં પડતા હોય છે.

લોકોને પણ ખાતરી થઈ કે પાપી રાજા હંમેશ માટે વિદાય લઈ ચૂક્યો છે.

મંત્રીઓ, સામંતો વગેરે સામે એક મોટી સમસ્યા ખડી થઈ. રાજાને સંતાનમાં પુત્ર હતો નહિ...રાજસિંહાસન સૂનું રહે એ પણ ઉચિત નહિ. શું કરવું જોઈએ ?

મહાબલ તો પોતાની પ્રિયતમા મલયસુંદરી પાસે ચાલ્યો ગયો.

કંદર્પદેવની રાણીઓ ત્યારે કલ્પાંત કરી રહી હતી. મહાબલે સર્વને ધૈર્ય આપતા કહ્યું: "માતાઓ, આપ ધૈર્ય રાખો. જેનાં જેવાં કર્મ તેને તેવુ ફળ મળે છે."

ત્યાર પછી અંતઃપુરના સ્ત્રી સમુદાયને સમજાવી સાથે લઈ મહાબલ રાજભવન તરફ ગયો.

અંદર ગયા પછી એક ખંડમાં મલયસુંદરી સાથે એકાંત મેળવીને કહ્યું: "પ્રિયે, અનિષ્ટનો અંત આવ્યો છે...હવે આપણે સવારે ચાલ્યા જઈશું."

"સ્વામી, આપણો પુત્ર હજી આ નગરીમાં જ છે. બલસારે તેને ક્યાં રાખ્યો છે તે હું જાણુતી નથી. એને પ્રાપ્ત કર્યા વગર આપણે પ્રસ્થાન કેવી રીતે કરી શકીએ ?"

"તારી વાત સાચી છે...આપણે નગરશેઠને ત્યાં જઈને રહીશું...અને પુત્રની તપાસ કરીશું." મહાબલે કહ્યું...

ત્યાર પછી મલયસુંદરીના એક પ્રશ્નના જવાબમાં મહાબલે સળગતી અશ્વશાળામાં વ્યંતરદેવ સ્વર્ણપ્રભે કેવી રીતે સહાય કરી અને અલંકાર, પોષાક વગેરે ધારણ કરાવીને કેવા સંકેત સાથે રાજા પાસે મોકલ્યો તે વાત કહી સંભળાવી.

રાજભવનમાં ભાગદોડ શરૂ થઈ ગઈ હતી.

અને સામંતો, મંત્રીઓ તેમજ નગરીના આગેવાનો, નગરશેઠ વગેરે ગણમાન્ય પુરુષો રાજભવનમાં એક મંત્રણાગૃહમાં એકત્ર થયા અને રાજસિંહાસન પર કોની પ્રતિષ્ઠા કરવી તે વિચારવા લાગ્યા.

લગભગ મધ્યરાત્રિ પછી સહુએ સિદ્ધેશ્વરને રાજગાદી સોંપવાનો નિર્ણય કર્યો. સહુને એ વાતની ખાતરી થઈ ગઈ હતી કે સિદ્ધેશ્વર તેજસ્વી, વિદ્યાવંત અને સમર્થ નવજવાન પુરૂષ છે. આવવાના

હાથમાં જો રાજ્યની લગામ રહેશે તો પ્રજાજીવન પણ સુખ અને સમૃદ્ધિથી સભર બની શકશે.

આ નિર્ણય લીધા પછી નગરશેઠ, બે મંત્રીઓ, મહાબલાધિકૃત અને એક સામંત એમ પાંચ માણસો ઉપરના મજલે ગયા અને એક ખંડમાં સૂઈ ગયેલા મહાબલને જગાડચો

રાજા કંદર્પદેવના મહાપ્રતિહારે મહાબલને જગાડી કહ્યું : "મહાપુરુષ, મને ક્ષમા કરજો...રાજના મુખ્ય માણસો આપને મળવા પધાર્યા છે."

મલયસુંદરી અન્ય ખંડમાં નગરશેઠની પ્રૌઢ દાસી સાથે સૂતી હતી અને આજ ઘણા દિવસો પછી તેને નિરાંતની નિદ્રા આવી ગઈ હતી.

મહાબલ ખંડમાંથી બહાર આવ્યો...પાંચેય પ્રતિનિધિઓએ નમસ્કાર કરીને પોતાની સાથે મંત્રણાગૃહમાં પધારવાની પ્રાર્થના કરી.

મહાબલ કશું સમજી શકયો નહિ...તે પાંચેય રાજપુરુષો સાથે નીચેના મંત્રણાગૃહમાં ગયો.

મહાબલને ખંડમાં દાખલ થયેલો જોતાં જ ત્યાં બેઠેલા બીજા વીસેક જેટલા આગેવાન રાજકીય પુરુષો ઊભા થઈ ગયા અને હર્ષભર્યા સ્વરે બોલી ઊઠ્યા : "સાગરતિલક પ્રદેશનાં ભાવિ રાજ-રાજેશ્વરનો જય થાઓ!"

આ સાંભળીને મહાબલ ચમકયો.

અને સહુએ આ રાજગાદી પર એની પ્રતિષ્ઠા કરવાનો સર્વાનુમતિ નિર્ણય દર્શાવ્યો.

મહાબલ તો પોતાના રાજ્યમાં જવા ઈચ્છતો હતો...પોતાના નાના બાળકને શોધવા માગતો હતો...પરંતુ સાગરતિલકના રાજ-પુરુષોએ ચરણ સ્પર્શ કરીને મહાબલને મનાવ્યો.

બીજે દિવસે રાજસભામાં જનતાના અદમ્ય ઉત્સાહ સહિત

મહાબલની રાજસિંહાસન પર પ્રતિષ્ઠા થઈ અને મહારાજ સિદ્ધ રાજના નામથી તેની જયઘોષણા કરવામાં આવી.

મહાબલે રાજા કંદર્પદેવની વિધવા રાણીઓ માટે ઘણોજ સંતોષ-કારક પ્રબંધ કર્યો અને મહારાજા કંદર્પદેવ પાછળ ગરીબોને દાન દેવાની આજ્ઞા કરી.

સાત સાત દિવસ પર્યંત રાજના ધનભંડારમાંથી લાખો મુદ્રાઓ દાન રૂપે વહેવડાવવામાં આવી...

અને દસમે દિવસે સિદ્ધરાજે એક રાજાજ્ઞા જાહેર કરી...એ રાજાજ્ઞાનો મુખ્ય ધ્વનિ નીચે પ્રમાણે હતો.

૧. સાગરતિલક પ્રદેશમા કોઈ પણ પુરૂષ કોઈ પણ સ્ત્રીની છેડતી કરશે અથવા એના સ્ત્રીત્વનું અપમાન કરશે તો તેનું સર્વસ્વ છીનવી લેવામા આવશે.

૨. કોઈપણ સ્ત્રી પર બળાત્કાર કરનાર પુરુષનો જાહેરમાં વધ કરવામાં આવશે.

૩. ખેડૂતો પરનુ કરભારણ પાચ ટકાથી વધારે રાખવામાં નહિ આવે

૪. સાગરતિલક પ્રદેશમાં ઉત્પન્ન થતા માલની નિકાસ પર કોઈ પ્રકારનો કર લેવામાં નહિ આવે.

૫. વેપાર મુક્ત રહેશે.

૬. બહારથી આયાત થતા માલ પરની જકાત પાંચ ટકાથી વધારે નહી હોય.

૭ રાજમાં આવેલા તમામ ધર્મસ્થાનો, મંદિરો અને આશ્રમોને રાજ તરફથી યોગ્યતા મુજબ વર્ષાસનો આપવામાં આવશે.

આ જાહેરાતને જનતાએ ઘણાજ હર્ષ સાથે વધાવી લીધી.

અને માત્ર ત્રણ માસના ટૂંકા ગાળામાં વેપારવણજની વૃધ્ધિ થવા માંડી. પ્રજાને આનંદ, સંતોષ અને ઉમંગની ભેટ મળી.

રાજ તરફથી લેવાતા બીજા કરવેરાઓ મહાબલે જડમૂળથી કાઢી નાખ્યા...આમ થવાથી સાગરતિલક પ્રદેશમાં રાજા સિધ્ધરાજ એક દેવ તરીકે પ કાવા માંડયો.

રાજપ્રબંધના ભગીરથ કાર્યમાં ત્રણ ત્રણ માસ પર્યંત અવિરત શ્રમમાં પડી જવાથી મહાબલ પોતાના પુત્રની તપાસ કરી શકયો નહિ.

મલયસુંદરી પણ સ્વામીના કાર્યમાં પૂરેપૂરો સાથ આપી રહી હતી...તે પોતાના પુત્રને ભૂલી શકી નહોતી, પરંતુ આવી પડેલું કાર્ય એટલું મહત્ત્વ ધરાવતુ હતુ કે તે સ્વામીને પુત્રની યાદ પણ આપી શકી ન હતી.

અને અનાયાસે એક પ્રસંગ આવી પડયો.

કરિયાણાના વહાણુ ભરીને બલસાર સાગરતિલકના બંદરે આવી પહોંચ્યો. તેને એ કલ્પના પણ નહોતી કે કારૂ સરદારને રત્નોના બદલામાં સોંપેલી મલયસુંદરી સાગરતિલક નગરીમાં આવી ગઈ હશે અને સાગરતિલક નગરીની મહારાણી બની ગઈ હશે.

બંદરથી એક કોસ દૂર વહાણો લાંગર્યાં. બલસારે પોતાના ઘેર સંદેશો પાઠવવા એક માણુસને રવાના કર્યો.

પરોઢિયે વહાણુ લાંગર્યાં હતા અને દિવસનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં તેના મુનીમો અને મિત્રો સ્વાગતાર્થે બંદર પર આવી પહોંચ્યા.

બલસાર કિનારે આવ્યો. મુનીમોએ અને મિત્રોએ કુશળ પૂછયા. વૃદ્ધ મુનિમે રાજપલટાની વાત કરી અને સિદ્ધરાજ નામના એક પ્રતિભાશાળી નવજવાન મહારાજા રાજસિંહાસન પર વિરાજમાન થયા છે તે જણાવ્યું.

નવા રાજાની પ્રીતિ સંપાદન કરવા ખાતર બલસાર ભેટણું

આપવા બંદર પર જ તૈયાર થયો અને પોતાના ભવન પર ન જતાં વૃદ્ધ મુનીમ તેમજ સાત સેવકો સાથે સીધો રાજસભા તરફ ગયો.

રાજસભા નિયમિત રૂપે ભરાણી હતી. લોકોના પ્રશ્નોના ઉકેલ નરતો હતો...એ સમયે બલરાજ ભેટણાના સાત થાળ લઈને રાજસભામાં દાખલ થયો.

બલસારને જોતાં જ મહાબલની બાજુમાં બેઠેલી મલયસુંદરી ચમકી અને આસ્તેથી બોલી : " સ્વામી, જુઓ આવે તે જ બલસાર...આપણો પુત્ર એણે જ છીનવી લીધો છે."

આ પહેલાં મલયસુંદરીએ પોતાના માથે વીતેલા વીતકની કહાણી તો અંધ કૂવામાં જ કહી હતી અને તે મહાબલ ભૂલ્યો નહોતો.

મહાબલે શાંત ભાવે બલસાર સામે નજર કરી.

બલસાર જેવો મંચ પર ચડયો અને રાજાની પાસે મલય-સુંદરીને બેઠેલ જોતાં તેનું હૈયું કંપી ઊઠયું. મલયસુંદરી અહીં ક્યાંથી ? નાના .. આનો મલયસુંદરી જ છે ! એજ ચહેરો ! એજ રૂપ ! એજ તેજ ! મધુર નયનો !

હવે શું કરવું ?

મહાદંડકે સાર્થવાહ બલસારનો પરિચય આપતાં કહ્યું:" કૃપાવતાર ! આ નગરીના કોટયાધિપતિ શેઠ બલસારજી આજે સાગરની સફરેથી વતનમાં આવ્યા છે અને આપના ચરણમાં ભેટણું આપવા ઈચ્છે છે."

મહાબલે આછા હાસ્ય સહિત કહ્યું : " આવો શેઠજી ! આપની યાત્રા તો સુખરૂપ હતીને ? "

બલસારનું હૈયું એટલું ગભરાઈ ગયું હતું કે તે કશું બોલી શકયો નહિ.

મહાબલે કહ્યું : "શેઠજી, ચમકવા જેવો જ પ્રસંગ છે... મને લાગે છે કે આપ મારી પત્નીને ઓળખી ગયા છો." ત્યાર પછી મલયસુંદરી સામે જોઈને કહ્યું : "મલય, તું કહેતી હતી એ જ આ શ્રીમાન મહાપુરુષ છે ને ?"

મલયે મસ્તક નમાવી હા કહી.

મહાબલે આસન પરથી ઊભા થતાં કહ્યું : "બલસાર, મારી પત્નીને દુઃખ દેવામાં તેં કોઈ પ્રકારની કચાશ રાખી નથી. તને પ્રાપ્ત થયેલી શ્રીમંતાઈનો અને સંપત્તિનો તેં ઘણો જ દુરુપયોગ કર્યો છે... મારા એકના એક પુત્રને પણ એક અસહાય નારી પાસેથી છીનવી લીધો છે...! તારા આ જુલ્મની શિક્ષા મારે આપવી જ પડશે." આમ કહી મહાબલે થોડે દૂર બેઠેલા મહાબલાધિકૃત સામે જોઈને કહ્યું : "બલસારને કારાગારમાં ધકેલો અને તેના વહાણોમાં આવેલો માલ જપ્ત કરો...આ દુષ્ટ માણસે મારા એકના એક પુત્રને છૂપાવી દીધો છે, મારી પત્ની પર અમાનુષ જુલ્મ ગુજાર્યો છે. એના આ જુલ્મનો ન્યાય કરવામાં ન આવે ત્યાં સુધી એને કારાગારમાં પૂરી રાખો.."

એજ પળે રાજાજ્ઞાનો અમલ થયો. મહાબલાધિકૃતના ચાર રક્ષકોએ બલસારને ત્યાંને ત્યાં બંધનગ્રસ્ત બનાવ્યો.

પરંતુ બંધો બલસાર એક શબ્દ પણ બોલ્યો નહિ. મલયને જોઈને મલયે મારેલો તમાચો તેને યાદ આવી ગયો હતો અને હૈયામાં ગભરાટના સ્થાને ઉકળાટ ઊભો થઈ ગયો હતો.

બલસારને ચાર રક્ષકો કારાગારમાં લઈ ગયા.

મહાબલે રાજસભાસદો તરફ જોઈને કહ્યું: "મારા પ્રિયસાથીઓ, આ મારો અંગત પ્રશ્ન હોવા છતાં આપ સર્વના હૃદયનો થડકાવી મૂકે એવો જુલ્મ તેણે દેવી મલયસુંદરી પર ગુજાર્યો હતો. મલય મારી પત્ની છે એટલે આ પ્રશ્ન મારો અંગત બની જાય છે, છતાં બલસારને યોગ્ય અવસરે ન્યાય દેવતા સમક્ષ રજૂ કરવામાં આવશે અને

એને બચાવની પુરતી તક આપવામાં આવશે...એટલું જ નહિ પણ એ વખતે હું ને મહાદેવી એક પક્ષકાર તરીકે ન્યાયાચાર્યો સમક્ષ ઊભા રહીશું ..."

લોકોએ મહારાજ સિદ્ધરાજનો જયનાદ પોકાર્યો.

જ્યારે કારાગાર તરફ જઈ રહેલો બલસાર મલયસુંદરી અને રાજાને કેવી રીતે નષ્ટ કરવા એની યોજના મનમાં ઘડી રહ્યો હતો.

## પ્રકરણ ૩૫ મું : : ન્યાયનું ગૌરવ!

બલસાર સાર્થવાહને કારાગારમાં ધકેલ્યો...પરંતુ જ્યાં સુધી એનો ગુનો સાબિત ન થાય ત્યાં સુધી કારાગારમાં તેને એક અતિથિ સ્વરૂપે જ રહેવાનું હતું. આમાં તેણે ત્રણ લાભ હતા. એક પોતાના ભવનમાંથી ભોજન મંગાવી શકાતું, બીજું કોઈ પ્રકારનું કામ કરવાનું નહોતું, ત્રીજું સગાવહાલાઓ, મિત્રો અને મુનીમો વગેરે મળવા આવી શકતા.

કારાગારમાં પંદર દિવસ વીતી ગયા...મહાબલે પોતાનો પુત્ર ક્યાં છૂપાવ્યો છે તે જાણવા માટે ઘણો જ પ્રયત્ન કર્યો પરંતુ બંધા બલસારે જરાયે મચક ન આપી.

એટલું જ નહિ, પરંતુ મલયસુંદરીએ કરેલા અપમાનનો બદલો લેવા અને પોતાની મુક્તિની તક ઊભી કરવા અર્થે ચડેલી યોજનાને ગતિમાન બનાવી દીધી

સૌથી પ્રથમ તેણે પોતાની પત્ની અને છીનવેલા પુત્રને અન્યત્ર રવાના કરી દેવાની ગોઠવણ કરી.મુનીમે આ કાર્ય બીજે જ દિવસે પતાવ્યું.

ત્યાર પછી તેણે ચંદ્રાવતી નગરીના રાજા વીરધવળ પર એક પત્ર રવાના કર્યો. આ પત્ર તેણે પોતાના એક મિત્ર સાથે જ મોકલી દીધો કારણ કે રાજા વીરધવળ સાથે તેને ઘણો સારો સંબંધ હતો. પરંતુ

તેને એ ખબર નહોતી કે જે મલયસુંદરી પર પોતે જુલમ વરસાવ્યો છે તે મલયસુંદરી અન્ય કોઈ નહિ પણ મહારાજા વીરધવળની જ એકની એક કન્યા છે.

બલસારે પાઠવેલો પત્ર નીચે પ્રમાણે હતો :–

" દક્ષિણભારતના સમ્રાટ સમાન, મહાબલવાન રાજરાજેશ્વર મહારાજાધિરાજ શ્રીમાન શ્રીશ્રાશ્રી ૧૮૦શ્રી વીરધવળ મહારાજાના ચરણકમળમાં દાસાનુંદાસ સાર્થવાહ બલસારના પ્રણામ સ્વીકારશો.

આપની સાથેના લાંબા સમયના પરિચયના અંગે હું આપને એક પ્રાર્થના કરવા લલચાયો છું. સાગરતિલક નગરમાં મારી પ્રતિષ્ઠા કેટલી છે તે તો આપ જાણો છો. હું થોડા સમય પહેલાં સાગર પ્રવાસે ગયો હતો. ત્યાંથી પાછો આવ્યો ત્યારે મને ખબર પડી કે સાગરતિલક નગરીનો રાજા કંદર્પદેવ બળી મર્યો હતો અને તેના સ્થાને લોકોએ સિદ્ધરાજ નામના એક નવજુવાનને રાજા તરીકે સ્થાપ્યો છે. આ સમાચાર સાંભળી હું નવા રાજાને ભેટણું આપવા બંદરેથી સીધો રાજસભામાં ગયો અને મારી સંપત્તિથી આકર્ષાયેલા સિદ્ધરાજે મને વગર વાંકે તરત જ પકડીને બંદિવાન બનાવ્યો. આ પત્ર પણ હું આપને કારાગારમાંથી લખું છું. હું ઘણા સમયથી જાણું છું કે સાગરતિલક પ્રદેશનો રાજા આપનો કટ્ટો શત્રુ હતો અને આપના રાજ્યને પાયમાલ કરવાના સ્વપ્ન સેવી રહ્યો હતો. પરંતુ એ તો મરણ પામ્યો અને એની જગ્યાએ આવેલો સિધ્ધરાજ પણ એવાં સ્વપ્ન સેવી રહ્યો છે.

આ પરિસ્થિતિ લક્ષમાં લઈ આપ સાગરતિલક પ્રદેશનો કબજો લેવા આવી પહોંચો અને મને મુક્ત કરાવો તો ઘણું જ ઉત્તમ કામ થાય. સાગરતિલક નગરની અઢળક સંપત્તિ આપને મળશે... એક સરસ બંદર પ્રાપ્ત થશે ..રાજ્ય સમૃદ્ધ બનશે અને આપના આ જૂના સેવકને પણ બચાવી શકાશે. જો આપ તાત્કાલિક સંગ્રામ કરવા પધા

રશો તો આ નવા રાજાએ યુદ્ધ અંગેની કોઈ તૈયારી કરી નથી અને આપનું સૈનિક બળ મહાન છે તે વાત હું જાણું છું. હું એ પણ સમજું છું કે, સૈન્ય સહિત અહી આવવામાં આપને પુષ્કળ ખર્ચ પણ થાય. પરંતુ આ માટે હું મિત્રભાવે હાલ તુરત દસ લાખ સુવર્ણ મુદ્રાઓ આપું છું. આ સુવર્ણમુદ્રાઓ આપના રાજ્યમાં જ છે...આ પત્ર લાવનાર મારો મિત્ર એ અંગેની વ્યવસ્થા કરી આપશે.મને આશા છે કે આપ મારા પર કૃપા કરશો અને શરણ માગતાને સહાયક થશો."

આ પ્રમાણેનો પત્ર લખીને બલસારે પોતાના મિત્ર સાથે મોકલી આપ્યો હતો.

આ ઘટના બની તે વખતે રાજા વીરધવળ અને રાજા સુરપાળ બંનેને એવા સમાચાર પ્રાપ્ત થયા હતા કે ગિરિસુંદર પ્રદેશના દુર્દાંત ગણાતા ભીલ રાજાએ મહાબલકુમારને પકડીને કારાગારમાં પૂર્યો છે!

આ સમાચારથી રાજા સુરપાળ અને રાજા વીરધવળ બંને પોતપોતાની વિરાટ સેના સહિત ગિરિસુંદર પ્રદેશના દુર્દાંત રાજાને નષ્ટ કરવા નીકળી ગયા હતા અને બંનેનું વિરાટ સૈન્યદળ જોઈને ભીલ્લરાજ શરણે થઈ ગયો હતો અને મહાબલકુમારને પોતે પકડેલ નથી એની ખાતરી કરાવી હતી. આથી બંને રાજાઓ પાછા વળ્યા હતા અને ચંદ્રાવતી તરફ જતા માર્ગમાં એક મધ્યમ નગરના પાદરમાં પડાવ નાખીને રહ્યા હતા.

બલસારનો સંદેશવાહક પણ આ રસ્તેથી પસાર થતો હતો અને આવી વિરાટ છાવણી જોઈને તેને આશ્ચર્ય થયુ હતુ. આશ્ચર્યનું શમન કરવા તેણે પૂછપરછ કરી તો તે જાણી શક્યો કે જેને મળવા પોતે જઈ રહ્યો છે તે જ મહારાજા વીરધવળ અહી છે.

આથી તે છાવણીમાં ગયો અને મહારાજા વીરધવળ પાસે પહોંચ્યો.

એ વખતે મહાબલના પિતા રાજા સુરપાળ અને મલયસુંદરીના

પિતા રાજા વીરધવળ એક રાત્રિ પછી પાછા ફરવા વિચારણા કરી રહ્યા હતા.

બલસારના મિત્રે બંને રાજાઓને નમસ્કાર કરી બલસારનો પત્ર રાજા વીરધવળના હાથમાં મૂકયો.

બલસારનો પત્ર વાચતાં જ રાજા વીરધવળનું વદન હર્ષપ્રફુલ્લ બની ગયું. તેમણે આ પત્ર મહારાજ સુરપાળના હાથમાં વાચવા મૂકયો. રાજા સુરપાળને પણ સાગરતિલકના રાજ્ય સાથે શત્રુતા હતી, એટલે તેમણે પત્ર વાંચીને કહ્યું : "મહારાજ, આનું નામ ભાગ્યયોગ! આ પ્રસંગ વધાવી લેવા જેવો છે અને અનાયાસે મળતો લાભ જતો કરવો તે ઊચિત પણ નથી."

"આપ સહકાર આપો તો હું બલસારની વાત સ્વીકારું !"

"મહારાજ, આપ તો મારા મિત્ર છો...મારો આપને હંમેશ સહકાર જ હોય."

રાજા સુરપાળની સંમતિ મળ્યા પછી રાજા વીરધવળે બલસારના મિત્ર સામે જોઈને પ્રશ્ન કર્યો : "દસ લાખ સુવર્ણ મુદ્રાઓની વ્યવસ્થા કેવી રીતે કરવાની છે?"

બલસારના મિત્રે કહ્યું : "મારી પાસે દસ લાખ સુવર્ણ મુદ્રાઓની ચંદ્રાવતી નગરીના શેઠિયાઓ પરની પાંચ હૂંડીઓ છે...જે તરત જ વટાવાઈ જશે...એ પાંચેય વેપારીઓ પરના પત્રો પણ મારી સાથે છે"

રાજા વીરધવળે દસ લાખ સુવર્ણ મુદ્રાઓની હુંડીઓ લઈ લીધી અને પાચેય વેપારીઓ પરનાં પત્રો પણ મેળવી લીધા.

હુંડીઓ વટાવવા માટે તેણે પોતાના એક મંત્રીને રવાના કરી દીધો અને બીજે દિવસે વહેલી સવારે બંને મિત્રોની સેનાઓ ચંદ્રાવતીના બદલે સાગરતિલકના માર્ગે રવાના થઈ.

બંને રાજાઓને એ કલ્પના પણ નહોતી કે સિદ્ધરાજ અન્ય કોઈ નથી. જેને પોતે શોધવા નીકળ્યા છે તેજ પ્રિયપુત્ર છે. પ્રિય જમાઈ છે!

સાગરતિલક નગરી દશ કોસ દૂર રહી ત્યારે મહારાજ વીરધવળની આજ્ઞા લઈને બલસારનો મિત્ર નગરી તરફ વિદાય થઈ ગયો.

બલસારનો મિત્ર સોમ નગરીમા પહોચે તે પહેલાં જ રાજ્યના ગુપ્તચરોએ મહારાજ સિદ્ધરાજને યુદ્ધ માટે આવી રહેલી વિશાળ સેનાના સમાચાર આપ્યા અને આવનાર રાજાઓ પાસે યુદ્ધ સામગ્રી પુષ્કળ પ્રમાણમાં છે તે પણ જણાવ્યું અને બંને રાજાઓ કોણ છે તે પણ કહ્યું.

આ સાંભળીને રાજસભામાં ભારે હાહાકાર મચી ગયો . ભય અને રોષનું વાતાવરણ સર્જાયું.

આ જોઈને મહાબલ સિંહાસન પરથી ઊભો થયો અને રાજસભાને ધૈર્ય આપવા ગંભીર સ્વરે બોલ્યો "પ્રિય સાથીઓ, ભય કે રોષ કરવાનું કોઈ કારણ મને દેખાતું નથી. ચંદ્રાવતી નરેશ અને પૃથ્વીસ્થાનપુર નરેશ સૈન્યદળ સહિત આવી રહ્યા છે એનો અર્થ એવો નથી કે તેઓ અકારણ યુધ્ધ કરવા આવે છે ! આપણે એ બંને રાજ્યનું કોઈ અહિત કર્યું નથી. સ્વર્ગસ્થ મહારાજા કંદર્પદેવ સાથે એ લોકોને દુશ્મનાવટ હતી . એથી મારી સામે પણ દુશ્મનાવટ હોય એવું શા માટે માનવુ જોઈએ ? આમ છતાં જો તેઓ યુદ્ધ કરવા જ ઈચ્છતા હશે તો હું આપને ખાતરી આપું છુ કે સાગરતિલક નગરીના કોઈપણ પ્રજાજનને કોઈ પ્રકારની વિપત્તિ નહિ ભોગવવી પડે ..મારી શક્તિનો એ લોકોને પરિચય થશે ત્યારે એ બંને મહારાજાઓની યુધ્ધ શ્રધ્ધાનો અંત આવશે આપ સહુ શાંત ભાવે જે થાય તે જોયા કરો"

રાજસભામાં મહાબલ આ રીતે સાંત્વન આપી રહ્યો હતો ત્યારે

મલયસુંદરી હૈયામાં હર્ષ અનુભવી રહી હતી ઘણા સમયે પિતા અને સસરાનાં દર્શન થશે...પરંતુ એ પહેલાં જો પુત્ર મળી જાય તો સોનામાં સુગંધ ભળે!

અને કારાગારમાં બલસારને મળવા ગયેલા સોમચંદ્રે બંને મહારાજાઓ આવી રહ્યાની વધાઈ આપી ત્યારે બલસારના હર્ષની સીમા ન રહી.

બીજે દિવસે બંને રાજાઓની સેના સાગરતિલક નગરીના પાદરમાં આવેલા વિશાળ મેદાનમાં પડાવ નાખીને પડી.

રાજા વીરધવળ, રાજા સુરપાળ અને બંને સૈન્યના સેનાપતિઓને એક વાતનું ભારે આશ્ચર્ય થયું. રાજા સિદ્ધરાજ તરફથી કોઈપણ પ્રકારના પ્રતિકારની તૈયારીનાં લક્ષણ દેખાતાં જ નહોતાં સહુને થયું... શું નવો રાજા પ્રમાદી હશે કે શરણે થવાનું ઈચ્છતો હશે.

બંને રાજાઓ, સેનાપતિઓ અને કૂટનીતિજ્ઞોએ એક શિબિરમાં બેસીને એક વિદ્વાન દૂતને મોકલવાનો નિર્ણય કર્યો સાથોસાથ યુદ્ધનું અન્ય કોઈ કારણ ન હોવાથી બલસારના પ્રશ્નને પ્રધાન બનાવવામાં આવ્યો હતો.

આ રીતે વિચારણા કરીને મહારાજ વીરધવળે એક વિદ્વાન દૂતને હેતુ સમજાવીને રવાના કર્યો.

સાગરતિલક નગરીમાં દાખલ થઈને દૂતે જોયું...યુદ્ધના પ્રતિકારની કોઈ તૈયારી નથી તેમ પ્રજામાં પણ ભય કે ગભરાટનાં કોઈ લક્ષણો દેખાતા નથી...માત્ર કુતૂહલનો સ્પષ્ટ આભાસ થાય છે.

મહારાજ વીરધવળનો દૂત રાજસભામાં પહોંચ્યો. મહારાજ સિધ્ધરાજ અને મંત્રીઓએ દૂતનો સારી રીતે સત્કાર કર્યો.

સમગ્ર સભા દૂત શું કહેવા માગે છે તે જાણવા આતુર બની ગઈ હતી.

રાજા વીરધવળના દૂતે પોતાના આસન પરથી ઊભા થઈ વિનયભર્યા સ્વરે કહ્યું : "રાજ રાજેશ્વર મહારાજ સિદ્ધરાજનું મંગલ થાઓ. હું ચંદ્રાવતી નરેશ મહારાજા વીરધવળનો એક પંડિત છું અને તેઓએ મને આપની સેવામાં એક મહત્ત્વની વાત કરવા દૂત રૂપે મોકલ્યો છે. જો આપ ધૈર્યપૂર્વક મહારાજા વીરધવળનો સંદેશ સાંભળવા ઇચ્છતા હો તો મને આજ્ઞા આપો."

મલયસુંદરીએ સ્વામી તરફ જોઈને મૃદુ સ્વરે કહ્યું : "મહારાજ, હવે પડદો ક્યાં સુધી રાખવો છે?"

"પ્રિયે, પ્રસંગ આવશે ત્યારે પડદો આપોઆપ દૂર થશે. આપણે અહીં જે રૂપે રહીએ છીએ તેની પ્રતિષ્ઠાનો પણ થોડો ખ્યાલ રાખવો જોઈએ."

મલય કશું બોલી નહીં...માત્ર આછું હસી.

મહાબલે દૂત તરફ જોઈને કહ્યું : "પંડિતજી, કોઈ પણ પ્રકારના સંકોચ વગર આપ ચંદ્રાવતી નરેશનો સંદેશ કહો."

મહારાજ સિદ્ધરાજની આજ્ઞા પ્રાપ્ત થતાં જ દૂતે કહ્યું : "કૃપાવતાર, ડાહ્યા અને બુદ્ધિમાન પુરૂષો હંમેશાં શાંતિપ્રિય હોય છે...અને યુદ્ધથી દૂર રહે છે. કારણ કે કોઈપણ પ્રકારનું યુદ્ધ વિનાશ અને વિપત્તિનું જ વાહક બને છે! મહારાજા વીરધવળે આપશ્રીને વિનયપૂર્વક જણાવ્યું છે કે આપે કારાગારમાં પૂરેલા ધનાઢ્ય સાર્થવાહ બલસારને મુક્ત કરવા, કારણ કે તેઓ મહારાજા વીરધવળના મિત્ર છે, એટલું જ નહિ પણ મહારાજાના પોતાના જ એક માનવી છે. કૃપાવતાર, આવા ધનાઢ્ય વેપારીનો કોઈ દોષ હોય તો તે આપે ક્ષંતવ્ય ગણવો જોઈએ...કારણ કે એમ કરવામાં આપની ઉદારતાનો સર્વને પરિચય મળશે! મહારાજ, મહારાજા વીરધવળ અને મહારાજા સુરપાર બન્ને જૂના મિત્રો છે અને બંને પોતાની વિરાટ સેના સાથે અત્રે આવ્યા છે.

જો આપ બલસારને મુક્ત કરશો તો અમારે કોઈ પ્રકારનો બળ પ્રયોગ કરવાની ઇચ્છા નથી. પરંતુ જો આપ બલસારને મુક્ત નહિ કરો તો પોતાના મિત્રને છોડાવવા ખાતર અથવા તો શરણે આવેલાને સહાય કરવા ખાતર મહારાજ વીરધવળને ન છૂટકે બળનો પ્રયોગ કરવો પડશે. મેં સાંભળ્યું છે કે આપ થોડા સમયથી જ આ રાજગાદી પર વિરાજમાન થયેલા છો અને સાગરતિલક પ્રદેશમાં પ્રવેશ કરતાં જ અમે એ પણ જોઈ શક્યા છીએ કે થોડા સમયમાં આપ પ્રજામાં અતિપ્રિય બની ગયા છો. આપની આવી પ્રજાપ્રિયતા જોઈને મને પૂરેપૂરી શ્રદ્ધા છે કે આપ મહારાજા વીરધવળની વિનતિનો સત્કાર કરી બલસારને છોડી મૂકો."

સમગ્ર રાજસભા શાંત ભાવે સાંભળી રહી હતી. એક તરફ બેઠેલો મહાબલાધિકૃત ભારે ગરમ થઈ ગયો...પરંતુ મહાબલના ચહેરા પર ભય, અપ્રસન્નતા કે રોષનું કોઈપણ ચિહ્ન જણાતું ન હતું.

મહાબલના હૈયામાં તો ભારે હર્ષ હતો. મલયસુંદરી પણ આનંદમાં હતી.

મહાબલે પોતાના અંતરનો હર્ષ છૂપાવી કૃત્રિમ ક્રોધભર્યા સ્વરે દૂત સામે જોઈને કહ્યું: "પંડિતજી, કોઈ પણ રાજા માટે ન્યાયની પ્રતિષ્ઠા જાળવવી એ પહેલું કર્તવ્ય ગણાય છે...તમારા રાજાનો મિત્ર બલસાર સાર્થવાહ આ રાજ્યનો વતની છે ..એ મહારાજ વીરધવળનો પ્રજાજન નથી પણ મારો પ્રજાજન છે. બલસારે કરેલો અપરાધ એટલો ગંભીર છે કે આપના રાજાના કહેવા માત્રથી કે યુદ્ધના ભયને તાબે થઈને હું તેને છોડી શકું નહિ...જો આ રીતે હું તેને મુક્ત કરું તો ન્યાયદેવતાનું ભયંકર અપમાન થાય, એટલું જ નહિ પણ દુષ્ટોને મન ફાવતું વર્તન કરવાની તક મળે ! આપ આપના મહારાજાને વિનય પૂર્વક જણાવજો કે આ સિદ્ધરાજ પ્રાણ ગુમાવવા તૈયાર છે...પરંતુ ન્યાયનું અપમાન કરવા સ્વપ્નેય તૈયાર નથી. આપની સેના વિરાટ

છે...પરંતુ મને એ વાતનો કોઈ ભય નથી. અન્યાયને ઉત્તેજન આપનારી વિરાટ સેનાઓ સંસારમાં નષ્ટ થતી આવી છે. આપ જાઓ અને આપના મહારાજાને કહો...સિદ્ધરાજ આવતી કાલે સવારે યુદ્ધમેદાનમાં હાજર થશે..."

દૂતે કહ્યું : " કૃપાવતાર, એક નજીવી વાત ખાતર આપ શા માટે યુદ્ધના વિનાશને વંદના કરવા તૈયાર થાઓ છો ? હું સત્ય કહું છું કે આપ ઉદારતા દર્શાવો...આપની ઉદારતા સંસારમાં સુગંધરૂપે ફેલાશે અને યુદ્ધનો દાવાનળ અટકશે."

મહાબલે હસીને કહ્યું : " પંડિતજી, આપ ખૂબજ વાણીપ્રિય લાગો છો. ઉદારતા બતાવવી કે ન બતાવવી તે અંગત સવાલ છે... અને ન્યાયદેવતા સમક્ષ લાગણીના ફૂલો શોભતા નથી. ત્યાં તો કેવળ મધ્યસ્થ ભાવ અને કર્તવ્યનાં જ ફૂલો શોભે છે! ઉદારતા પણ ત્યારે જ શોભે છે જ્યારે ગુનેગારના હૈયામાં પ્રાયશ્ચિતનું અમૃત પ્રગટે અને યુદ્ધના વિનાશને વંદના કરવામાં ક્ષત્રિયનું કોઈ અનિષ્ટ થતુ નથી. ક્ષત્રિયનો તો એ ધર્મ છે કે સત્ય, કર્તવ્ય, ન્યાય અને ધર્મની રક્ષા ખાતર યુદ્ધના દાવાનળમાં કૂદી પડવું."

દૂતે વિદાય લીધી.

સમગ્ર સભાએ મહારાજ સિદ્ધરાજનો જયનાદ બોલાવ્યો અને મહાબલે મહા સેનાપતિને કહ્યું : " આપ આપણા માત્ર પાંચસો ચુનંદા સૈનિકોને આજ રાતે તૈયાર રાખજો.. હું પોતે યુધ્ધભૂમિ પર જઈશ... આપે બીજા સૈન્યના સહાયથી નગરીનું જ રક્ષણ કરવાનું છે."

મહાપક્ષાધિકૃતે કહ્યું : " કૃપાવતાર, ગુપ્તચરો મારફત અને સમાચાર મળ્યા છે કે શત્રુનું સૈન્યદળ લગભગ દશ હજાર જેટલું છે"

" હજાર ઘેટાં વચ્ચે એક સિંહ નિર્ભય જ હોય છે! આપ એની ચિંતા ન કરો"

રાજસભાએ પુનઃ પોતાના નવજવાન રાજાને હર્ષનાદોથી વધાવ્યો. ત્યાર પછી સભા વિસર્જન થઈ.

મહાબલ મલય સાથે રાજભવનમાં ગયો.

મલયે કહ્યું : "સ્વામી શું, ખરેખર આપ યુદ્ધ કરવા જવાના છો ?"

"ના પ્રિય...માત્ર ન્યાયનું ગૌરવ જાળવવા જવાનો છું. તું આ મહેલની ચોથી ભૂમિ પર આવેલા ઝરુખામાં ઊભી રહેજે...ત્યાંથી યુદ્ધનું મેદાન દેખાશે...તને પણ ઘણો આનંદ થશે." મહાબલે કહ્યું.

મલયસુંદરી કશું બોલી નહિ. પતિને વેલડી માફક વળગી પડી.

મહાબલે કહ્યું : "મલય તું બંને વડીલોનાં સ્વાગતની તૈયારી બરાબર કરજે..."

"પરંતુ..."

"શું પ્રિયે ?"

"વિરાટ સેના સામે આપ માત્ર પાંચસો સૈનિકો લઈને જશો અને એ લોકો આપને નહિ ઓળખી શકે તો ..?"

પ્રિયતમાને હૈયા સરસી લઈ મહાબલે કહ્યું : "વડીલોને મારા બાહુબલનો પરિચય તો થશેને ? પ્રિયે તું નિશ્ચિંત રહે...વ્યંતરદેવે મને વચન આપ્યું છે. હું જ્યારે યાદ કરીશ ત્યારે તે આવી પહોંચશે."

## પ્રકરણ ૩૬ મું : ' ભવબંધનનો અંત !

સૂર્યોદય થાય તે પહેલાં જ મહાબલ એક વિશાળ હાથી પર બેસીને માત્ર પાંચસો સૈનિકો સહિત યુદ્ધ સ્થળે પહોંચી ગયો.

મહાબલે કવચ ધારણ કર્યું હતું. મસ્તકની રક્ષા અર્થે શિરઃત્રાણ પહેર્યું હતું...અને તે ઓળખાઈ શકે એમ હતો જ નહિ.

સામે પક્ષે તો વિરાટ સેના હતી...શતવિક હાથીઓ હતા...રથો હતાં અને સર્વોત્તમ શસ્ત્રો પણ હતાં.

યુદ્ધભૂમિ પર આવ્યા પછી રાજા વીરધવળ અને રાજા સુરપાળ સામા પક્ષની સ્વલ્પ સેના જોઈને ચમકી ઊઠયા...મહારાજ વીરધવળે કહ્યું : " રાજન્, રાજા સિદ્ધરાજ યુદ્ધ કરવા આવ્યો છે કે રમત કરવા? આતો માત્ર એકજ ઘટિકામાં ચોળાઈને ચૂંથાઈ જશે."

" મને પણ એ વાતનું જ આશ્ચર્ય થાય છે. શત્રુ પાસે માત્ર એક હાથી અને પાંચસો સૈનિકો છે...આવાં નમાલા સાધનોથી તે શું વિજયની આશા રાખતો હશે ? "

સૂર્યોદય થાય તે પહેલાં જ ત્રણ નવકાર મંત્ર ગણીને મહાબલે વ્યંતરદેવ સ્વર્ણપ્રભને યાદ કર્યો. વળતી જ પળે સ્વર્ણપ્રભ તેની પાસે આવી ગયો અને બોલ્યો : " કેમ વત્સ, શી આજ્ઞા છે ? "

" મહારૂપ, હું તો આપનો આજ્ઞાંકિત દાસ છું. સામે નજર કરો...મારા પિતાજી અને મારા શ્વશુર યુદ્ધ કરવા આવ્યા છે.. બન્ને વડલો મને ઓળખી શક્યા નથી...મારે યુદ્ધ તો કરવું નથી...પણ યુદ્ધનો દેખાવ કરવો છે. આપ જો મને સહાયક થાઓ તો હું મારા વડીલોને પરિચય આપી શકું...એકાદ ઘટિકામા જ બધો ઘટસ્ફોટ થઈ જશે "

સ્વર્ણપ્રભ આછું હસ્યો અને બોલ્યોઃ " યુવરાજ, તને પણ રંગ સૂઝે છે! તું તારે સંગ્રામનું એલાન કરી દે...કોઇને નુકસાન ન થાય એ રીતે હું કરી આપીશ."

સૂર્યોદય થઈ ગયો...

બન્ને પક્ષનાં સૈન્યો સામસામા ઊભાં રહ્યાં...રણભેરી ગર્જવા માંડી. શંખનાદ થવા માંડયા અને બન્ને પક્ષ તરફથી જબ્બર બાણવર્ષાનો પ્રારંભ થયો.

મહાબલના પાંચસો સૈનિકો આ વિરાટ સેના સામે ટકી શકે એવા કોઈ સંયોગ નહોતા...પહેલે જ પ્રહારે મહાબલના સૈનિકોને પાછા હઠવું પડ્યું.

પરંતુ બરાબર આ સમયે સ્વર્ણપ્રભે એક ચમત્કાર સરજી દીધો.. સામે પક્ષેથી આવતાં તમામ શસ્ત્રો તેણે માર્ગમાં જ નષ્ટ કરવા માંડયા અને મહાબલના સૈન્યે છોડેલાં શસ્ત્રો સામા પક્ષમાં તરખાટ મચાવવા માંડયા.

આ જોઈને રાજા સુરપાળ અને વીરધવળ પોતાના નામાંકિત હાથીઓ સાથે આગળ આવ્યા અને આમ કેવી રીતે બને છે તેની તપાસ કરવા માંડયા...પણ તેઓ કંઈ જોઈ શકયા નહિ.

ત્યાં તો મહાબલે મંત્રીને બે બાણ છોડયાં...એક બાણ પિતા ઉપર ને બીજુ બાણ શ્વશુર ઉપર ..બન્ને બાણો બન્નેને ત્રણવાર પ્રદક્ષિણા દઈ બન્નેના ખોળામાં એક એક પત્ર મૂકી પાછાં મહાબલ તરફ ચાલ્યાં ગયાં.

મહાબલે બન્ને વડીલોને એ પત્ર દ્વારા પોતાનો પરિચય આપીને ક્ષમાયાચી હતી.

પત્ર વાંચતાંજ રાજા વીરધવળે યુદ્ધ બંધ કરવાનો આદેશ આપ્યો.

યુદ્ધ બંધ થઈ ગયું. કોઈ પક્ષે ખુમારી થઈ નહોતી ..અને ઘડી પહેલાં રોષ હતો ત્યાં હર્ષ છવાઈ ગયો.

મહાબલ હાથી પરથી નીચે ઉતરી પિતા અને શ્વશુરના ચરણમાં નમી પડયો.

રાજા સુરપાળ પુત્રને જોઈ હર્ષાશ્રુ વડે પુત્રના મસ્તકને ભીંજવવા માંડયા.

રાજા વીરધવળે મહાબલનું મસ્તક ચૂમીને કહ્યું : " યુવરાજ, આમ તો અમે આપને જ શોધવા નીકળ્યા હતા...પરંતુ દુઃખ એ વાતનું છે કે મલયના કોઈ સમાચાર અમને પ્રાપ્ત થઈ શક્યા નથી."

" વડીલશ્રી, આપ નિશ્ચિંત રહો. આપની પ્રિય પુત્રી આપને મળવા માટે ખૂબજ આતુર છે ..હવે આપ સહુ રાજભવનમાં પધારો."

યુદ્ધનો અભિનય પતી ગયો.

બધા સૈનિકોને છાવણી તરફ મોકલી બન્ને રાજાઓ, બન્નેના મંત્રીઓ અને સેનાપતિઓ પરમ આનંદ અનુભવતા મહાબલ સાથે સાગરતિલક નગરીમાં દાખલ થયા.

રાજભવનમાં સહુ વાજતેગાજતે પહોંચ્યા એ વખતે મલયસુંદરીએ પિતા અને શ્વશુરની ચરણરજ લઈ મસ્તકે ચડાવી.

પિતાનું હૃદય એટલું ગળગળું થઈ ગયું હતું કે તેઓ કશું બોલી શક્યા નહિ.

સુરપાળે ગળગળા સ્વરે કહ્યું : " દીકરી, મેં તો ક્ષમા માગવાનો પણ અધિકાર ગુમાવ્યો છે...નાકકટીની વાત પર વિશ્વાસ રાખી એનાજ ષડયંત્રમાં હું સપડાઈ ગયો હતો. હુ તો તને મોઢું દેખાડવાને પણ લાયક નથી રહ્યો."

મલયે વિનમ્ર સ્વરે કહ્યું : " બાપુ, દોષ તો મારા કર્મનો જ હતો. આપનો કોઇ દોષ મેં સ્વપ્નેય કલ્પ્યો નથી."

" તારું હૃદય મહાન છે." રાજા સુરપાળે કહ્યું.

ત્યારપછી મહાબલે પોતા પર અને મલય પર વીતેલા વીતકની સમગ્ર કહાણી વડીલો સમક્ષ કહી સંભળાવી.

આખી વાત સાંભળ્યા પછી રાજા વીરધવળે કહ્યું : " યુવરાજ, અમે પણ લોભને વશ થઈ બલસારને સહાય કરવા તૈયાર થયા...એ દુષ્ટને અત્યારે જ અહીં બોલાવો "

મહાબલે કહ્યું : " વડીલ, આપ આરામ કરો.. આવતી કાલેજ હું એને રાજસભા સમક્ષ બોલાવીશ અને એના દુષ્કૃત્યનો વિચાર ન્યાયચાર્યો સમક્ષ રજૂ કરીશ "

રાજા સિદ્ધરાજ મહારાજા સુરપાળના યુવરાજ મહાબલ છે અને મહારાણી મલયસુંદરી રાજા વીરધવળની સુપુત્રી છે એ વાત સમગ્ર નગરીમાં જાહેર થઈ ગઈ હતી અને નગરવાસીઓએ ઉત્સવનો પ્રારંભ આદરી દીધો.

બીજે દિવસે રાજસભામાં હકડેઠઠ મેદની થઈ પડી: બલસારને કારાગારમાંથી હાજર કરવામાં આવ્યો. યુવરાજ મહાબલે બલસારે મલયસુંદરી પર કેવો જુલમ કર્યો હતો, તે વાત ન્યાયાચાર્યો સમક્ષ રજૂ કરી.

બલસારની છેલ્લી આશા નષ્ટ થઈ ગઈ હતી...કારણકે પોતે જે નારી પર જુલમ ગુજાર્યો હતો તે રાજા વીરધવળની જ કન્યા હતી !

યુવરાજ મહાબલની આખી વાત સાંભળ્યા પછી ન્યાયાચાર્યોનાં હૈયા કમકમી ઊઠ્યાં હતાં. અને સમગ્ર રાજસભા બલસાર પર ધિક્કાર વરસાવવા માંડી.

સભાને શાંત થવાનો આદેશ આપી એક ન્યાયાચાર્યે બલસાર સામે જોઈને પ્રશ્ન કર્યો : " બલસાર, તારી સામે એક અસહાય અબળાને ફસાવવાનો, એને વેચી નાખવાનો અને એના પુત્રને છીનવી લેવાનો આરોપ પડ્યો છે...તારે આ બાબતમાં છે કંઈ બચાવ કરવો હોય તે કરી શકે છે..."

બલસાર રડી પડ્યો અને રડતાં રડતાં બોલ્યો : "મારાથી ઘણો જ ભયંકર અપરાધ થઈ ગયો છે. મને શોભે નહિ એવી દુષ્ટતા મેં આચરી છે...મારા પર જે આરોપ મૂકવામાં આવ્યો છે તેનો હું ઈન્કાર કરીને એવુ વધુ પાપ કરવા નથી ઈચ્છતો...મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે મારા પર દયા દૃષ્ટિ રાખીને મને જીવન દાન આપો."

બીજા ન્યાયાચાર્યે પ્રશ્ન કર્યો : " યુવરાજશ્રીના પુત્રને કયાં છૂપાવ્યો છે ? "

" મારી પત્ની એને પોતાના પુત્ર માફક સાચવી રહી છે. તેને મેં ગુપ્ત સ્થળે રાખી છે, હું એ ગુપ્ત સ્થળ બતાવી દઉં છું." કહી

બલસારે પોતાની પત્ની અને મલયસુંદરીનો પુત્ર કયે સ્થળે છે તે જણાવી દીધું.

ન્યાયાચાર્યોએ આ ગુનાનો વિચાર કરી સર્વાનુમતે ફેંસલો સંભળાવતાં કહ્યું: "બલસાર, તેં જે દુષ્ટતા–છલના આચરી છે તે ન્યાયની દૃષ્ટિએ અક્ષમ્ય છે. ન્યાય, દયા–લાગણી અને લાગવગથી પર હોય છે. એ માત્ર કપોતાના તર્વ્યથીજ શોભે છે. તારા ગુનાની ભય કરતા જોઈને અમે નિર્ણય આપીએ છીએ કે, તારી તમામ માલ મિલકત જપ્તકરી રાજકોપમાં લઈ જવી અને તને ત્રણ દિવસ પર્યંત નગરી વચ્ચે ફેરવીને નગરીના ચોકમાં તારો વધ કરવો. જેથી ભવિષ્યમાં કોઇ પણ માનવી તારા જેવી પશુતા આચરતાં વિચાર કરે. ન્યાયની દૃષ્ટિએઆથી વિશેષ કોઈ શિક્ષા ન હોવાથી અમારે આટલેથી સંતોષ માનવો પડે છે !"

"ન્યાયદેવતા, હું આપની સમક્ષ દયાની ભીખ માગું છું."

એક ન્યાયાચાર્યે કહ્યું: "દયાની ભીખ આપવાનો મહારાજા સિદ્ધરાજને અધિકાર છે. અમે માત્ર શિક્ષાજ ફરમાવી શકીએ."

બલસાર સિંહાસન પર બેઠેલા મહાબલ અને મલય સામે આંસુભીના નયને જોતો ધ્રૂજતા અને રૂદન ભર્યો સ્વરે બોલ્યો: "કૃપાવતાર ! દયાની દેવી ! મારા પર કૃપા વરસાવો !"

મહાબલે મલયસુંદરી સામે જોયું. મલયસુંદરીએ કહ્યું: "સ્વામી, ક્ષમા જેવો કોઈ ધર્મ નથી.. ક્ષમા જેવું કોઈ રત્ન નથી"

મહાબલે બલસાર સામે જોઈને કહ્યું: "બલસાર, તારી દુષ્ટતાનો વિચાર કરતાં તને ક્ષમા આપવી એ ઉચિત નથી. કારણ કે, છેલ્લી પળોએ કારાગારમાં રહીને પણ તેં સમગ્ર પ્રજાને યુદ્ધના દાવાનળમાં હોમવાનું ભય કર કુકર્મ કર્યું હતું...આમ છતાં શઠ બનીને શઠની સામે

હું મારી ઉદારતાને શરમાવવા નથી માગતો. પ્રાયશ્ચિતના અગ્નિવડે તારો આત્મા વધારે વિશુદ્ધ બને એટલા ખાતર હું તને માત્ર જીવનદાન નથી આપતો પણ તને છોડી મૂકું છુ."

આ શબ્દો સાંભળતાં જ બલસાર બે હાથ જોડીને ઢળી પડચો.

રાજા વીરધવળે કહ્યું : "રાજન, આપે એને સાવ શા માટે છોડી મૂકચો ?"

"પૂજ્ય, આજ મારા અને આપની પુત્રીના જીવનનો મંગલ દિવસ છે, આજ અમારી વિપત્તિઓનું એક વર્ષ પૂરું થયું છે. અને નિમિત્તકનું ભાવિ સાચું પડયું છે. આવા આનંદના અવસરે કોઈના આંસુ વડે આ પવિત્ર રાજસિંહાસન ખરડાય તે બરાબર નથી." ત્યારપછી મહાબલે મહાપ્રતિહાર સામે જોઈ બલસારને બંધનમુક્ત કરવાની આજ્ઞા કરી.

રાજસભાએ જયનાદ જગાવ્યો. સહુ રાજા મહાબલની પ્રશંસા કરવા માંડયા.

અને રાજસભાનું કાર્ય પૂરું થયું.

બીજે દિવસે બલસાર અને તેની પત્ની બાળક બલસુંદરને લઈને રાજભવનમાં આવ્યાં.

મલયસુંદરીએ પોતાના પ્રાણ સમાન પુત્રને હૈયાં સરસો લઈ ચુંબનોથી ભીંજવી દીધો. અને બલસુંદર પણ મલયને વળગી પડચો.

એજ સમયે નગરરક્ષકે આવી સમાચાર આપ્યા : "નગરીના દક્ષિણે આવેલા સુમંગ ઉદ્યાનમાં પરમ તેજરૂપ ચંદ્રયશા કેવળી ભગવંત પધાર્યા છે."

કેવળી ભગવંત !

સમગ્ર રાજપરિવાર આ સમાચારથી પુલકિત બની ગયો અને તરતજ સહુ રથ જોડીને સુમંગ ઉદ્યાન તરફ કેવળી ભગવંતને વંદના કરવા વિદાય થયા.

બલસાર અને પ્રિયસુંદરી પણ સુમંગલ ઉદ્યાન તરફ ગયાં.

રાજપરિવાર ઉદ્યાનમાં પહોંચ્યો ત્યારે હજારો નરનાર કેવળી ભગવંતને વંદના કરવા આવી ગયા હતા.

રાજા વીરધવળ, રાજા સુરપાળ, મહાબલ, મલય, મંત્રીવર્ગ વગેરે કેવળી ભગવંત શ્રી ચંદ્રયશા સમક્ષ પહોંચ્યા ત્યારે તેઓ પ્રશાંત ભાવે દેશના આપી રહ્યા હતા.

રાજપરિવારે વિધિવત વંદના કરીને ત્યાં જ ધરતી પર બેઠક લઈ લીધી

શ્રી કેવળી ભગવંતની અમૃતમય વાણી શ્રોતાઓનાં હૃદયને ભીંજવી રહી હતી. તેઓ કહેતા હતા. "મહાનુભાવો, સંસારનું કોઈપણ સુખ પછી તે દેહનુ હોય, આરોગ્યનું હોય, સંપત્તિનું હોય, સ્ત્રીનું હોય કે રાજસત્તાનું હોય...તત્વચિંતકોએ એને સુખ માન્યું જ નથી. એ માત્ર સુખાભાસ છે. એજ રીતે દુઃખ પણ પૂર્વ કર્મોનો વિપાક હોય છે. બન્ને પ્રકારની અનુભૂતિ ચંચળ, અસ્થિર અને અલ્પજીવી જ હોય છે. જ્યાં સુધી ભવબંધનનો દોર તૂટ્યો નથી, અર્થાત શુભાશુભ કર્મનો અંત આવતો નથી, ત્યાં સુધી જન્મ મરણની જંજાળ ચાલ્યા કરે છે: શુભાશુભ કર્મનાં ફળ ભોગવવાં પડે છે અને ભવબંધનના ભયાનક કારાગારમાંથી મુક્તિ પ્રાપ્ત થતી નથી. ભદ્રજનો, સુખ દુઃખની જે અનુભૂતિ વર્તમાન સમયે આપ સહુ ભોગવતા રહ્યા છો તે કંઈ આજની નથી...અનંતકાળની છે...આ જીવ જ્યાં સુધી ભવબંધનના કારાગારમાંથી મુક્ત થતો નથી ત્યાંસુધી ચંચળ અને અસ્થાયી સુખદુઃખના

ઝંઝાવાત વચ્ચે તેને રહેવું જ પડે છે. એથી જ પરમોપકારી શ્રી તીર્થંકર ભગવંતોએ જ્ઞાનરૂપી પાંખ પ્રાપ્ત કરવાનો, તપ રૂપી બળ મેળવવાનો અને શ્રદ્ધારૂપી પ્રકાશ ઝીલવાનો પુરૂષાર્થ માર્ગ પ્રશસ્ત. કર્યો છે. આ પ્રશસ્ત માર્ગ વગર ભવબંધન તોડવાં કોઈ માટે શક્ય નથી. એથીજ સર્વ ત્યાગનો મહાપંથ તેઓએ પણ ગ્રહણ કર્યો હતો. ભદ્રજનો, શ્રી તીર્થંકર ભગવંતોએ પ્રશસ્ત કરેલો સર્વત્યાગનો મંગલ માર્ગ સ્વીકારવો એ સહજ નથી...જો સંસારનો સામાન્ય પુરૂષાર્થ સહજ ન હોય તો આ મૂક્તિનો પુરૂષાર્થ સહજ ક્યાથી હોય ? પરિવાર, સંપત્તિ, કીર્તિ, માન, ક્રોધ, લોભ, કામ વગેરે જંજીરો તોડયા વગર અર્થાત્ મોહનાં સઘળાં આકર્ષણો અને અવદાનો અંતરથી ફેંક્યા વગર સર્વ ત્યાગના પંથે પગલાં મૂકી શકાતાં નથી."

કેવલી ભગવંતની નિર્મળ વાણી સાંભળનારા શ્રોતાઓ અતિ શાંત ભાવે બેઠા હતા. કોઈપણ દિશાએથી જરા સરખોય અવાજ આવતો નહોતો.

સહુને એમ જ થતું હતું કે આ અમૃતધારા અવિરત વહેતી જ રહે અને આપણે સાંભળ્યા કરીએ.

કેવલી ભગવંત શ્રી ચંદ્રયશાએ શ્રોતાઓ સમક્ષ ભવબંધનમાંથી મુક્તિ પ્રાપ્ત કરવાનો માર્ગ ઉત્તમ રીતે સમજાવવા માંડયો અને સાથોસાથ આ સંસારના સુખો પ્રત્યેનો અનુરાગ કેળવવો એ ભવબંધન દ્રઢ કરવાનો જ રસ્તો છે...મુક્તિનો રસ્તો તો સર્વત્યાગ સિવાય બીજો કોઈ નથી એ પાયાનું સત્ય પણ સહુને સમજાવ્યું.

દેશના પૂરી થઈ...લોકોએ કેવલી ભગવંતનો જયનાદ બોલાવ્યો. સહુ વંદના કરી કરીને વિદાય થવા માંડયા.

પરંતુ મલય, મહાબલ અને રાજ્ય પરિવારના સભ્યો બેસી રહ્યા.

કારણ કે મલય અને મહાબલના હૈયામાં કેટલાય પ્રશ્નો જાગૃત થયા હતા.

શ્રી કેવલી ભગવંત તો સહુનાં અંતરંતરને પણ જોઈ શકતા હતા...એમનું જ્ઞાનબળ અપરિસીમ હતું. રાજપરિવાર સામે જોઈને તેઓ પ્રસન્ન ભાવે બોલ્યા : "ભદ્રે, તારા હૈયામાં તેં હમણાં જ વેઠેલાં દુઃખ અંગેનો પ્રશ્ન જાગ્યો છે કેમ ?"

"હા ભગવંત, મને યાદ છે ત્યાંસુધી આ ભવમાં મેં કદી શ્રદ્ધા ગુમાવી નથી, કોઈનું અહિત પણ કર્યું નથી...છતાં..." મલય બોલતાં બોલતાં અટકી ગઈ.

શ્રી ચંદ્રયશા કેવલી ભગવંતે મધુર સ્વરે કહ્યું : "ભદ્રે, આ ભવનાં બાધેલાં કર્મો આ ભવમાં જ ભોગવવાં પડે એવું છે જ નહિ...વિગત ભવોનાં કર્મો જ્યારે ને જે ભવમાં ઉદય આવે ત્યારે ભોગવવાં પડે છે. ભદ્રે, શિવજી પરની તારી શ્રદ્ધા અવિચલિત રહી છે અને નવકાર મંત્રની આરાધના તારું કવચ બની છે એ તારો પુરૂષાર્થ છે . પરંતુ કર્મનો વિપાક તો તારે ભોગવવો જ પડયો છે...તે બાધેલાં કર્મો દૂરદૂરના પૂર્વ ભવોનાં નથી...ગયા ભવનાં જ છે."

મહારાજા વીરધવળે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો : "ભગવંત, અમોને કૃપા કરી સમજાવો."

કેવલી ભગવંતે મહાબલ અને મલય સામે જોઈને કહ્યું. "ભદ્રજનો, પૃથ્વીસ્થાનપુરમાં પ્રિયમિત્ર નામનો એક ધનાઢય ગૃહપતિ રહેતો હતો. તેને ત્રણ પત્નીઓ હતી, રૂદ્રા, ભદ્રા અને પ્રીતિમતી. પરંતુ પ્રિયમિત્રના હૈયામા પ્રીતિમતી પ્રત્યે વધારે અનુરાગ હતો. મોટે ભાગે તે પ્રીતિમતીને જ મહત્ત્વ આપતો અને આવા વર્તાવથી બન્ને પત્નીઓની ન સહી શકાય એવી ઉપેક્ષા પણ થયા કરતી. પ્રીતિમતીના સ્નેહમાં પ્રિયમિત્ર

પૂરેપૂરો પરોવાઈ ગયો હતો. પોતાની અન્ય બન્ને પ્રિયાઓ તરફ નજર પણ કરતો નહોતો. એવામાં પ્રિયમિત્રનો એક મિત્ર મદનચંદ્ર અવાર-નવાર પ્રિયમિત્રને ત્યાં આવતો અને પ્રીતિમતી પ્રત્યે મુગ્ધ બની ગયો. તેણે પ્રીતિમતીને પોતાની કરવા માટે સ્નેહ ભરપૂર વાણી વહાવવા માંડી... પરંતુ પતિવ્રત ધર્મમાં સ્થિર બનેલી પ્રીતિમતી જરાયે ચલિત ન થઈ. આ વાતની જાણ પ્રિયમિત્રને થઈ અને બન્ને મિત્રો વચ્ચે વાતચીત વધી પડી. મદનચંદ્ર ઝાંખો પડયો અને નિરાશ થઈ નગરીનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. માર્ગમાં બે દિવસ સુધી તેને કોઈ ખાદ્ય સામગ્રી ન મળી...એટલે તે ભારે અકળાયો. એવામાં એક ગોવાળને ગાયો ભેંસો ચારતો જોયો. મદને તેની પાસે જઈ કંઈક ખાદ્ય દ્રવ્યની યાચના કરી. દયાની લાગણીથી પ્રેરાઈને તે ગોવાળે એક ભેંસ દોહી આપી. ભેંસનું દૂધ મેળવીને મદન અતિ પ્રસન્ન થઈ ગયો...પણ એના મનમાં એક વિચાર આવ્યો...આ વખતે કોઈ અતિથિ મળે તો એને દૂધ પાઈને પછી હું દૂધ લઉં. જીવનમાં કદી શુભકર્મ કર્યું નથી. જો આજ એવો લાભ થાય તો ઘણું ઉત્તમ. આવા શુભભાવથી પ્રેરાઈને તે તળાવની પાળ પાસે આવેલા એક વૃક્ષ નીચે બેઠો અને એજ સમયે એક માસોપવાસના પારણાં અર્થે કોઈ ગામ તરફ જઈ રહેલા મુનિ મળ્યા. મદને મુનિને દૂધ વહોરાવ્યુ. મુનિએ ખપ પૂરતુ લઈ પારણું કર્યું અને ચાલતા થયા...મદન પણ બાકી વધેલુ દૂધ પી મોઢું સ્વચ્છ કરવા તળાવની પાળે ગયો. અને કર્મ સંયોગે લપસીને તળાવમાં પડી ગયો. તેને તરતાં આવડતું નહોતુ. તેની ચીસ સાંભળનાર પણ કોઈ હતું નહિ. તે તત્કાળ મરણ પામ્યો. પરંતુ મરતી વખતે એના હૈયામાં દાનભાવના રહેલી હોવાથી તે ત્યાંથી મરીને આ નગરીના રાજાને ત્યાં પુત્ર રૂપે જન્મ્યો...જેનું નામ કંદર્પદેવ પાડ્યુ.

"પૃથ્વીસ્થાનપુરમાં પ્રીતિમતી અને પ્રિયમિત્ર એક બીજાના મોહમાં ડુબેલાં હતાં...એકવાર તેઓ ધનંજયક્ષના મંદિરે દર્શનાર્થે ગયાં. માર્ગમાં

એક તપસ્વી મુનિ મળતાં પ્રીતિમતીને અપશુકન જણાયાં. પ્રીતિમતીએ મુનિને પથ્થર મારવા માંડ્યા અને મુનિનો ધર્મ ધ્વજ છીનવી લીધો. મુનિ તો ક્ષમાના અવતાર હતા. તેઓ કાઉસ્સગ કરીને ઊભા રહી ગયા. પ્રીતિમતીએ મુનિને ડામ દેવા માટે એક ચાકરને આજ્ઞા કરી પરંતુ ચાકરે એ આજ્ઞા સ્વીકારી નહિ...અને સામો ઉપદેશ દેવા બેઠો... આથી પોતાની પ્રિયતમા પ્રત્યે આસક્ત બનેલો પ્રિયમિત્ર પણ ખીજાયો અને તે ચાકરને એક વટવૃક્ષ તળે ઊંધે માથે બાંધીને લટકાવ્યો. ત્યાર પછી બંને યક્ષનાં દર્શન કરી ભવન પર પાછાં આવ્યા...અને સુખોપભોગમાં દિવસો વીતાવવા લાગ્યા. પ્રિયમિત્રની બન્ને પત્નીઓ રૂદ્રા અને ભદ્રા પતિની ઉપેક્ષા વૃત્તિથી અકળાઈ ગઈ હતી. બન્નેના મનમાં પ્રીતિમતી પ્રત્યે અને પોતાના પતિ પ્રત્યે ભારે રોષ હતો. એક દિવસ બન્નેએ મૃત્યુ પસંદ કર્યું. ભદ્રા મરીને વ્યતંતર થઈ. રૂદ્રા મરીને જયપૂરના રાજા ચંદ્રપાળને ત્યાં પુત્રી રૂપે જન્મી. તેનું નામ કનકવતી રાખવામાં આવ્યુ અને અહીં બેઠેલા રાજા વીરધવળની તે પત્ની બની.

"મહાબલ અને મલયને દુઃખ દેવા ખાતર વ્યંતરીએજ હાર ઊઠાવ્યો હતો અને મહાબલને પણ ઊઠાવ્યો હતો ..કારણ કે મહાબલ એજ પ્રિયમિત્રનો જીવ હતો. અને મલયસુંદરી પ્રીતિમતીનો જીવ હતો. બન્ને વચ્ચે મોહજનિત ભવબંધન બંધાયા હોવાથી આ જન્મે પણ પતિ પત્ની થયાં."

મહાબલ સામે નજર કરીને કેવલી ભગવંતે કહ્યું: "મહાબલ, રાણી કનકવતી તારા પ્રત્યે મુગ્ધ બની હતી, અને મલયની શત્રુ બની હતી પૂર્વ જન્મના વૈર ભાવને તે પોષી રહી હતી અને તે જે સેવકને વડ વૃક્ષે ઊંધે મસ્તકે બાંધ્યો હતો તે મરીને ભૂત થયો હતો અને તેણે જ તને આ ભવમાં ઊંધા મસ્તકે એજ વડની ડાળે લટકાવ્યો હતો રૂદ્રાએ એક વખત તારી મુદ્રિકાની ચોરી કરી હતી અને તે આ સેવક જોઈ ગયો હતો. બન્ને વચ્ચે ભારે વિવાદ થયેલો એનો બદલો લેવા ભૂતયોનિમાં આવેલા

એ ચાકરે લોભસારના ખોળિયામાં પ્રવેશ કરી કનકવતીનું નાક કરડી ખાધું હતું.

" ભદ્રે.. તારા પર વિપત્તિ પડવાનું મુખ્ય કારણ મુનિની હાંસી જ છે. તે એ વખતે રૂપ, યૌવન અને સત્તાધનના નશામાં ભારે કર્મ બાંધ્યાં હતાં. કંદર્પ પૂર્વ ભવમાં જ તારા પ્રત્યે મોહ પામેલો હતો એ મોહનો બંધ આ ભવમાં પણ છૂટી શક્યો નહિ અને તને દુઃખ આપવામાં પાછું વાળીને જોયું પણ નહિ." કેવલી ભગવંતે શાંત ભાવે કહ્યું.

મલયે પ્રશ્ન કર્યો : " ભગવંત, મેં જે મુનિનું અપમાન કર્યું હતું તે મહામુનિનું શું થયું ?"

" ભદ્ર, તારો આ બીજો ભવ છે. મારો એનો એજ ભવ છે. હું પોતેજ એ મુનિ છું."

એજ વખતે સહુએ કેવલી ભગવંતને મસ્તક નમાવ્યાં.

મલયસુંદરીએ વિનયપૂર્ણ સ્વરે કહ્યું : " ભગવંત, મારા મનમાં એ પ્રશ્ન ઘોળાય છે."

" ભદ્રે, તારા પ્રશ્નો હું જાણી ગયો છું. બલસાર તારા રૂપ પર મુગ્ધ બન્યો હતો અને તને દુઃખ દઈને તેણે ઘણાજ ભારે કર્મોનો સંચય કર્યો છે. અને જે મગરમચ્છ તને સાગરમાંથી કિનારા પર લાવ્યો હતો તે તારી ધાવમાતાનો જીવ હતો. તારા પ્રત્યેની મમતાના કારણે જ તેણે તને બચાવી હતી."

મહાબલે કહ્યું : " ભગવંત, કનકવતી અત્યારે ક્યાં હશે ? એનું વેર તૃપ્ત થયું હશે કે નહિ ?"

"રાજન, કનકવતીનું વેર હજી તૃપ્ત નથી થયું. હજી એકવાર તારા પર બદલો લેવાનો પ્રયાસ કરશે ..એને હજી સમય લાગશે."

મલયે કહ્યું: "ભગવંત, ભવબંધનની આ જાળમાંથી છૂટવાનો શું બીજો કોઈ ઉપાય નથી ?"

"ભદ્રે, સર્વ ત્યાગના પંથે જવાનો પુરૂષાર્થ કરનારના ભવ-બંધન નષ્ટ થાય છે...આત્મ દર્શનનો પ્રકાશ સાંપડે છે અને જન્મ મરણ પર વિજય મળે છે."

## ઉપસંહાર

પંદર વર્ષ વીતી ગયાં.

પોતાના પૂર્વ ભવની કહાણી સાંભળીને ધર્મમાં વધારે દૃઢ બનેલાં મહાબલ અને મલયસુંદરીએ પુત્રને રાજ સોંપીને સર્વ ત્યાગનો માર્ગ ગ્રહણ કર્યો.

અને મહાબલ મુનિ અવસ્થામાં વિચરતા હતા. એકવાર તેઓ પૃથ્વીસ્થાનપુરના સીમાડે આવ્યા અને કાયોત્સર્ગ કરીને ધ્યાનમગ્ન બની ગયા. એ સમયે ચારે તરફ રઝળી રહેલી કનકવતી પણ ગામમાં જવા નીકળી અને તે મુનિને જોતાંજ આ મહાબલ છે, એમ ઓળખી ગઈ. આસપાસ કોઈ હતું નહિ. કનકવતીએ લાકડા એકત્ર કરીને મુનિની આસપાસ ખડકયાં અને તેમાં આગ ચાંપી દીધી.

ભયંકર કર્મો બાંધીને કનકવતી અટ્ટહાસ્ય કરતી વિદાય થઈ... પરંતુ મહામુનિ મહાબલ આ ઉપસર્ગ શાંત ભાવે સહેવા લાગ્યા અને આત્મ મંથનમાં મગ્ન બની ગયા.

કેવળજ્ઞાન રૂપી મહાજ્ઞાન પ્રાપ્ત કરવાની ચાવી જ આત્મ મંથન છે...આત્મદર્શન છે.

મહામુનિ મહાબલને ત્યાં તે ત્યાં કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું અને તેઓ સિદ્ધ ગતિને પામ્યા.

મહાસાધ્વી મલયસુંદરી પણ ઉત્તમ ચારિત્રનું પાલન કરીને દેવલોકમાં ગયાં.

બંનેના ભવબંધનનો હંમેશ માટે અંત આવ્યો.

સમાપ્ત